આ ઉપરાન્ત રાધનપુર વગેરે ગામોના જે જે ગૃહસ્થો આ ગ્રંથના અગાઉથી ગ્રાહક થયા છે તેઓનો પણ આભાર માનીએ છીએ.

અમને, એ જણાવતાં હર્ષ થાય છે કે—પહેલા ભાગને વાંચ્યા પછી અનેક વિદ્વાનોએ આ ગ્રંથ માટે ઊંચા અભિપ્રાયો લખી મોકલ્યા છે. અમારી પાસે પહોંચેલા એ અનેક અભિપ્રાયોમાં કોઇ કોઈ મહાનુભાવોએ કરેલી સૂચનાઓમાં મુખ્ય બે સૂચનાઓ છેઃ

૧ અનુવાદ નાગરી ટાઇપમાં છપાવ્યો હોત તો ઠીક થાત.

૨ ગ્રંથમાં આવેલા શ્લોકોની અનુક્રમણિકા આપવી જોઈતી હતી. આ સંબંધી અમારો ખુલાસો આ છેઃ—

આ ગ્રંથના પહેલેથી જે ગ્રાહકો નોંધાયા છે અને જેઓ તરફથી ખાસ મદદ મળી છે, તેઓ બધા ગુજરાતી હોઈ તેઓની ઇચ્છા પ્રમાણે ગુજરાતી ટાઇપમાં અનુવાદ આપવો પસંદ કર્યો છે. અનુક્રમણિકા પ્રત્યેક ભાગમાં આપવાથી પ્રથમના ત્રણ ભાગોનું ખર્ચ અને કલેવર વધી જતું હોવાથી ચારે ભાગોના શ્લોકોની અનુક્રમણિકા એક સાથે ચોથા ભાગમાં આપવાનું રાખ્યું છે.

શ્રી આનંદ પ્રેસ—ભાવનગરના માલીક શ્રીયુત દેવચંદ દામજી શાહે, આ પુસ્તકને પ્રેસકળાની દૃષ્ટિએ સુંદર બનાવવામાં અને જલદી તૈયાર કરી આપવામાં જે લાગણી અને કાળજી બતાવી છે, તે માટે અમે તેમના આભારી છીએ.

ગુરુદેવ, બાકીનો ભાગ જલદી બહાર પાડવાનું અને બીજું પણ સસ્તું તથા ઉપયોગી સાહિત્ય સારા પ્રમાણમાં પ્રસિદ્ધ કરવાનું સામર્થ્ય અમોને અર્પો, એ જ ઇચ્છા!

મંત્રી—

શ્રી વિ. ધ. સૂ. જૈન ગ્રંથમાળા-ઉજ્જૈન.

શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય



શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજ.

A M. A. S. B; H. M. A. S. I; H. M. G. O. S.

શ્રી મહોદય પ્રિ. પ્રેસ–ભાવનગર.

જેમની
ચરણ-રજમાં
આ
આખુંય જીવન
ફળ્યું, ફુલ્યું અને વિકસિત થયું
—તે—
જીવન-વાટિકાના આદ્ય ઉદ્યાનકાર સમા
પરમપૂજ્ય, પરમોપકારી
**ગુરુદેવ**
શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય
શ્રી
**વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ**
ની
અમર સ્મૃતિમાં
સાદર
**સમર્પણ**

—વિનેય
મુનિ વિશાળ.

# અમારી ગ્રંથમાળાનાં ગુજરાતી પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ | વિજયધર્મસૂરિ–સ્વર્ગવાસ પછી | શ્રીવિદ્યાવિજયજી | ૨–૮–૦ |
| ૬ | વિજયધર્મસૂરિનાં વચન–કુસુમો | ,, | ૦–૪–૦ |
| ૧૦ | આબૂ (૭૫ ફોટો સાથે) | શ્રીજયન્તવિજયજી | ૨–૮–૦ |
| ૧૧ | વિજયધર્મસૂરિ | ધીરજલાલ ટો. શાહ | ૦–૨–૦ |
| ૧૨ | શ્રાવકાચાર | શ્રીવિદ્યાવિજયજી | ૦–૩–૦ |
| ૧૩ | રાણી સુલસા | , | ૦–૩–૦ |
| ૧૪ | સમયને ઓળખો ભા. ૨ જો | ,, | ૦-૧૦-૦ |
| ૧૫ | સમયને ઓળખો ભા. ૧ લો | ,, | ૦-૧૨-૦ |
| ૧૭ | સમ્યક્ત્વપ્રદીપ | શ્રીમંગળવિજયજી | ૦–૪–૦ |
| ૧૮ | વિજયધર્મસૂરિ–પૂજા | ,, | ૦–૪–૦ |
| ૨૦ | બ્રહ્મચર્યદિગ્દર્શન | શ્રીવિજયધર્મસૂરિ | ૦–૪–૦ |
| ૨૨ | વક્તા બનો | શ્રીવિદ્યાવિજયજી | ૦–૬–૦ |
| ૨૩ | મહાકવિ શોભન અને તેમની કૃતિ | શ્રીહિમાંશુવિજયજી | ૦–૩–૦ |
| ૨૪ | બ્રાહ્મણવાડા | શ્રીજયન્તવિજયજી | ૦–૪–૦ |
| ૨૫ | જૈનતત્ત્વજ્ઞાન | શ્રીવિજયધર્મસૂરિ | ૦–૪–૦ |
| ૨૬ | દ્રવ્યપ્રદીપ | શ્રી મંગળવિજયજી | ૦–૪–૦ |
| ૨૮ | ધર્મોપદેશ | શ્રીવિજયધર્મસૂરિ | ૦–૬–૦ |
| ૩૨ | ધર્મપ્રદીપ | શ્રીમંગળવિજયજી | ૦–૪–૦ |

# કિંચિદ્ વક્તવ્ય

લગભગ વીસેક વર્ષ પહેલાંની વાત છે. સંસ્કૃત "કાવ્યગ્રન્થો અને ચરિત્રગ્રન્થોનો અભ્યાસ અને વાંચન કરતાં, 'ભવિષ્યમાં વ્યાખ્યાનાદિ પ્રસંગે કામમાં આવશે,' એ ઇરાદાથી કેવળ મારા જ ઉપયોગને માટે નોંધી લેવાતો 'શ્લોકસંગ્રહ' આમ બીજાઓના પણ ઉપયોગ માટે પુસ્તકાકારે બહાર પડશે, એવી સ્વપ્નમાંયે મેં આશા નહિ રાખેલી. દશેક વર્ષના મારા વાચનમાંથી આવા હજારેક શ્લોકોનો સંગ્રહ મારી પાસે થયો. એ સંગ્રહને જોનારાઓ પૈકીના ઘણા શુભેચ્છકોની એ ભલામણે વધારે સંગ્રહ કરવા તરફ મને ઉત્સાહિત કર્યો કે— 'આવો સંગ્રહ જો પુસ્તકાકારે બહાર પડે તો તે ઘણા ઉપદેશકો, ઉપદેશકો જ નહિ; પરન્તુ સામાન્ય વર્ગને પણ ઉપકારી થાય.' પરિણામે અભિનવ ગ્રન્થોનું વાચન અને તેમાંથી સુંદર લાગતાં સુભાષિતોનો સંગ્રહ હું કરતો જ ગયો. મારા આ સંગ્રહમાં લગભગ ચારેક હજાર શ્લોકોનો સંગ્રહ, કે જેમા પ્રાકૃત ગાથાઓનો પણ સમાવેશ થાય છે, થતાં તેને છપાવવા માટે તૈયારી કરી કે જેના ફળસ્વરૂપ તેના ત્રણ ભાગો જનતાની સમક્ષ મૂકવા હું ભાગ્યશાળી થયો છુ.

મારા આ સંગ્રહો તેના ખપી જીવોને વધારે ઉપયોગી થાય, એટલા માટે મારાથી બની શક્યું તેટલા અંશે તેના વિષયો અને પેટાવિષયો પાડવાનો પ્રયત્ન કર્યો છે. એ કહેવાની ભાગ્યે જ જરુર રહે છે કે ઘણી વખત એક જ સુભાષિત કયા વિષયમાં મૂકવું, એ સમજવું બહુ કઠિન થઈ પડે છે એનો વિષય ઘણી વસ્તુઓની સાથે સંબંધ રાખે છે, તેમ છતાં પણ જેટલું વિચારી શકાયું તેટલું વિચારીને તેમ જ બીજા વિદ્વાન મહાનુભાવોની સલાહ લઇને વિષય-વિભાગો પાડવામાં આવ્યા છે. આશા છે કે—આના ઉપયોગી મહાનુભાવોને અમે કરેલી છાંટણીથી જરુર લાભ થશે.

વિષયોની છાંટણી કરવામાં એક બીજી મુશ્કેલી પણ ભૂલવા જેવી નથી જ. ધાર્મિક વિષયો અને વ્યાવહારિક વિષયોને જુદા કરવા એ ઘણું જ કઠિન કામ છે, એમ મને લાગ્યું છે. માર્ગાનુસારી ગૃહસ્થોના ૩૫ ગુણો કે શ્રાવકોના ૨૧ ગુણો, નીતિ કે સદાચાર, કર્તવ્ય કે વિનય–વિવેક, આ બધા વિષયો, નૈતિક વિષયો જેવા દેખાવા છતાં, જેમ ધાર્મિક વિષયોથી જુદા પાડી શકાય નહિ; તેમ શ્રાવકોનાં ૧૨ વ્રતો, ભાવના કે ધ્યાન, પંદર કર્માદાન કે અઢાર પાપસ્થાન એ ધાર્મિક ગણાતા વિષયો વ્યાવહારિક વિષયોથી જુદા પાડી શકાય નહી. એમ હોવા છતાં આ પુસ્તકોનો લાભ લેનારાઓની અનુકૂળતાને માટે આ પુસ્તકોમાં આપેલા બધા વિષયોને, બની શક્યુ તેટલા વિચારપૂર્વક, ધાર્મિક અને વ્યાવહારિક એમ બે વિભાગોમાં વહેંચી દેવામાં આવ્યા છે.

યદ્યપિ સુભાષિતોના સંગ્રહરૂપે સુભાષિતરત્નભાંડાગાર, સુભાષિત–સુધારત્નભાંડાગાર અને એવા અનેક ગ્રન્થો બહાર પડ્યા છે, પરન્તુ એમાં મોટે ભાગે હિંદુ ગ્રંથોમાંનો જ સંગ્રહ છે; તેમજ તે ગ્રંથો સાનુવાદ નથી. આ બે ખામી મારા આ સંગ્રહમાંથી દૂર કરવામાં આવી છે. એટલે કે હિંદુ ગ્રથો ઉપરાન્ત જૈન ગ્રંથો પૈકીના સુંદરમાં સુંદર સુભાષિતો આ સગ્રહમાં જેમ વિશેષરૂપે લેવામાં આવ્યાં છે તેવી જ રીતે દરેક સુભાષિતનો અનુવાદ પણ તેની સાથે આપવામાં આવ્યો છે.

એક બીજી પણ વિશેષતા આમાં છે કોઈ પણ શ્લોક કયાંથી લેવામા આવ્યો છે, એ સ્થાન પણ તે ગ્રંથના પૃષ્ઠ, અધ્યાય વગેરે સાથે આપવામાં આવ્યું છે. આ વિશેષતા અત્યાર સુધીના આવા બીજા સંગ્રહમાં ભાગ્યે જ જોવાય છે.

મારો આ સંગ્રહ લગભગ ચાર હજાર શ્લોકોનો છે. તેનું એક જ પુસ્તક થતા ઘણું મોટું થઈ જવાના કારણે અને વાચકોની અનુકૂળતાને માટે, એ બધા સંગ્રહને ચાર ભાગમાં બહાર પાડવાનું નક્કી કરવામાં આવ્યું છે. ( આ દરેક ભાગો લગભગ ચારસો ચારસો પાનાના થશે ) જેમાંના બે ભાગ થોડા જ વખત ઉપર બહાર પડી ચૂકયા છે અને આજે ત્રીજો ભાગ જનતા સમક્ષ મૂકાય છે.

મારા સંગ્રહમાં જે પ્રાકૃત ગાથાઓનો સંગ્રહ થએલો તેને જુદા જ પુસ્તકરૂપે બહાર પાડવાનો વિચાર ગોઠવેલો હોઇ, આ સંગ્રહમાં માત્ર સંસ્કૃત શ્લોકો જ આપવામાં આવ્યા છે.

આવા એક બૃહત્ સગ્રહને માટે જેમ એકાદ સારી પ્રસ્તાવનાની જરૂર છે, તેમ આખા ગ્રંથમાં આવતા તમામ શ્લોકોની અકારાદિ અનુક્રમણિકા તથા ઉપયોગમાં લીધેલા ગ્રંથોનું સૂચિપત્ર વગેરે કેટલીક ઉપયોગી બાબતો આપવાની પણ જરૂર છે, પરન્તુ તે બધુ આખોયે સગ્રહ તૈયાર થયા પછી જ આપી શકાય, એટલે તે બધી બાબતો ચોથા ભાગમાં આપવાનું રાખી, આ પ્રત્યેક ભાગમાં તો તેમાં આવતા વિષયોની અનુક્રમણિકા, સાંકેતિક અક્ષરો અને ચિહ્નોની સમજુતી તથા શુદ્ધિપત્રક-એટલું જ માત્ર આપવું ઉચિત ધાર્યું છે.

માત્ર આ પુસ્તકની ઉત્પત્તિના સંબંધમાં જ જે કંઇ બે એક બાબતો કહેવાની હતી, તે કહી છે. આ પ્રસંગે મારા તે બે મહાન ઉપકારીઓના ઉપકારને પ્રગટ કરવો નહીં ભૂલું કે જેઓની અસીમ કૃપા અને અમી-દૃષ્ટિએ મારા જેવા અજ્ઞાની તેમજ જડબુદ્ધિવાળા જીવને ચૈતન્ય અર્પ્યું છે અને મારા જીવનની કાયાપલટ કરી મને ઋણી બનાવ્યો છે. તેઓ છે—મારા દાદાગુરુ, જગત્પૂજ્ય, શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય શ્રી વિજયધર્મ-સૂરીશ્વરજી મહારાજ અને મારા ગુરુવર્ય શાંતમૂર્તિ મુનિરાજ શ્રી જયંતવિ-જયજી મહારાજ. મારા ગુરુએ આ ગ્રંથને સુંદર, પદ્ધતિસર અને શુદ્ધ બનાવી આપવા માટે શ્રમ સેવ્યો છે, એ બદલ પણ હું તેઓશ્રીનો અત્યંત ઋણી છું.

વિષયો અને પેટાવિષયોની ચૂંટણી કરવામાં તેમજ પ્રુફો વગેરે તપાસ-વામાં સાયલાનિવાસી ન્યાયતીર્થ-તર્કભૂષણ પંડિત રતિલાલ દીપચંદ દેસા-ઇએ અને શુદ્ધિપત્રક બનાવી આપવામાં ન્યાય-સાહિત્યતીર્થ મુનિરાજ શ્રી હિમાંશુવિજયજીએ આપેલા યોગ બદલ તેઓને ધન્યવાદ આપવો ભૂલીશ નહીં.

ઉપર્યુક્ત બન્ને ગુરુદેવોની અસીમ કૃપા, મારો બાકીનો ભાગ જલદી બહાર પાડવાનું સામર્થ્ય અર્પે, એ અંતરની અભિલાષાપૂર્વક વિરમું છું.

**શેઠ કપૂરચંદજીની ધર્મશાલા**
બલદુટ (સિરોહી સ્ટેટ), કારતક શુદ ૧૫.
વી. સં. ૨૪૬૩, ધર્મ સં. ૧૫.

—ધર્મજયન્તોપાસક
**મુનિ વિશાળવિજય.**

  

## हमारी ग्रन्थमालाके हिन्दी व अंग्रेजी पुस्तक.



| | | |
|---|---|---|
| ४ श्रावकाचार | श्रीविद्याविजयजी | ० ४-० |
| ५ विजयधर्मसूरि के वचन-कुसुम | ,, | ०-४-० |
| ७ सेइंग्झ ऑफ विजयधर्मसूरि | डॉ. क्रोझे | ०-४-० |
| (Sayings of Vijaya Dharma Suri) | (Dr. Krause.) | |
| ९. विजयधर्मसूरि अष्टप्रकारीपूजा | श्रीविद्याविजयजी | ०-४-० |
| १६ एन आइडीयल मंक-आदर्श साधु. | ए.जे.सुनावाला | ५-०-० |
| (An Ideal Monk) | (A J. Sunawala) | |
| २१ ब्रह्मचर्यदिग्दर्शन | श्रीविजयधर्मसूरि | ०-४-० |
| २९ सम्यक्त्वप्रदीप | उ. मंगलविजयजी | ०-४-० |
| ३३ मेरी मेवाड़यात्रा | श्रीविद्याविजयजी | ०-३-६ |
| आबू (७५ चित्र सहित) | श्रीजयन्तविजयजी | २-८-० |

मिलनेका पता:—

**श्री विजयधर्मसूरि जैन ग्रन्थमाला**

छोटासराफा, उज्जैन (मालवा).

  



રાધનપુરનિવાસી—મરહૂમ શેઠ વાડીલાલ પૂનમચંદ.

આનંદ પ્રેસ—ભાવનગર.



# શેઠ વાડીલાલ પુનમચંદની ટૂંકી જીવનરેખા.

" They asked a great one:
How many ways are there to God ?
He said there are as many ways as atoms in Universe but the best and shortest is service"

" તેઓએ એક મહાત્માને પૂછ્યું કે પ્રભુ પાસે જવાને કેટલા માર્ગો છે ? મહાત્માજીએ કહ્યું કે પ્રભુ પાસે જવાને ઘણા માર્ગો છે, પરંતુ સરસમાં સરસ અને ટૂંકામાં ટૂંકો માર્ગ સેવાનો છે. "

રાધનપુર જ નહિ, બલ્કે જૈન સમાજના જાહેર જીવનમાં તેમજ ધાર્મિક, સામાજિક કે પ્રજાકીય કોઇપણ ખાતામાં શેઠ વાડીલાલ પૂનમચંદનું નામ સોનેરી અક્ષરોએ કોતરાઇ રહ્યું છે 'સેવા' એ તેમના જીવનનો મુદ્રાલેખ હતો. ત્હેમનો જન્મ સંવત્ ૧૯૨૧ની સાલમાં શેઠ પૂનમચંદ માણેકચંદને ત્યાં થયો હતો. ત્હેમના વડીલ બંધુનું નામ શેઠ હરગોવિંદદાસ પૂનમચંદ હતું કે જેમણે રાધનપુરના સ્થાનિક જાહેર જીવનમાં ખૂબ ચમકારો કર્યો હતો તેમની છાપ શેઠ વાડીલાલમાં આબાદ પડી હતી. તેમનું કુટુંબ સાધારણ રીતે સુખી ગણાતું હતું. બાલ્યકાળ પસાર કરી વિદ્યાર્થી જીવનમા ઊંચી કેળવણી પ્રાપ્ત કરી તેઓશ્રી ધાર્મિક તેમજ વ્યાવહારિક બાબતમાં નિષ્ણાત બન્યા હતા. માબાપના ધાર્મિક સંસ્કારોએ ત્હેમને ખૂબ પોષણ આપ્યું હતું, અને તેમાથી તેઓશ્રીને સેવાનો માર્ગ સાંપડ્યો હતો. તેઓશ્રીના જમાનામાં જૈન સમાજ બીનકેળવાયેલ હતો કેળવણી પ્રત્યે બહુ જ ઓછું ધ્યાન આપવામા આવતું હતું. શેઠ વાડીલાલને આ બાબત ખૂબ સાલી, અને સમાજને આધુનિક કેળવણી મળે એ જાતના વ્યવહારુ રાહોમાં, પોતાનો તન–મન–

ધનથી સાથ આપ્યો. તેમણે ઉદારતાથી કટકે કટકે લગભગ ૫૦૦૦૦) પચાસ હજાર રૂપિયા એવી સંસ્થાઓ પાછળ ખર્ચ્યાં છે, એટલું જ નહિ પણ પાલીતાણા જૈન શ્રાવિકાશ્રમ અને યશોવિજયજી જૈન ગુરુકુળ જેવી સંસ્થાઓને પગભર કરવામાં બહુ જ મોટો ફાળો આપ્યો છે. મુંબઈ જીવદયા મંડળીના તેઓ આજીવન મેંબર હતા અને એ સંજોગોમાં સંખ્યાબંધ જીવોને અભયદાન આપવાનું પુન્ય તેઓશ્રી હાંસલ કરી શકયા હતા રાધનપુરના વિદ્યાર્થીભુવનની સ્થાપનામાં તેઓશ્રીનો સારો હિસ્સો હતો. રાધનપુરની પાંજરાપોળનું કાર્ય પણ લગભગ તેઓશ્રી જ સંભાળતા હતા. મુબઇ શેરબજારના ડીરેકટર તરીકે પણ તેમની બહુ જ યશસ્વી કારકીર્દી છે અને જૈન શ્વે. કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમીટીના વર્ષો સુધી સભ્ય હતા. તેમણે સમાજની અચ્છી રીતે સેવા બજાવી હતી. લગભગ પચીસ હજાર રૂપિયા ખર્ચી તેઓશ્રીએ પૂજ્યશ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી ઉજમણું પણ કર્યું હતુ અને તેમ કરી જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરી હતી યાત્રા કરવાનો ત્હેમને અજબ શોખ હતો. ત્હેમના જીવનમાં ત્હેમણે નાની મોટી અનેક યાત્રાઓ કરી માનવજીવનની સાર્થકતા કરી છે. સાધર્મીબધુ પ્રત્યેનું વાત્સલ્ય ત્હેમનામાં ખૂબ હતું. કોઇ પણ સ્વધર્મીબંધુ ત્હેમને ત્યાં જતો તો તેઓશ્રી ત્હેને દરેક પ્રકારની મદદ આપતા આ બધાં કાર્યોમાં ત્હેમની ધર્મપત્ની શ્રીમતી મેનાબાઇનો સંપૂર્ણ સાથ હતો. ત્હેમનો સ્વભાવ પણ બહુ જ માયાળુ અને આનંદી હતો. પતિના દરેક કાર્યમાં ત્હેમની સહાનુભૂતિ હતી. આમ સારાયે જીવન દરમ્યાન બહુ જ ઉજ્જવળ કારકીર્દી પ્રાપ્ત કરી શેઠ વાડીલાલ સંવત્ ૧૯૮૮ના ચૈત્ર વદિ ચોથના દિને પોતાની પાછળ બહોળો પરિવાર મકી સ્વર્ગવાસ પામ્યા. તેમના ચિરંજીવી શેઠ રતિલાલભાઇ તથા ધીરજલાલભાઇમાં પણ ત્હેમના ઉચ્ચ સંસ્કારો પડયા છે. શેઠ રતિલાલ ત્હેમના પિતાશ્રી કરતાં પણ વધારે જાહેર જીવનમાં ભાગ લે છે અને 'બાપ કરતાં બેટા સવાયો' એ કથનને સાબીત કરી બતાવ્યું છે મરહૂમ શેઠ વાડીલાલના સ્વર્ગગમન પછી તેઓશ્રી રાધનપુરી જનતાના ખૂબ સમાગમમાં આવ્યા છે.



આનંદ પ્રેસ ] રાધનપુરનિવાસી-જ્ઞાનવીર શેઠ રતિલાલ વાડીલાલ પુનમચંદ. [ ભાવનગર.

સામાન્ય પ્રજાકીય હિતકારક બાબતોમાં ત્હેમના સંપૂર્ણ સાથ છે. યુવાન-વય હોવા છતાં પ્રૌઢને છાજે તે રીતે તેઓનો વર્તાવ છે. કોઈ પણ રાધનપુરી બંધુ તેમજ દરેક વ્યક્તિ માટે ત્હેમનાં દ્વાર હંમેશાં ખુલ્લાં હોય છે અને તેથી જનતાનો તેઓશ્રી સારો ચાહ મેળવી શક્યા છે. રાજ્યમાં પણ ત્હેમનું સ્થાન અનોખું છે. સ્વતંત્ર થયા પછી ત્રણ વરસ જેવા ટૂંક સમયમાં લાખેક રૂપિઆ સામાજિક કાર્યો પાછળ શેઠ રતિલાલે ઉદારતાથી ખર્ચ્યા છે એટલું જ નહિ પરંતુ સંખ્યાબંધ સામાજિક સંસ્થાઓના તેઓશ્રી જુદા જુદા હોદ્દા ઉપર રહી ઑનરરી કાર્ય કરે છે. પાલીતાણા શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ, શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમ અને શ્રાવિકાશ્રમના તેઓશ્રી સેક્રેટરી છે. માંગરોળ જૈન સભા, જૈન શ્વે. કૉન્ફરન્સ, જીવદયા મંડળી, વિદ્યાર્થીભુવન, મહાવીર જૈન વિદ્યાલય અને રાધનપુર પાંજરાપોળ ફંડ કમીટીના તેઓ ટ્રસ્ટી છે આત્મારામજી શતાબ્દીકમીટી રાધનપુર અને સાગરગચ્છની પેઢીના પણ ટ્રસ્ટી છે. રાધનપુર જૈન યુવકોદય મંડળ, આત્માનંદ સભા, સુરત મહિલામંડળ, સોનગઢ મહાવીર ચારિત્ર રત્નાશ્રમ અને શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળ શિવપુરીના ખજાનચી ચૂંટાયા છે, તેમજ મુંબઇ જૈન માંગરોળ સભાના સેક્રેટરી તરીકે ચુંટણી થઇ છે; વગેરે અનેક ખાતાંઓમાં તેઓશ્રીનું માનવંતુ સ્થાન છે. પોતાના પિતાશ્રી જેવી જ ત્હેમની ઉદાત્ત ભાવના છે. સ્વભાવે સરલ ત્હેમજ સ્મિતભાષી છે. જૈન સમાજના આધુનિક કલુષિત વાતાવરણ તરફ તેઓશ્રીની સંપૂર્ણ અરુચિ છે, અને તેથી તેઓ કોઈ પણ પક્ષમાં ન પડતાં પોતાને રુચે તે તરફ ત્હેમની પ્રવૃત્તિ કરે છે. સમાજોન્નતિ કરવાની તેઓશ્રી તમન્ના સેવે છે અને તે માટેની શક્ય દરેક પ્રવૃત્તિઓ કરે છે. ધાર્મિક બાબતોમાં પણ ખૂબ શ્રદ્ધા ધરાવે છે. તેઓશ્રીના લઘુ બંધુ ધીરજલાલભાઇ પણ સમાજ માટે એક આશાજનક યુવક છે. તેઓશ્રી ધાર્મિક નિયમોનું ખંતથી પાલન કરે છે. પ્રાન્તે શાસનદેવ એ બે 'યુગલને' ખૂબ ચિરંજીવી બનાવે અને ત્હેમના દ્વારા સમાજ દિન પ્રતિ દિન પ્રગતિ સાધે એ જ અભ્યર્થના !

—પ્રકાશક.

# अमारी ग्रंथमाळानां संस्कृत पुस्तको ।

२ धर्मवियोगमाळा श्री हिमांशुविजयजी ०-२-०
३ प्रमाणनयतत्त्वालोक
( पं० रामगोपालाचार्यकृत टीकायुक्त ) „ ०-१४-०
८ जयन्तप्रबन्ध ( गुजराती भा. युक्त ) „ ०-३-०
१६ जैनीसप्तपदार्थी „ ०-५-०
२७ सुभाषितपद्यरत्नाकर भाग १.
( गुजराती भा. युक्त ) श्रीविशालविजयजी „ १-४-०
३० अर्हत्-प्रवचन ( गु० भा० युक्त ) श्रीविद्याविजयजी ०-५-०
३१ सुभाषितपद्यरत्नाकर भाग २.
( गुजराती भा० युक्त ) श्रीविशालविजयजी १-४-०
३४ सुभाषितपद्यरत्नाकर भाग ३.
( गुजराती भा० युक्त ) श्री विशालविजयजी १-४-०
उत्तराध्ययनसूत्र भाग ४ थो.
( कमलसंयमी टीका युक्त ) श्रीजयन्तविजयजी ३-८-०
प्रमाणनयतत्त्वालोक-प्रस्तावना श्रीहिमांशुविजयजी ०-३-०

मळवानुं ठेकाणुं—

श्री विजयधर्मसूरि जैन ग्रंथमाळा ।
छोटा सराफा, उज्जैन ( मालवा ).



રાધનપુરનિવાસી-શેઠ ધીરજલાલ વાડીલાલ પૂનમચંદ.

આનંદ પ્રેસ-ભાવનગર.




( त्रीजा भागनी )

## શ્લોકોનાં પ્રમાણોમાં આપેલ ગ્રન્થોનાં તથા સ્થળોનાં ટૂંકાં નામોની સમજુતી.

अ०–अध्याय, अध्ययन, अधिकार.

आ. स–जैन आत्मानन्द सभा, भावनगर.
आगमोदय समिति, सुरत.

आग०स०-आगमोदय समिति,सुरत.

आत्मा० स०–जैन आत्मानन्द सभा, भावनगर.

त्रिषष्टि–त्रिषष्टिशलाकापुरुषचरित्र.

दे० ला०–देवचन्द लालभाई पुस्तकोद्धार फंड, सुरत.

पृ०–पृष्ट.

प्र० स०–जैनधर्म प्रसारक सभा, भावनगर.

भा०–भाग.

भा० वि०–भावविजय.

य० वि० ग्रं०–यशोविजय जैन ग्रंथमाला, भावनगर.

वि० ध० ल०–विजयधर्मलक्ष्मी ज्ञानमंदिर, आगरा.

श्लो०–श्लोक.

ही. हं०–पंडित हीरालाल हंसराज, जामनगर.

જે શ્લોકના પ્રમાણુના અંતે ફૂલ ( * ) નું નિશાન આપ્યું છે તે શ્લોક તે ગ્રંથકારનો પોતાનો બનાવેલો નથી, પણ બીજાના ગ્રંથમાંથી એ ગ્રંથમાં લીધેલો છે, એમ સમજવું.

શ્લોકના પ્રમાણુના ઉલ્લેખમાં કૌંસ ( ) માં આપેલ નામ ગ્રંથકર્તાનું અથવા તો પ્રકાશકનું સમજવું.



# शुद्धिपत्रक.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૮૨૪ | ૨૨ | શાસ્ત્રોની | શસ્ત્રોની |
| ૮૨૫ | ૨ | વિદ્યા–કારીગરીનો ગુરૂ | –વિદ્યાનો જાણકાર |
| ૮૨૮ | ૨૦ | रज्ञये- | रज्ञये- |
| ૮૨૯ | ૫ | प्राप्तुवन्तीह | प्राप्नुवन्तीह |
| ૮૩૧ | ૭ | લોકોની પ્રીતિ મેળવવી | લોકોને રાજી કરવા |
| ,, | ૮ | સંપાદાઓ | સંપદાઓ |
| ૮૪૫ | ૪ | ખાતો હોય, | ખાતો હોય, |
| | | જે નિત્ય વ્રતવાળો હોય, | જે ગુરુને પ્રિય હોય, |
| ૮૪૭ | ૫ | –लक्षण | –लक्षणम् |
| ,, | ૧૭ | दृस्यते | दृश्यते |
| ૮૪૮ | ૬ | શાંત હો | શાંત હોય |
| ૮૫૦ | ૪ | वाह्मण- | ब्राह्मण- |
| ,, | ૧૭ | कर्मायणग्र- | कर्माण्यग्र- |
| ૮૫૩ | ૫ | કરવાં છે. | કરવાં જોઇએ. |
| ૮૬૧ | ૧૦ | –कुकुटा- | –कुक्कुटा- |
| ૮૬૨ | ૪ | कृषिमेव | कृषिरेव |
| ૮૬૩ | ૧૨ | –गोरक्ष- | –गोरक्ष्य- |
| ૮૬૪ | ૧૮ | उपदेशप्रासाद | उपदेशप्रासाद* |
| ૮૬૫ | ૨૦ | –प्यंसौ | –प्यसौ |
| ૮૭૦ | ૧૪ | भावस्गिनध्रै- | भावस्निग्धै- |
| ૮૭૨ | ૧૭ | શક્તિ. | શક્તિ વગેરે. |
| ૮૭૯ | ૬ | व्रत्तैः | वृत्तै |
| ૮૮૦ | ૧૬ | वापयेद्बीजं | वापयेद्बीजं |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૮૮૧ | ૧૨ | याज्ञयल्क्यस्मृति | याज्ञवल्क्यस्मृति |
| ૮૮૫ | ૧૭ | स्वर्गर्ति | स्वर्गति |
| ૮૮૯ | ૧૬ | विपद्युच्यैः स्थेयं | विपद्युच्चैर्धैर्यं |
| ,, | ૨૨ | દિલથી | ધૈર્યથી |
| ૮૯૬ | ૮ | ભોગંને | ભોગવે |
| ,, | ૧૧ | वरंः | वरं |
| ૮૯૮ | ૧૭ | દુર્જન હલાપણું:— | ૦ |
| ૮૯૯ | ૨૧ | ध्रवं | ध्रुवं |
| ૯૦૪ | ૨ | बद्धैवा- | बद्ध्वेवा- |

૯૦૬ના પહેલા શ્લોકનો અનુવાદ નીચે પ્રમાણે સમજવો —

" જે સાત્વિક લોકો મોક્ષની ઈચ્છામાં તલ્લીન એવા મનથી શુદ્ધ એવી ધર્મકથાને જ ચાહે છે તેઓ ઉત્તમ છે "

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૯૦૬ | ૧૭ | અપેક્ષાએ | અપેક્ષા રાખનારા, |
| ,, | ૧૮ | સંકુચિત છે | સંકુચિત કથાને ચાહે છે |
| ૯૦૯ | ૩ | कुलिनः | कुलीनः |
| ૯૦૯ | ૧૧ | ૨૩, ૨૪, | ૨૩, ૨૪, (दे. ला) |
| ૯૧૦ | ૫ | ध्यानतत्तराः । | ध्यानतत्पराः । |
| ,, | ૧૪ | निसङ्गा | निःसङ्गा |
| ૯૧૩ | ૧૨ | કરવો | કરવું |
| ,, | ૧૭ | -गतैकव्रतफलं, | -गतं च श्रवणयोः, |
| ૯૧૪ | ૨ | વ્રતના ફળવાળું | ૦ |
| ૯૧૬ | ૨ | -मेव | मेति |
| ૯૨૫ | ૧૧ | यासदेव | व्यासदेव |
| ૯૨૭ | ૪ | सखे ! | वयः ! |
| ,, | ૬ | હે મિત્ર ! | હે પક્ષી મિત્ર !: |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ | શુદ્ધિ: |
|---|---|---|---|
| ૯૩૫ | ૨ | दध्यु- | दध्यू- |
| ,, | ૪ | પૃ. ૧૭૮ | પૃ. ૧૭૮* |
| ,, | ૭ | તેમાં | તે દ્વારા |
| ,, | ૮ | ધારણ કરી રાખે છે | આપે છે. |
| ૯૩૭ | ૭ | ( आ. स. ) | ( आ. स )* |
| ૯૩૮ | ૧૮ | निस्पृहः | निःस्पृहः |
| ૯૩૯ | ૬ | સમથ હોય, | સમર્થ હોય અને જે કષાયોને જીતવામાં શૂરવીર હોય |
| ૯૪૬ | ૩ | शुश्रुप- | शुश्रूष- |
| ૯૫૦ | ૧૧ | हिमांशुनिजय. | हिमांशुविजय. |
| ૯૫૯ | ૧૯ | पुर्णो- | पूर्णो- |
| ,, | ૨૨ | -विहिना | -विहीना |
| ૯૬૬ | ૧૭ | ० | हृदयप्रदीप, શ્લોક ૧૩. |
| ૯૬૭ | ૨૧ | स्वादन्नपि | खादन्नपि |
| ૯૬૯ | ૪ | भेषज्ञो | भेषज्ञः |
| ,, | ૧૫ | હોય અને અધિકારવાળો હોય તે જ ( સાચો ) વૈદ્ય છે | હોય, આવો વૈદ્ય ચિકિત્સા કરવાને અધિકારી-યોગ્ય છે. |
| ૯૭૧ | ૭ | હજરગણી | હજારગણી |
| ૯૭૮ | ૧૩ | पान्ति | यान्ति |
| ,, | ,, | पर्ण | पर्णं |
| ૯૮૨ | ૧૬ | पौष्य- | पांष्य- |
| ૯૮૪ | ૨૦ | ચારક | ચાકર |
| ૯૮૫ | ૨૧ | मृत | मृत् |
| ૯૮૬ | ૪ | મડદું | માટી |

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
| --- | --- | --- | --- |
| ૯૮૬ | ૧૪ | ઉત્પન્ન કરે | દૃઢ કરે |
| ,, | ૨૦ | श्रवन्ति | स्रवन्ति |
| ૯૯૨ | ૧૨–૧૩ | અયોગ્ય દેશ અને અયોગ્ય કાળને વિષે ચર્યા (ચાલવા) નો ત્યાગ કરે | દેશ–કાળથી વિરુદ્ધ આચરણ ન કરે |
| ૯૯૮ | ૪ | एत | एते |
| ,, | ૧૩ | અંગમ | અંગમાં |
| ૯૯૯ | ૨૦ | -स्तदूपणा- | स्तद्दूषणा- |
| ૧૦૦૨ | ૯ | -चिर- | -चीर- |
| ,, | ૧૨ | ताबूम्लं | ताम्बूलं |
| ૧૦૦૮ | ૧૦ | दृशकन्धरः | दशकन्धरः |
| ૧૦૧૨ | ૩ | -चुम्बिम् | - चुम्बितम् |
| ,, | ૯ | पापिष्ठा | पापिष्ठा |
| ૧૦૧૩ | ૧૬ | ધનને હણુનારી, બળને | ધનને હણુનારી, મ-રણુને નિપજાવનારી, બળનો |
| ૧૦૧૭ ,, | ૧૩–૧૪ ,, | મારું કયું આચરણ પશુને તુલ્ય છે અને કયું આચરણ સત્પુરુષને તુલ્ય છે ? | મારું આચરણ પશુને તુલ્ય છે કે સત્પુરુષને તુલ્ય છે ? |
| ૧૦૧૯ | ૯ | ભકિત | યુક્તિ |
| ૧૦૨૦ | ૭ | भव | भवे |
| ૧૦૨૩ | ૧૧ | नोर्व्व | नोर्ध्वं |
| ૧૦૨૬ | ૮ | क्रुर | क्रूर |
| ૧૦૨૭ | ૪ | कनिष्ठा- | कनिष्ठा- |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ,, | ૧૯ | दन्तकाष्टं | दन्तकाष्ठं |
| ૧૦૨૮ | ૫ | दन्तकाष्टस्य | दन्तकाष्ठस्य |
| ૧૦૨૯ | ૪ | -षट्- | -षड्- |
| ,, | ૧૦ | -शोक- | -शोफ- |
| ૧૦૩૧ | ૧૩ | ચિત્રા | રેવતી |
| ૧૦૩૬ | ૪ | सुचैलो | सुचेलो |
| , | ૧૭ | हृदे- | ह्रदे- |
| ૧૦૩૮ | ૩ | यतन्न | यत्तन्न |
| ૧૦૩૯ | ૧૧ | धू | धूपं |
| ૧૦૪૧ | ૪ | થાય છે. ૬. | થાય છે, એમ કેટલાકો કહે છે, પણ તે ઠીક નથી. ( ઉપલો શ્લોક જુઓ. ) ૬ |
| ૧૦૪૨ | ૯ | ( गद्य ) | ( गद्य )* |
| ૧૦૪૯ | ૧૭ | ( ખૂણા ) | (ખૂણા) અને દક્ષિણ દિશા |
| ૧૦૫૧ | ૧૮ | -सुण्डि- | -सुण्ठि- |
| ,, | ૧૯ | पक्त्रा | पक्त्वा |
| ૧૦૫૩ | ૪ | અને જાંઘ | અને ઢીંચણ |
| ,, | ૧૦ | જંઘાને | ઢીંચણને |
| ,, | ૧૨ | वितं | वित्तं |
| ૧૦૫૪ | ૩ | ब्रह्मणै- | ब्राह्मणै- |
| ,, | ૪ | -र्निगृहैर्निस्वकैश्च | -र्निर्गृहैर्निःस्वकैश्च |
| ,, | ૮ | રાજા કે | રાજા, ઘર વગરના કે |
| ૧૦૫૯ | ૮ | संवत्सरणे | संवत्सरेण |
| ૧૦૬૪ | ૨૦ | (आत्मा. स ) | (आत्मा. स.)* |
| ૧૦૬૮ | ૩ | ટુંકુ | ટુંકું |
| ૧૦૭૦ | ૭ | રખવા | રાખવા |

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
| --- | --- | --- | --- |
| ૯૮૬ | ૧૪ | ઉત્પન્ન કરે | દઢ કરે |
| ,, | ૨૦ | श्रवन्ति | स्रवन्ति |
| ૯૯૨ | ૧૨–૧૩ | અયોગ્ય દેશ અને અયોગ્ય કાળને વિષે ચર્યા (ચાલવા) નો ત્યાગ કરે | દેશ–કાળથી વિરુદ્ધ આચરણ ન કરે |
| ૯૯૮ | ૪ | एत | एते |
| ,, | ૧૩ | અંગમ | અંગમાં |
| ૯૯૯ | ૨૦ | -स्तदूपणा– | स्तद्दूषणा– |
| ૧૦૦૨ | ૯ | –चिर- | -चीर– |
| ,, | ૧૨ | तावूम्लं | ताम्बूलं |
| ૧૦૦૮ | ૧૦ | दृशकन्धरः | दशकन्धरः |
| ૧૦૧૨ | ૩ | –चुम्विम् | - चुम्बितम् |
| ,, | ૯ | पापिष्ठा | पापिष्ठा |
| ૧૦૧૩ | ૧૬ | ધનને હણનારી, બળને | ધનને હણનારી, મરણને નિપજાવનારી, બળનો |
| ૧૦૧૭ | ૧૩–૧૪ | મારું કયું આચરણ | મારું આચરણ પશુને |
| ,, | ,, | પશુને તુલ્ય છે અને કયું આચરણ સત્પુરુષને તુલ્ય છે ? | તુલ્ય છે કે સત્પુરુષને તુલ્ય છે ? |
| ૧૦૧૯ | ૯ | ભક્તિ | યુક્તિ |
| ૧૦૨૦ | ૭ | भव | भवे |
| ૧૦૨૩ | ૧૧ | नोर्ध्व | नोर्ध्वं |
| ૧૦૨૬ | ૮ | क्रुर | क्रूर |
| ૧૦૨૭ | ૪ | कनिष्ठा– | कनिष्ठा– |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ,, | ૧૯ | दन्तकाष्टं | दन्तकाष्ठं |
| ૧૦૨૮ | ૫ | दन्तकाष्टस्य | दन्तकाष्ठस्य |
| ૧૦૨૯ | ૪ | -षट्- | -षड्- |
| ,, | ૧૦ | -शोक- | -शोफ- |
| ૧૦૩૧ | ૧૩ | ચિત્રા | રેવતી |
| ૧૦૩૬ | ૪ | सुचैलो | सुचेलो |
| , | ૧૭ | हृदे- | ह्रदे- |
| ૧૦૩૮ | ૩ | यतन्न | यत्तन्न |
| ૧૦૩૯ | ૧૧ | धू | धूपं |
| ૧૦૪૧ | ૪ | થાય છે. ૬. | થાય છે, એમ કેટલાકો કહે છે, પણ તે ઠીક નથી. ( ઉપલો શ્લોક જુઓ. ) ૬ |
| ૧૦૪૨ | ૯ | ( गद्य ) | ( गद्य )* |
| ૧૦૪૯ | ૧૭ | ( ખૂણા ) | (ખૂણા) અને દક્ષિણ દિશા |
| ૧૦૫૧ | ૧૮ | -सुण्ड- | -सुण्ठ- |
| ,, | ૧૯ | पक्त्रा | पक्त्वा |
| ૧૦૫૩ | ૪ | બન્ને જાંઘ | બન્ને ઢીંચણ |
| ,, | ૧૦ | જંઘાને | ઢીચણને |
| ,, | ૧૨ | वितं | वित्तं |
| ૧૦૫૪ | ૩ | ब्रह्मणै- | ब्राह्मणै- |
| ,, | ૪ | -र्निगृहैर्निस्वकैश्च | -र्निर्गृहैर्निःस्वकैश्च |
| ,, | ૮ | રાજા કે | રાજા, ઘર વગરના કે |
| ૧૦૫૯ | ૮ | संवत्सरणे | संवत्सरेण |
| ૧૦૬૪ | ૨૦ | (आत्मा. स ) | (आत्मा. स.)* |
| ૧૦૬૮ | ૩ | ટંકુ | ઠુંઠું |
| ૧૦૭૦ | ૭ | રખવા | રાખવા |

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૯૮૬ | ૧૪ | ઉત્પન્ન કરે | દઢ કરે |
| ,, | ૨૦ | श्रवन्ति | स्रवन्ति |
| ૯૯૨ | ૧૨–૧૩ | અયોગ્ય દેશ અને અયોગ્ય કાળને વિષે ચર્યા (ચાલવા) નો ત્યાગ કરે | દેશ–કાળથી વિરુદ્ધ આચરણ ન કરે |
| ૯૯૮ | ૪ | एत | एते |
| ,, | ૧૩ | અંગમ | અ ગમાં |
| ૯૯૯ | ૨૦ | -स्तदूपणा- | स्तद्दूषणा- |
| ૧૦૦૨ | ૯ | -चिर- | -चीर- |
| ,, | ૧૨ | तावूम्लं | ताम्बूलं |
| ૧૦૦૮ | ૧૦ | दृशकन्धरः | दशकन्धरः |
| ૧૦૧૨ | ૩ | -चुम्विम् | - चुम्बितम् |
| ,, | ૯ | पापिष्टा | पापिष्ठा |
| ૧૦૧૩ | ૧૬ | ધનને હણનારી, બળને | ધનને હણનારી, મરણને નિપજાવનારી, બળનો |
| ૧૦૧૭ ,, | ૧૩–૧૪ ,, | મારું કયું આચરણ પશુને તુલ્ય છે અને કયું આચરણ સત્પુરુષને તુલ્ય છે ? | મારું આચરણ પશુને તુલ્ય છે કે સત્પુરુષને તુલ્ય છે ? |
| ૧૦૧૯ | ૯ | મકિત | યુક્તિ |
| ૧૦૨૦ | ૭ | भव | भवे |
| ૧૦૨૩ | ૧૧ | नोर्ध्वं | नोर्ध्वे |
| ૧૦૨૬ | ૮ | क्रुर | क्रूर |
| ૧૦૨૭ | ૪ | कनिष्टा- | कनिष्ठा- |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ,, | ૧૯ | दन्तकाष्ठं | दन्तकाष्ठं |
| ૧૦૨૮ | ૫ | दन्तकाष्ठस्य | दन्तकाष्ठस्य |
| ૧૦૨૯ | ૪ | -षट्- | -षड्- |
| ,, | ૧૦ | -शोक- | -शोफ- |
| ૧૦૩૧ | ૧૩ | ચિત્રા | રેવતી |
| ૧૦૩૬ | ૪ | सुचैलो | सुचेलो |
| ,, | ૧૭ | हृदे- | हृदे- |
| ૧૦૩૮ | ૩ | यतन्न | यत्तन्न |
| ૧૦૩૯ | ૧૧ | धू | धूपं |
| ૧૦૪૧ | ૪ | થાય છે. ૬. | થાય છે, એમ કેટલાક કહે છે, પણ તે ઠીક નથી. ( ઉપલો શ્લોક જુઓ. ) ૬ |
| ૧૦૪૨ | ૯ | ( गद्य ) | ( गद्य )* |
| ૧૦૪૯ | ૧૭ | ( ખૂણા ) | (ખૂણા) અને દક્ષિણ દિશા |
| ૧૦૫૧ | ૧૮ | -सुण्डि- | -सुण्ठि- |
| ,, | ૧૯ | पक्त्रा | पक्त्वा |
| ૧૦૫૩ | ૪ | અને જાંઘ | અને ઢીંચણ |
| ,, | ૧૦ | જંઘાને | ઢીંચણને |
| ,, | ૧૨ | वितं | वित्तं |
| ૧૦૫૪ | ૩ | ब्रह्मणौ- | ब्राह्मणे- |
| ,, | ૪ | -र्निगृहैर्निस्वकैश्च | -र्निर्गृहैर्निःस्वकैश्च |
| ,, | ૮ | રાજા કે | રાજા, ઘર વગરના કે |
| ૧૦૫૯ | ૮ | संवत्सरणे | संवत्सरेण |
| ૧૦૬૪ | ૨૦ | (आत्मा. स ) | (आत्मा. स.)* |
| ૧૦૬૮ | ૩ | ટંકુ | ઠુંકું |
| ૧૦૭૦ | ૭ | રખવા | રાખવા |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧૦૭૨ | ૫ | करयचित | कस्यचित् |
| ,, | ૬ | ० | महाभारत |
| ૧૦૭૪ | ૮ | रपिब्रुवन् | रपि ब्रुवन् |
| ૧૦૮૦ | ૧૮ | ध्रव- | ध्रुव- |
| ૧૦૮૩ | ૩ | वंश | वंशः |
| ૧૦૮૫ | ૧૮ | ( विह्वण ) | ( विह्लण ) |
| ૧૦૯૦ | ૧૭ | સંસ્કાર | સંસ્કારિત |
| ૧૦૯૨ | ૧૨ | ही | हि |
| ,, | ૨૨ | યુક્ત | યુક્ત હોય તો |
| ૧૦૯૭ | ૧૯ | वीह्वणकाव्य | विह्लणकाव्य |
| ૧૧૦૦ | ૫ | श्लो० २.x | श्लो० २.* |
| ,, | ૧૫ | श्लो० १.x | श्लो० १ * |
| ૧૧૧૦ | ૧૯ | कार्य | कार्यं |
| ૧૧૧૧ | ૨૦ | प्राणे: | प्राणै: |
| ૧૧૧૩ | ૨૦ | શકતો | શકતી |
| ૧૧૧૪ | ૬ | 'બગલાની જેમ ઇંદ્રિયોને વશમાં રાખીને પંડિત માણસે' આમ વાંચવું. | |
| ૧૧૧૭ | ૮ | મેઘરૂપી | મેઘ-વાદળાંના |
| ૧૧૨૨ | ૭ | कलङ्क | कलङ्क: |
| ૧૧૨૭ | ૩ | वशीभवती | वशी भवति |
| ૧૧૩૩ | ૧૭ | -धर्मं- | -धर्म- |
| ૧૧૪૦ | ૬ | -मथाकर्तुं | मपाकर्तुं |
| ૧૧૪૩ | ૨૦ | ० | मुनि हिमांशुविजय |
| ૧૧૪૪ | ૧૯ | जिम्हो | जिह्मो |
| ૧૧૫૧ | ૧૬ | मध्यस्यता | मध्यस्थता |
| ,, | ૨૦ | નિંદા થાય છે. | તે નિંદાય છે. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧૧૫૩ | ૩ | श्रतेनैव | श्रुतेनैव |
| ૧૧૫૪ | ૧૪ | आत्मार्थ | आत्मार्थे |
| ૧૧૫૫ | ૨૦ | (प्र०स०) | (प्र०स०)* |
| ૧૧૫૬ | ૧૩ | परार्थमारम्भः | परार्थमारम्भः |
| ૧૧૬૧ | ૧૮ | ( आग. स. ) | ( आत्मा. स. ) |
| ૧૧૬૪ | ૮ | આચરના | આચરણુના |
| ૧૧૬૬ | ૫ | ધમ, અથ, | ધર્મ, અર્થ, |
| ૧૧૬૭ | ૨ | संम्पद्यते | सम्पद्यते |
| ,, | ૧૫ | असम्पत्या | असम्पत्त्या |
| ૧૧૭૩ | ૧૫ | परिहिते | परहिते |
| ૧૧૭૭ | ૩ | पयुपासीत | पर्युपासीत |
| ૧૧૮૦ | ૪ | कस्यायित् | कस्यचित् |
| ૧૧૮૪ | ૪ | कुर्वन्ते- | कुर्वन्तो- |
| ૧૧૮૭ | ૨૦ | तदपिप्राज्ञै- | तदपि प्राज्ञै- |
| ૧૧૮૯ | ૮ | त | न |
| ,, | ૯ | मासं | मांसं |
| ,, | ૨૦ | ધારણા | ધારણ |
| ૧૧૯૦ | ૯ | ગ્રસણ | ગ્રહણ |
| ૧૧૯૪ | ૧૦ | सन्तुष्टो ब्राह्मणः शुचि | सन्तुष्टो ब्राह्मणः शुचिः |
| , | ,, | क्षेम करो | क्षेमकरो |
| ૧૧૯૬ | ૧૨ | वालवुद्धे | वालवुद्धे |
| ૧૧૯૯ | ૫ | कर्मपुराण | कूर्मपुराण |
| ૧૨૦૦ | ૨૦ | दत्वा | दत्त्वा |
| કેટલેક ઠેકાણે | | सिन्दुरप्रकरण | सिन्दूरप्रकरण |

द्राक्षा म्लानमुखी जाता,
शर्करा चाश्मतां गता ।
सुभाषितरसस्याग्रे,
सुधा भीता दिवं गता ॥ १ ॥




जगत्पूज्य-श्रीविजयधर्मसूरीश्वरेभ्यो नमो नमः ।

मुनिश्री-विशालविजयमहाराजसङ्गृहीतः

# सुभाषित-पद्य-रत्नाकरः

## ( तृतीयो भागः )

गूर्जरभाषाऽनुवादसहितः ।



### मंगलाचरणम्

नाभेयनेमीश्वरतीर्थनाथ-
पवित्रितं शिल्पितसर्ववस्तु ।
अनेकवृक्षर्क्षवयोऽभिनन्द्यं
वन्द्यं प्रवन्देऽर्बुदतीर्थमर्च्यम् ॥ १ ॥

# व्यावहारिक विभाग

## क्षत्रिय (१)

ઉત્તમ ક્ષત્રિય:—

कुलद्वयविशुद्धा ये, क्षत्रियाः सत्त्वशालिनः ।
नैव तेऽपगताऽस्त्रस्य, प्रहरन्ति रिपोरपि ॥ १ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० १२१.

બન્ને કુળની વિશુદ્ધિવાળા અને સત્ત્વશાળી જે ક્ષત્રિય પુરુષો હોય છે તે, હથિયાર વગરનો માણસ શત્રુ હોય તો પણ તેને મારતા નથી. ૧.

ક્ષત્રિયનું કર્મ:—

क्षत्रियस्यापि यजनं, दानमध्ययनं तपः ।
शस्त्रोपजीवनं भूतरक्षणं चेति वृत्तयः ॥ २ ॥

अत्रिस्मृति, श्लो० १४.

યજ્ઞ કરવો, દાન દેવું, શાસ્ત્રનો અભ્યાસ કરવો, તપ કરવું, શસ્ત્રવડે આજીવિકા કરવી અને પ્રાણીઓનું રક્ષણ કરવું: આ સર્વ ક્ષત્રિયનો પણ આચાર છે. ૨.

इज्याऽध्ययनदाने च, प्रजानां परिपालनम् ।
शस्त्रास्त्रधारणं सेवा, कर्माणि क्षत्रियस्य तु ॥ ३ ॥

पाराशरसंहिता ( बृहस्पति ).

યજ્ઞ કરવો, શાસ્ત્રનો અભ્યાસ કરવો, દાન દેવું, પ્રજાઓનું પાલન કરવું, શસ્ત્ર અને અસ્ત્રનું ધારણ કરવું તથા સેવા કરવી: આ સર્વ ક્ષત્રિયનાં કર્મ છે. ૩.

**ક્ષત્રિય અને વૈશ્યનું કર્મ:—**

दानं चाध्ययनं चैव, यजनं च यथाविधि ।
क्षत्रियस्य च वैश्यस्य, कर्मेदं परिकीर्तितम् ॥ ४ ॥

शङ्खस्मृति, अ० १, श्लो० ३.

વિધિ પ્રમાણે દાન આપવું, ભણવું અને યજ્ઞ કરવો: આ ક્ષત્રિય અને વૈશ્યનું કર્મ કહેલું છે. ૪.

**ક્ષત્રિયનો ધર્મ:—**

तेजः सत्यं धृतिर्दाक्ष्यं, सङ्ग्रामेष्वनिवर्तिता ।
दानमीश्वरभावश्च, क्षात्रधर्मः प्रकीर्तितः ॥ ५ ॥

विष्णुस्मृति, अ० ५, श्लो० ३३.

તેજ-શૌર્ય, સત્ય, ધીરજ, ચતુરાઇ, યુદ્ધથી પાછા ન ફરવું તે, દાન કરવું, સ્વામીપણાનો ભાવ રાખવો: આ ક્ષત્રિયનો ધમ કહેલો છે. ૫.

प्रजानां रक्षणं दानमि-ज्याऽध्ययनमेव च ।
विषयेष्वप्रसक्तिश्च, क्षत्रियस्य समासतः ॥ ६ ॥

मनुस्मृति, अ० १, श्लो० ८९.

પ્રજાનું રક્ષણ કરવું, દાન દેવું, યજ્ઞ કરવો, શાસ્ત્રનો અભ્યાસ કરવો અને વિષયોમાં આસક્તિ ન રાખવી: આ ક્ષત્રિયનો સંક્ષેપથી ધર્મ છે. ૬.

ક્ષત્રિયનો મુખ્ય ધર્મ : પ્રજાનું પાલન:—

क्षत्रियस्य परो धर्मः, प्रजानां परिपालनम् ।
तस्मात्सर्वप्रयत्नेन, रक्षयेन्नृपतिः प्रजाः ॥ ७ ॥

विष्णुस्मृति, अ० ६, श्लो० ३.

પ્રજાનું રક્ષણ-પાલન કરવું એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે. એટલા માટે રાજાએ દરેક પ્રયત્નથી પ્રજાનું રક્ષણ કરવું જોઇએ. ૭.

ક્ષત્રિય અને વૈશ્યનો વિશેષ ધર્મ:—

क्षत्रियस्य विशेषेण, प्रजानां परिपालनम् ।
कृषिगोरक्षवाणिज्यं, विशश्च परिकीर्तितम् ॥ ८ ॥

शङ्खस्मृति, अ० १, श्लो० ४.

ક્ષત્રિયને વિશેષે કરીને પ્રજાનું પાલન કરવું કહેલું છે અને વૈશ્યને ખેતી, ગાયનું રક્ષણ અને વેપાર વિશેષે કરીને કહેલ છે. ૮.

## પશુવધમાં સાચું ક્ષત્રિયપણું નથીઃ—

पुनर्निरपराधानां, पशूनां तृणमश्नताम् ।
प्रहरन्ति गताऽस्त्राणां, ये तेषां क्षत्रता कुतः ? ॥ ९ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० १२२.

—તો પછી ઘાસ ખાનારા, નિરપરાધ અને શસ્ત્રાસ્ત્ર વગરના પશુઓને જે મારે છે તેમની ક્ષાત્રવૃત્તિ કે ક્ષત્રિયપણું ક્યાં રહ્યું ? ૯.

## ક્ષત્રિયના પતનનાં કારણોઃ—

प्रतिग्रहोऽध्यापनं च, तथाऽविक्रेयविक्रयः ।
याज्यं चतुर्भिरप्येतैः, क्षत्रविट्पतनं स्मृतम् ॥ १० ॥

अत्रिस्मृति, श्लो० २.

દાન લેવું, ભણાવવું, જે પદાર્થો વેચી ન શકાય તેનું વેચાણ કરવું અને યજ્ઞ કરાવવા : આ ચાર પ્રકારે ક્ષત્રિયનું પતન થાય છે. ૧૦.



# राजा ( २ )

રાજાનાં ચિહ્ન:—

भालमुरो वदनमिति, त्रितयं भूमीश्वरस्य विपुलं स्यात् ।
ग्रीवा जङ्घा मेहनमिति, त्रयं लघु महीशस्य ॥ १ ॥

धर्मकल्पद्रुम, पल्लव ४, श्लो० ५९. (प्र. स.)

કપાળ, છાતી અને મુખ આ ત્રણુ અંગ રાજાને વિસ્તારવાળાં હોય છે; ( અર્થાત્ આ ત્રણુ જેને વિશાળ હોય તે રાજા થાય છે. ) તથા ડોક, જંઘા અને લિંગ એ ત્રણુ અવયવ રાજાને નાનાં હોય છે ( અર્થાત્ આ ત્રણુ અવયવ જેનાં નાનાં હોય તે રાજા થાય છે ). ૧.

यस्य स्वरोऽथ नाभी, सत्त्वमितीदं त्रयं गभीरं स्यात् ।
सप्ताम्बुधिकाञ्चेरपि, भूमेः स करग्रहं कुरुते ॥ २ ॥

धर्मकल्पद्रुम, पल्लव ४, श्लो० ६०. (प्र. स.)

જે પુરુષનો સ્વર, નાભિ અને સત્વ ( પરાક્રમ ) આ ત્રણુ ગંભીર હોય તે પુરુષ સાત સમુદ્રરૂપી મેખલાવાળી પૃથ્વીનો કર ગ્રહણુ કરનાર થાય છે અર્થાત્ ચક્રવર્ત્તી રાજા થાય છે. ૨.

રાજાનો મહિમા:-

राजा पिता च माता च, राजा च परमो गुरुः ।
राजा च सर्वभूतानां, परित्राता गुरुर्मतः ॥ ३ ॥

शङ्खस्मृति, श्लो० २६.

રાજા જ માતા-પિતારૂપ છે, રાજા જ ઉત્તમ ગુરુ છે અને રાજા જ સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર ગુરુરૂપ માનેલો છે. ૩.

राजाऽस्य जगतो वृद्धेर्हेतुर्वृद्धाभिसङ्गतः ।
नयनानन्दजननः, शशाङ्क इव वारिधेः ॥ ४ ॥

कविताकौमुदी, भा. ३, श्लो० १.

વૃદ્ધ પુરુષોના સંગવાળો રાજા આ જગતને વૃદ્ધિ પમાડવાનું કારણ છે, તથા સમુદ્રને વૃદ્ધિ પમાડનાર ચંદ્રની જેમ લોકોનાં નેત્રોને આનંદ ઉત્પન્ન કરે છે. ૪.

રાજા: બધાનો આધાર:—

दुर्बलानामनाथानां, बालवृद्धतपस्विनाम् ।
अन्यायैः परिभूतानां, सर्वेषां पार्थिवो गतिः ॥ ५ ॥

शङ्खस्मृति, श्लो० २५.

દુર્બલ, અનાથ, બાળક, વૃદ્ધ, ગરીબ અને બીજાથી પરાભવ પામેલ: એ બધાનું શરણ રાજા છે. ૫.

पर्जन्य इव भूतानामाधारः पृथिवीपतिः ।
विकलेऽपि हि पर्जन्ये, जीव्यते न तु भूपतौ ॥ ६ ॥

कविताकौमुदी, भाग ३, श्लो० ३.

વરસાદની જેમ રાજા પ્રાણીઓનો આધારભૂત છે. તેમાં પણ વરસાદને અભાવે જીવી શકાય છે, પરંતુ રાજાને અભાવે જીવી શકાતું નથી. ૬.

રાજાના ગુણ:—

कुलशीलगुणोपेतं, सत्यधर्मपरायणम् ।
रूपिणं सुप्रसन्नं च, राज्याध्यक्षं तु कारयेत् ॥ ७ ॥

धर्मकल्पद्रुम, पृ० ७८, श्लो० ६७. ( प्र. स. )

જે કુળ, શીલ અને ગુણે કરીને સહિત હોય, સત્ય અને ધર્મમાં તત્પર હોય, સારા રૂપવાળો હોય અને પ્રસન્ન મુખવાળો હોય, આવા પુરુષને રાજ્યનો અધ્યક્ષ ( રાજા ) કરવો જોઈએ ( રાજાના આવા ગુણ જોઈએ. ) ૭.

प्रकृतिवचसि जातप्रत्ययोऽधीनविद्यः,
समधिकबहुशस्त्रः शिल्पविद्यागुरुश्च ।
प्रथममधिगतार्थो विद्विषाचाररीत्या,
नरपतिरिति भुङ्क्ते राज्यमव्यग्रमेकः ॥ ८ ॥

काव्यमाला, गुच्छ १३-जैननीतिशतक, श्लो० १३.

જે રાજા મંત્રીઓના વચન ઉપર વિશ્વાસુ થયો હોય, જેને વિદ્યાઓ આધીન હોય, જે ઘણા શાસ્ત્રોની કળા જાણતો

હોય, જે શિલ્પવિદ્યા–કારીગરીનો ગુરુ હોય, અને જે શત્રુની રીતભાત–હીલચાલને પ્રથમથી જાણતો હોય તે રાજા એકલો જ વ્યગ્રતા રહિત–સ્વતંત્રપણે રાજ્યને ભોગવે છે. ૮.

गुणेषु रागो व्यसनेष्वनादरो रतिः सुनीतेषु च यस्य भूपतेः ।
चिरं स भुङ्क्ते चलचामरांशुकां,सितातपत्राभरणां नृपश्रियम् ॥९॥

जैनपञ्चतन्त्र, पृ० २२६, श्लो० २२९*

જે રાજાને ગુણો ઉપર રાગ હોય, દ્યૂતાદિક વ્યસનને વિષે અનાદર હોય અને સારી નીતિવાળાને વિષે પ્રીતિ હોય તે રાજા ચલાયમાન ચામરરૂપી વસ્ત્રવાળી અને શ્વેત છત્રરૂપી આભરણવાળી રાજલક્ષ્મીને ચિરકાળ સુધી ભોગવે છે. ૯.

आरब्धस्यापवर्गे स्फुरदमलमतिर्मुक्तमानो नतानां,
वित्तायत्तात्मवर्गैः प्रतिकृतिकुशलः सेवकानां कृतेषु ।
विज्ञानस्यैकसीमा गुरुगुणमहिमा धर्मकार्ये प्रवीणः,
सेव्यो नाथो वदान्यः सहजकरुणया दीनवत्तावधानः ॥१०॥

काव्यमाला, गुच्छ १३–जैननीतिशतक, श्लो० १६.

( ધનથી આધીન–વશ કરેલા પોતાના સેવકોએ ) જે કાર્યનો આરંભ કર્યો હોય તે કાર્યની સમાપ્તિ વિષે જેની મતિ નિર્મળ હોય એટલે કહરવાળી હોય, નમસ્કાર કરનારા તરફ જે માન–ગર્વ રહિત હોય, સેવકોએ કરેલા કાર્યોનો પ્રત્યુપકાર કરવામાં જે કુશળ હોય, જે વિજ્ઞાનમાં અતિ નિપુણ હોય, જેના મોટા ગુણોનો મહિમા ગવાતો હોય, જે ધર્મકાર્યમાં પ્રવીણ હોય, જે દાતાર હોય અને જે

સ્વાભાવિક દયાવડે દીન જનોને વિષે સાવધાન હોય:-આવો રાજા સેવવા લાયક છે. ૧૦.

રાજાના દોષ:—

मर्मस्पृङ्मर्मवाचा कथितपरगुणः प्रस्तुते चोपकारे,
दीने हानावधानो विदितमपि सकृद् दूषणं श्रोतुकामः ।
काले काले धनानां स्मरति च समये सेवकत्राकृतानां,
तादृक् सेव्यो न सेव्यो यदि धरणिरियं राजशून्याऽपि जाता ॥११॥

काव्यमाला, गुच्छ १३-जैननीतिशतक, श्लो० १७.

જે મર્મના વચનવડે બીજાના મર્મને પ્રગટ કરતો હોય, જે ઉપકાર કરવાના પ્રસ્તાવને વિષે બીજાના ગુણ બોલતો હોય (એટલે કે બીજાના ગુણ ગાઇને પોતાના ઉપરથી ઉપકાર કરવાનો ભાર ઉતારી નાખતો હોય ), દીન જનને નુકશાન કરવામાં જેનું મન હોય, એક વાર જાણ્યા છતાં પણ જે બીજાના દૂષણને ( વારંવાર ) સાંભળવાને ઈચ્છતો હોય તથા કોઈ કાર્યને સમયે-પ્રસંગે એટલે કાર્યને ઉદ્દેશીને સેવકને જે કાંઈ ધન આપ્યું હોય તેને જે વખતોવખત સંભારતો હોય, આવા પ્રકારનો રાજા, જો કદાચ આ પૃથ્વી રાજા રહિત થઇ જાય તો પણ, સેવવા લાયક નથી. ૧૧.

રાજાનો ધર્મ:—

न्यायेन दण्डनं राज्ञः, स्वर्गकीर्तिकरं भवेत् ।
अन्यायदण्डनं राज्ञः, स्वर्गकीर्तिविनाशनम् ॥ १२ ॥

अदण्ड्यान्दण्डयन्राजा, तथा दण्ड्यानदण्डयन् ।
अयशो महदाप्नोति, नरकं चाधिगच्छति ॥ १३ ॥

वृद्धहारितस्मृति, अध्याय ७, श्लो० १९३-१९४.

રાજા ન્યાયવડે દંડ કરે તો તે દંડ તેને સ્વર્ગ તથા કીર્તિ આપનાર થાય છે અને અન્યાયથી દંડ કરે તો રાજાના સ્વર્ગ અને કીર્તિ બન્નેનો નાશ થાય છે. જેઓ દંડને લાયક ન હોય તેમને જો રાજા દંડે તથા જેઓ દંડને લાયક હોય તેમને જો ન દંડે તો તે રાજા મોટા અપયશને પામે છે તથા મર્યા પછી નરકે જાય છે. ૧૨-૧૩.

राजा गृह्णन् करं पृथ्व्या रक्षेच्चौराद्युपद्रवम् ।
चौरादीनां हि पापेन, लिप्येत स्वयमन्यथा ॥ १४ ॥

त्रिषष्टि०, पर्व ८, सर्ग ३, श्लो० ७९१.

રાજાએ પૃથ્વીનો કર લઈને ચોર વગેરેના ઉપદ્રવનું રક્ષણ કરવું જોઈએ. અન્યથા-જો રક્ષણ ન કરે તો તે રાજા ચોર વગેરેના પાપથી પોતે લેપાય છે. ૧૪.

दुष्टस्य दण्डः सुजनस्य पूजा, न्यायेन कोशस्य च सम्प्रवृद्धिः ।
अपक्षपातोऽर्थिषु राष्ट्ररक्षा, पञ्चैवयज्ञाः कथिता नृपाणाम् ॥१५॥

अत्रिस्मृति. श्लो० २८.

દુષ્ટ જનોને દંડ દેવો, સજ્જનોની પૂજા કરવી, નીતિથી ખજાનાની વૃદ્ધિ કરવી, અર્થીને વિષે પક્ષપાત ન કરવો અને દેશનું રક્ષણ કરવું: આ પાંચે રાજાના યજ્ઞો કહેલા છે. ૧૫.

परस्त्री मातेव क्वचिदपि न लोभः परधने,
न मर्यादाभङ्गः क्षणमपि न नीचेष्वभिरतिः ।
रिपौ शौर्यं धैर्यं विपदि विनयः सम्पदि सदा,
इदं भ्रातर्वच्मि भरत! नियतं ज्ञास्यसि सदा ॥ १६ ॥

હે ભાઇ ભરત ! હંમેશા પરસ્ત્રીને માતાની જેમ સમજજે, બીજાના ધન ઉપર ક્યાંય પણ-કદી પણ લોભ કરીશ મા, ( ધર્મ-કુલની ) મર્યાદાનું ઉલ્લંઘન કરીશ નહિ, નીચ પુરુષો સાથે અથવા નીચ કાર્યોમાં ક્ષણભર પણ પ્રેમ ધારણ કરીશ મા, શત્રુ ઉપર શૂરતા, દુઃખમાં ધીરજ અને સંપત્તિ-સુખમાં નમ્રતા ધારણ કરજે ! આ પ્રમાણે બરાબર નિયત રીતે જાણજે-આ ગુણોને પ્રાપ્ત કરજે ! ૧૬.

રાજાનો મુખ્ય ધર્મ : પ્રજાકલ્યાણ:—

न व्रतैर्नोपवासैश्च, न च यज्ञैः पृथग्विधैः ।
राजा स्वर्गमवाप्नोति, प्राप्नोति परिपालनात् ॥ १७ ॥

शङ्खस्मृति, अध्याय ५, पृ० ३७७, श्लो० ९.

વ્રતવડે, ઉપવાસવડે અને વિવિધ પ્રકારના યજ્ઞોવડે રાજા સ્વર્ગને પામતો નથી; પરંતુ ( પ્રજાનું ) પાલન કરવાથી જ સ્વર્ગને પામે છે. ૧૭.

प्रजां न रञ्जयेद्यस्तु, राजा रक्षादिभिर्गुणैः ।
अजागलस्तनस्येव, तस्य जन्म निरर्थकम् ॥ १८ ॥

जैनपञ्चतन्त्र*

જે રાજા રક્ષાદિક ગુણોવડે પ્રજાને રંજન ન કરે, તે રાજાનો જન્મ બકરીના ગળામાં રહેલા આંચળની જેમ વ્યર્થ છે. ૧૮.

यत्प्रजापालने पुण्यं, प्राप्नुवन्तीह पार्थिवाः ।
न तु क्रतुसहस्रेण, प्राप्नुवन्ति द्विजोत्तमाः ॥ १९ ॥

अत्रिस्मृति, श्लो० ४९.

હે ઉત્તમ બ્રાહ્મણો ! રાજાઓ પ્રજાનું પાલન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત કરે છે, તે પુણ્ય હજારો યજ્ઞ કરવાથી પણ પ્રાપ્ત કરતા નથી. ( અથવા રાજાઓ પ્રજાના પાલનથી જે પુણ્ય પામે છે તે પુણ્ય ઉત્તમ બ્રાહ્મણો હજારો યજ્ઞો કરવાથી પણ પામતા નથી ). ૧૯.

सर्वत्र राजधर्मोऽयं, मात्स्यन्यायनिषेधकः ।
यद्दुष्टनिग्रहः शिष्टपालनं च यथास्थिति ॥ २० ॥

त्रिषष्टि०, पर्व ८, सर्ग ३, श्लो० ७९.

સર્વત્ર મત્સ્ય સંબંધી ન્યાય એટલે મોટો મત્સ્ય નાના મત્સ્યને ખાઇ જાય તેવો ન્યાય પ્રજાઓમાં પ્રવર્તતો અટકાવે તે રાજધર્મ કહેવાય છે. તેમાં યથાયોગ્ય પ્રમાણે દુષ્ટ જનનો નિગ્રહ અને સત્પુરુષોનું પાલન રહેલું હોય છે. ૨૦.

રાજા-પ્રજાનો ધર્મ:—

प्रजारक्षणशिक्षाभ्यां, मतो राजा प्रजापतिः ।
प्रीत्या पूज्यः प्रजाभिः स प्रजाः पाल्याश्च भूभुजा ॥ २१ ॥

मुनि हिमांशुविजय.

પ્રજાનું રક્ષણ કરવું અને તેને શિક્ષિત-કર્તવ્ય જ્ઞાનવાળી બનાવવી એ બે કારણથી રાજાને પ્રજા-પતિ કહ્યો છે. પ્રજાનું કર્તવ્ય આ છે કે તે પોતાના રાજા ઉપર પ્રીતિ રાખે, તેની પૂજા સેવા ( આજ્ઞાપાલન ) કરે. જ્યારે રાજાએ પ્રજાનું પાલન-પોષણ કરવું જોઇએ. ૨૧.

## રાજાનો પ્રિય કોણ થાય?—

द्यूतं यो यमदूताभं, हालां हालाहलोपमाम् ।
पश्येद्दारान् वृथाकारान्, स भवेद्राजवल्लभः ॥ २२ ॥

જે પુરુષ દ્યૂત( જુગાર )ને યમરાજના દૂત સમાન જાણે છે, મદિરાને હલાહલ વિષ સમાન જાણે છે અને સ્ત્રીઓને વૃથા આકારવાળી એટલે ખરાબ રૂપવાળી અથવા કેદખાનારૂપ જાણે છે, તે પુરુષ રાજાને પ્રિય થાય છે. ૨૨.

## રાજાથી ફાયદા:—

नाकालमृत्युर्न व्याधिर्न दुर्भिक्षं न तस्कराः ।
भवन्ति सत्त्वसम्पन्ने, धर्म्मनिष्ठे महीपतौ ॥ २३ ॥

धर्मकल्पद्रुम, पृ० १२५, श्लो० ४९. (दे. ला.)

રાજા સત્ત્વયુક્ત અને ધર્મિષ્ઠ હોય તો તેના રાજ્યમાં અકાલ મરણ થતું નથી, વ્યાધિની ઉત્પત્તિ થતી નથી, દુકાળ પડતો નથી અને ચોર લોકો હોતા નથી. ૨૩.



# राजनीति (३)

## રાજ્યનું ફળઃ—

दानं प्रजापरित्राणं, न्यायोऽर्थो जनरञ्जनम् ।
राज्यकल्पद्रुमस्यैता विपुलाः फलसम्पदः ॥ १ ॥

धर्मकल्पद्रुम, पृ० ७८, श्लो० ६६. (प्र. स.)

દાન દેવું, પ્રજાનું રક્ષણ કરવું, ન્યાયથી વર્તવું, ધન ઉપાર્જન કરવું અને લોકોની પ્રીતિ મેળવવીઃ આ સર્વ રાજ્યરૂપી કલ્પવૃક્ષની વિશાળ ફળ–સંપાદાઓ છે. ૧.

## રાજ્યની શોભાનાં સાધનોઃ—

वापीवप्रविहारवर्णवनितावाग्मी वनं वाटिका,
वैद्यब्राह्मणवारिवादिविबुधा वेश्या वणिग् वाहिनी ।
विद्या वीरविवेकवित्तविनया वाचंयमा वल्लिका,
वस्त्रं वारणवाजिवेसरवरं राज्यं ववे शोभते ॥ २ ॥

વાવ, વપ્ર (કિલ્લો), વિહાર (મહેલ), વર્ણ, વનિતા (સ્ત્રી), વાચાળ, વન, વાડી, વૈદ્ય, બ્રાહ્મણ (બ અને વ એક જ હોવાથી બ્રાહ્મણ), વારિ (જળ), વાદી, વિબુધ (પંડિત), વેશ્યા, વણિક, વાહિની (સેના અથવા

નદી ), વિંધ્યા, વીર પુરુષ, વિવેક, વિત્ત ( ધન ), વિનય, વાચંયમ ( મુનિ ), વલ્લી, વસ્ત્ર, વારણ ( હાથી ), વાજિ ( અશ્વ) અને શ્રેષ્ઠ વેસર ( ખચ્ચર ): આ સર્વ વકારાદિ પદાર્થોવડે રાજ્ય શોભે છે. ૨.

રાજપુત્રના દોષ:—

मद्यासक्तिश्छद्मवादः परस्त्री-
सेवा दाने कातरत्वं प्रमादः ।
लोकावज्ञैकान्ततो वासबुद्धि-
र्हासप्रीती राजपुत्रस्य दोषः ॥ ३ ॥

काव्यमाला, गुच्छ १३-जैननीतिशतक, श्लो० १२.

મદિરાને વિષે આસક્તિ, છળ-કપટનું વચન બોલવું, પરસ્ત્રીનું સેવન, દાન દેતાં કાતરપણું-બીકણપણું, પ્રમાદ, લોકોની અવજ્ઞા, એકાંતમાં વસવાની બુદ્ધિ અને હાંસી-મશ્કરી ઉપર પ્રીતિ: આ સર્વ રાજપુત્રના દોષ છે. ૩.

મંત્રીનું લક્ષણ:—

परेङ्गितज्ञा धीमन्तः, स्वाकारस्य निगूहकाः ।
मन्त्रसंरक्षकाश्चाप्ता मन्त्रिणः स्युर्महीपतेः ॥ ४ ॥

मानसोल्लास, प्रकरण २, अध्याय २, श्लो० ५९.

રાજાના મંત્રીઓ અન્યના મનને તેની ચેષ્ટા ઉપરથી જાણનારા, બુદ્ધિમાન, પોતાના આકારને ( ચેષ્ટાને ) ગુપ્ત રાખનારા, વિચારને ગુપ્ત રાખનારા અને રાજ્યના હિતકારક હોવા જોઇએ. ( અર્થાત્ આવા મંત્રીઓ રાજાએ કરવા જોઈએ.) ૪.

स्वदेशजाताः सत्प्रज्ञा ऊहापोहविचक्षणाः ।
देशकालविदो धीराः, साध्यासाध्यविवेकिनः ॥ ५ ॥

मानसोल्लास, प्रकरण २, अध्याय २, श्लो० ५८.

પોતાના દેશમાં ઉત્પન્ન થયેલા, સારી બુદ્ધિવાળા, તર્ક-વિતર્ક કરવામાં વિચક્ષણ, દેશ-કાળને જાણનારા, ધીર અને સાધ્ય તથા અસાધ્ય કાર્યનો વિવેક કરનારા મંત્રીઓ હોવા જોઈએ. ૫.

**સાચો મંત્રીઃ—**

अकारात्कुरुते कोशमवधाद्देशरक्षणम् ।
देशवृद्धिमयुद्धाच्च, समन्त्री बुद्धिमांश्च सः ॥ ६ ॥

प्रबन्धचिन्तामणि, पृ० २९२, श्लो० १.

જે કેદ, દંડ વિના ખજાનો વધારે, હત્યા કર્યા વિના દેશનું રક્ષણ કરે અને લડાઈ લડ્યા સિવાય દેશની વૃદ્ધિ કરે તે જ મંત્રી છે અને તે જ બુદ્ધિમાન છે. ૬.

**મંત્રીના ગુણોઃ—**

स्वामिभक्तो महोत्साहः, कृतज्ञो धार्मिकः शुचिः ।
अकर्कशः कुलीनश्च, स्मृतिज्ञः सत्यभाषकः ॥ ७ ॥

विनीतः स्थूललक्षश्चाव्यसनो वृद्धसेवकः ।
अतन्द्रः सत्त्वसम्पन्नः, प्राज्ञः शूरोऽचिरक्रियः ॥ ८ ॥

राज्ञा परीक्षितः सर्वोपधासु निजदेशजः ।
राजार्थस्वार्थलोकार्थकारको निःस्पृहः शमी ॥ ९ ॥

अमोघवचनः कल्पः, पालिताशेषदर्शनः ।
पात्रौचित्येन सर्वत्र, नियोजितपदक्रमः ॥ १० ॥
आन्विक्षिकीत्रयीवार्तादण्डनीतिकृतश्रमः ।
क्रमागतो वणिक्पुत्रः, सेव्यो मन्त्री न चापरः ॥११॥

વિવેકવિલાસ, ઉલ્લાસ ૨, શ્લો૦ ૮૦, ૮૧, ૮૨, ૮૩, ૮૪.

જે સ્વામી પર ભક્તિવાળો હોય, ઘણો ઉત્સાહી હોય, કરેલા કામને જાણનાર હોય, ધાર્મિક હોય, પવિત્ર, કોમળ, ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલ, સ્મૃતિના શાસ્ત્રને જાણનાર, સત્ય વક્તા, વિનયવાળો, ઉદાર, વ્યસન રહિત, વૃદ્ધજનોનો સેવક, આળસ રહિત, સત્ત્વયુક્ત, ડાહ્યો, શૂર, શીઘ્ર કાર્ય કરનાર, સર્વ કાર્યમાં રાજાએ પરીક્ષા કરેલો, પોતાના જ દેશમાં ઉત્પન્ન થયેલો, રાજાનો, પોતાનો અને પ્રજાનો અર્થ સાધનાર, સ્પૃહા રહિત, શમતાવાળો. સફળ વચનવાળો (બોલ્યા પ્રમાણે કરનાર), સમર્થ, સર્વ દર્શનોનું પાલન કરનાર, પાત્રની ઉચિતતા જોઈને સર્વ ઠેકાણે પગલું ભરનાર, આન્વિક્ષિકી, ત્રયી, વાર્તા અને દંડનીતિને પ્રયત્નથી ભણેલો અને વંશપરંપરાથી આવેલો એવો વણિક્જાતનો મંત્રી સેવવા લાયક છે. બીજો રાખવા લાયક નથી. ( આટલા ગુણ મંત્રીના હોવા જોઇએ.) ૭, ૮, ૯. ૧૦, ૧૧.

कुलीनाः श्रुतसम्पन्नाः, शुचयश्चानुरागिणः ।
शूरा धीराश्च नीरोगा, नीतिशास्त्रविशारदाः ॥ १२ ॥

प्रगल्भा वाग्मिनः प्राज्ञा रागद्वेषविवर्जिताः ।
वैराणां चाप्यकर्तारः, सचिवाः स्युर्विभूतये ॥१३॥

मानसोल्लास, प्रकरण २, अध्याय २, श्लो० ५२, ५३.

ઉંચ કુળમાં ઉત્પન્ન થયેલા, શાસ્ત્રના જ્ઞાનવાળા, પવિત્ર, રાજ્ય ઉપર પ્રીતિવાળા, શૂરવીર, ધીર, રોગ રહિત, નીતિશાસ્ત્રમાં નિપુણ, પ્રગલ્ભ ( ભય લજ્જા રહિત ), સારું બોલનાર, બુદ્ધિમાન, રાગદ્વેષ રહિત અને કોઇ સાથે વેર નહીં કરનારાઃ આવા મંત્રીઓ સંપદાને માટે થાય છે. ૧૨–૧૩.

सत्यसन्धा महात्मानो दृढचित्ता निरामयाः ।
जनानां सम्मता दक्षाः, सचिवा नृपसम्पदे ॥ १४ ॥

सङ्गता राजकार्येषु, रागद्वेषविवर्जिताः ।
आयव्यये च निपुणाः, सचिवाः कोशवृद्धये ॥ १५ ॥

मानसोल्लास, प्रकरण २, अध्याय २, श्लो० ५४–५५.

સત્ય પ્રતિજ્ઞાવાળા, મોટા આત્માવાળા ( મનવાળા ), દૃઢ ચિત્તવાળા, રોગ રહિત, લોકોને માન્ય અને ચતુર એવા મંત્રીઓ રાજાની સંપદાને માટે થાય છે. રાજાના કાર્યમાં તત્પર, રાગદ્વેષ રહિત અને આવક–જાવકમાં નિપુણ એવા મંત્રીઓ ખજાનાની વૃદ્ધિ કરનારા હોય છે. ૧૪–૧૫.

## જૂનો મંત્રી રાખવોઃ–

कृतेष्वमात्येषु पुरातनेषु, चिरं स्थिरा राजति राज्यलक्ष्मीः ।
यतः शरावेषु नवेषु वारि,न्यस्तं समस्तं विलयं प्रयाति ॥१६॥

धर्मकल्पद्रुम, पल्लव ५, श्लो० ६९ ( प्र. स. )

જૂના પ્રધાનો કરવાથી રાજ્યની લક્ષ્મી ચિરકાળ સુધી સ્થિર રહીને શોભે છે, કેમકે નવા (કોરા) સરાવલામાં નાંખેલું સઘળું પાણી વિલય-નાશ પામે છે. ૧૬.

**ડાહ્યા મંત્રીથી ફાયદો:—**

प्राज्ञे नियोजितेऽमात्ये, त्रयो गुणा महीपतेः ।
यशः स्वर्गनिवासश्च, पुष्कलश्च धनागमः ॥ १७ ॥

धर्मकल्पद्रुम, पल्लव ५, श्लो० ६८ (प्र. स.)

બુદ્ધિમાન મંત્રી કર્યો હોય તો રાજાને ત્રણ ગુણ પ્રાપ્ત થાય છે: યશ, સ્વર્ગનિવાસ અને પુષ્કળ ધનની પ્રાપ્તિ. ૧૭.

**મૂર્ખ મંત્રીથી નુકશાન:—**

मूर्खे नियोजितेऽमात्ये, त्रयो दोषा महीपतेः ।
अयशः स्वार्थनाशश्च, नरके पतनं ध्रुवम् ॥१८॥

धर्मकल्पद्रुम, पल्लव ५, श्लो० ४७० (प्र.स.)

જો મૂર્ખ માણસને અમાત્ય કર્યો હોય તો, તે રાજાને ત્રણ દોષ પ્રાપ્ત થાય છે: અકીર્તિ, સ્વાર્થનો નાશ અને અવશ્ય નરકની પ્રાપ્તિ થાય છે. ૧૮.

**મંત્રીનો ધર્મ:—**

अमार्गे वर्तमानस्य, नृपस्य प्रतिकूलगाः ।
बोधयन्तः प्रियैर्वाक्यैः, सचिवाः स्युर्नृपर्द्धये ॥ १९ ॥

मानसोल्लास, प्रकरण २, अध्याय, २, श्लो० ५६.

રાજા અવળે માર્ગે વર્તતો હોય તો તેનાથી પ્રતિકૂળ થનારા અને પ્રિય વચનોવડે રાજાને બોધ કરનારા જે મંત્રીઓ હોય તે રાજાની સમૃદ્ધિને વધારનારા હોય છે. ૧૯.

## સેનાપતિના ગુણઃ—

अभ्यासी वाहने शास्त्रे, शस्त्रे च विजयी रणे ।
स्वामिभक्तो जितायासः, सेव्यः सेनापतिः श्रिये ॥२०॥

विवेकविलास, उल्लास २, श्लो० ८५

જેણે વાહન, શાસ્ત્ર અને શસ્ત્રનો અભ્યાસ કરેલ હોય, જે લડાઈમાં જીત મેળવતો હોય, જે સ્વામીભક્ત હોય અને જેણે પરિશ્રમ ઉપર વિજય મેળવ્યો હોય એવા સેનાપતિને (પોતાના–રાજાના) ભલા માટે રાખવો જોઇએ. ૨૦.

## સુભટની પ્રશંસાઃ—

भग्ने राजबले परेण बलिनाक्रान्ते रणप्राङ्गणे,
धीरः कोऽपि निवर्तते यदि ततो धन्या प्रसूस्तस्य तु ।
एकैकस्य महाक्रतोः प्रतिपदं यस्य प्रशस्तं फलं,
भीतत्राणफलातिरेकमहिमा लोके भवेदस्य वा ॥ २१ ॥

काव्यमाला, गुच्छ १३–जैननीतिशतक, श्लो० १५.

બળવાન શત્રુએ રાજસૈન્યનો નાશ કર્યો હોય અને રણમેદાનને ઘેરી લીધું હોય તેવે વખતે જો કોઇ ધીર પુરુષ (જય પામીને) પાછો ફરે તો તેની માતાને ધન્ય છે; કારણ કે તેવો ધીર સુભટ એક એક પગલે એક એક મહાયજ્ઞનું

પ્રશસ્ત ફળ પામે છે, અથવા તે જગતમાં ભય પામેલાના રક્ષણરૂપ મોટા ફળના મહિમાને પામે છે. ૨૧.

## સભાસદો કેવા જોઈએ:—

धर्मशास्त्रार्थकुशला:, कुलीना: सत्यवादिनः ।
समाः शत्रौ च मित्रे च, नृपतेः स्युः सभासदः ॥ २२ ॥

धर्मकल्पद्रुम, पृ. ७९, श्लो० ७४. ( प्र. स. )*

ધર્મશાસ્ત્રના અર્થમાં કુશળ, કુલીન, સત્ય બોલનારા, મિત્ર અને દુશ્મન બન્નેમાં સમાનભાવ રાખનારા, ( આવા પ્રકારના ગુણવાળા ) રાજાના સભાસદો હોય. ૨૨.

## પ્રતિહારનું લક્ષણ:—

उन्नतो रूपवान् दक्षः, प्रियवाग् दर्पवर्जितः ।
ग्राही चित्तस्य सर्वेषां, प्रतिहारः प्रशस्यते ॥ २३ ॥

જે શરીરે ઉંચો અને રૂપવાન હોય, તથા ડાહ્યો, પ્રિય વચન બોલનાર, ગર્વ રહિત અને સર્વના ચિત્તના અભિપ્રાયને સમજનાર હોય: એવો પ્રતિહાર વખાણવા લાયક છે. ૨૩.

इङ्गिताकारतत्त्वज्ञः, प्रियवाक् प्रियदर्शनः ।
सकृदुक्तग्रही दक्षः, प्रतिहारः प्रशस्यते ॥ २४ ॥

धर्मकल्पद्रुम, पल्लव ९, श्लो० ७२. ( प्र. स. )

જે ઇંગિત-ચેષ્ટા અને આકાર ઉપરથી તત્ત્વને જાણી જતો હોય, જે પ્રિય વચન બોલનાર હોય, જેનું દર્શન પ્રિય હોય-જેને જોવાથી પ્રીતિ ઉત્પન્ન થતી હોય, જે એક વાર

કહેવાથી સમજી જતો હોય, અને જે નિપુણ હોય તેવો પ્રતિહાર કરવો પ્રશસ્ત છે. ૨૪.

## પુરોહિતનું લક્ષણઃ—

त्रय्यां च दण्डनीत्यां च, शान्तिकर्मणि पौष्टिके ।
आथर्वणे च कुशलः, स स्याद्राजपुरोहितः ॥ २५ ॥

मानसोल्लास, प्रकरण २, अध्याय २, श्लो० ६०.

વેદત્રયીને વિષે, દંડનીતિને વિષે, શાંતિ કર્મને વિષે, પૌષ્ટિક કર્મને વિષે અને અથર્વવેદની ક્રિયાને વિષે જે કુશળ હોય તે રાજપુરોહિત થઇ શકે છે. ૨૫.

## રાજાના લેખકનું લક્ષણઃ—

सर्वदेशलिपिज्ञाता, लेखने कुशलः पटुः ।
अधीतो वाचको धीमान्, योज्यो राज्ञा स लेखकः ॥ २६ ॥

मानसोल्लास, प्रकरण २, अध्याय २, श्लो० १३१.

જે સર્વ દેશની લિપિને જાણતો હોય, લખવામાં કુશળ (સારા અક્ષરવાળો) અને પટુ હોય, સારું ભણેલો હોય, વાંચવામાં કુશળ હોય અને બુદ્ધિમાન હોય, તેવા પુરુષને રાજાએ લેખક બનાવવો જોઇએ. ૨૬.

## ચાર પ્રકારની નીતિઃ—

साम्नैव यत्र सिद्धिर्न तत्र दण्डो बुधेन विनियोज्यः ।
पित्तं यदि शर्करया शाम्यति कोऽर्थः पटोलेन ॥ २७ ॥

जैनपञ्चतन्त्र.

જ્યાં સામવડે-શાંતિના વચનવડે જ કાર્યસિદ્ધિ થતી હોય ત્યાં પંડિત પુરુષે દંડનીતિનો ઉપયોગ કરવો નહીં. જો સાકર ખાવાથી પિત્તની શાંતિ થતી હોય તો પટોલ નામના ઔષધનું શું કામ છે? કાંઇ જ નહીં. ૨૭.

## પહેલાં સામનો પ્રયોગઃ—

सामैव हि प्रयोक्तव्यमादौ कार्यं विजानता ।
सामसिद्धानि कार्याणि, विक्रियां यान्ति न क्वचित् ॥२८॥

કાર્યને જાણનારા( મંત્રી )એ પ્રથમ સામ-સમજુતી-નો જ પ્રયોગ-ઉપયોગ કરવો યોગ્ય છે, કેમકે સમજુતીથી સિદ્ધ થયેલાં કાર્યો કોઈ પણ વખત વિકાર પામતાં નથી. ૨૮.

## દંડ કોને કરવોઃ—

परद्रव्यादिहरणं, परदाराभिमर्शनम् ।
यः कुर्यात्तु बलात्तस्य, हस्तच्छेदः प्रकीर्त्तितः ॥ २९ ॥
यो गच्छेत्परदारांस्तु, बलात्कामाच्च वा नरः ।
सर्वस्वहरणं कृत्वा, लिङ्गच्छेदं च दापयेत् ॥ ३० ॥

वृद्धहारीतस्मृति, अध्याय ७, श्लो० २००-२०१.

જે પરદ્રવ્યનું હરણ કરે અથવા પરસ્ત્રીનો બલાત્કારથી સ્પર્શ કરે તેના હાથ છેદવા જોઈએ એમ કહ્યું છે. જે પુરુષ બળથી કે કામની ઇચ્છાથી પરસ્ત્રી પ્રત્યે ગમન કરે છે, તેના સર્વ ધનનું ( માલમીલ્કતનું ) હરણ કરીને તેના લિંગનો છેદ કરાવવો. ૨૯, ૩૦.

યુદ્ધ ક્યારે કરવું?—

भूमिर्मित्रं हिरण्यं वा, विग्रहस्य फलत्रयम् ।
नास्त्येकमपि यद्येषां, तन्न कुर्यात् कथञ्चन ॥ ३१ ॥

पञ्चतन्त्र, पृष्ठ ४३, श्लो० १८५.

વિગ્રહ-યુદ્ધ કરવાના ત્રણ ફળ છેઃ એક તો શત્રુની ભૂમિ પોતાને પ્રાપ્ત થાય, બીજું તે શત્રુ મિત્ર થઇ જાય અને ત્રીજું શત્રુનું સુવર્ણ વગેરે ધન મળે. આ ત્રણમાંથી જો એક પણ મળતું ન હોય તો કોઇ પણ પ્રકારે તે વિગ્રહ કરવો નહિ. ૩૧.

શરણાગત રક્ષણ કરવું:—

लोभाद् द्वेषाद्भयाद्वापि, यस्त्यजेच्छरणागतम् ।
ब्रह्महत्याफलं तस्य, पापमाहुर्मनीषिणः ॥ ३२ ॥

करुणावज्रायुधनाटक, श्लो० ६७.

જે પુરુષ લોભથી, દ્વેષથી કે ભયથી શરણે આવેલાનો ત્યાગ કરે તે પુરુષને બ્રહ્મહત્યા જેટલું પાપ લાગે છે એમ પંડિતો કહે છે. ૩૨.

રાજલક્ષ્મીના નાશનાં કારણોઃ—

त्यक्तोपात्तं मद्यरतं, द्यूतस्त्रीमृगयापरम् ।
कार्ये महति युञ्जानो हीयते नृपतिः श्रिया ॥ ३३ ॥

महाभारत, शान्तिपर्व, अध्याय ९३, श्लो० १९.

જે પુરુષને પ્રથમ ત્યાગ કરીને ફરીથી ગ્રહણ કર્યો હોય, જે મદિરામાં રક્ત હોય, જે જુગારમાં તત્પર હોય, સ્ત્રી-સેવનમાં આસક્ત હોય અને શિકારમાં આસક્ત હોય તેવા પુરુષને જો મોટા કાર્યમાં જોડવામાં આવે તો તે રાજાની લક્ષ્મી ક્ષીણ થાય છે. ૩૩.



# ब्राह्मण (४)

બ્રાહ્મણનું લક્ષણ:—

यस्य प्रज्ञा जगल्लोकहितानुशासनोज्ज्वला ।
सैव द्विजवरो विज्ञो वेदधर्मस्थितो द्विजः ॥ १ ॥

गृह्यसूत्र, अ० ९, श्लो० १७

જેની બુદ્ધિ જગત્‌ના જીવોનું જેમ કલ્યાણ થાય તેમ શિક્ષણ આપવામાં જ ઉજ્જવલ છે તે જ વિદ્વાન્ વેદ-ધર્મમાં સ્થિત બ્રાહ્મણ છે. ૧.

अकुकर्मा सषट्कर्मा, शूद्रान्नादिविवर्जकः ।
ब्रह्मसूत्री द्विजो भट्टो गृहस्थाश्रमसंस्थितः ॥ २ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० २६२.

કોઈ પણ પ્રકારનું અપકૃત્ય નહિં કરવાવાળો, પોતાનાં (અધ્યાપન વગેરે) છ કર્મો કરવાવાળો, શૂદ્રનું અન્ન વગેરે નહિ લેવાવાળો, બ્રહ્મસૂત્ર (જનોઈ) પહેરવાવાળો, ગૃહસ્થાશ્રમમાં રહેતો એવા પ્રકારનો બ્રાહ્મણ ભટ્ટ કહેવાય છે. ૨.

येन संरक्षितं नित्यं, शीलं संयमसंवृतम् ।
स एव ब्राह्मणः शुद्धः, श्रोत्रियो वेदवान् यतिः ॥ ३ ॥

गृह्यसूत्र, अ० ९, श्लो० १४.

જેણે હમેશાં સંયમ—યુક્ત શીલનું રક્ષણ કર્યું છે તે જ શુદ્ધ બ્રાહ્મણ, શ્રુતિ તથા વેદનો જાણકાર અને યતિ છે. ૩.

ये चापरिग्रहीतारो निर्लोभाः सत्यवादिनः ।
निर्मदा निरहङ्कारास्त एव ब्राह्मणोत्तमाः ॥ ४ ॥

यजुर्वेद, माध्यन्दिनी शाखा, आह्निक, श्लो० ७९.

જેઓ પરિગ્રહ રહિત છે, નિર્લોભી છે, સત્યવક્તા છે, મદ રહિત અને અહંકારથી વર્જિત છે તેઓ જ ઉત્તમ બ્રાહ્મણ છે. ૪.

क्षान्त्यादिभिर्गुणैर्युक्तस्त्यक्तदण्डो निरामिषः ।
न हन्ति सर्वभूतानि, प्रथमं ब्राह्मणलक्षणम् ॥ ५ ॥

वृहदाह्निक, श्लो० ६६.

જે ક્ષમાદિક ગુણોથી યુક્ત હોય, જે દંડ રહિત હોય, જે માંસભક્ષક ન હોય અને જે કોઇ પણ પ્રાણીને મારતો ન હોય તે પ્રથમ બ્રાહ્મણનું લક્ષણ છે. ૫.

योगस्तपो दमो दानं, सत्यं शौचं दया श्रुतम् ।
विद्या विज्ञानमास्तिक्यमेतद्ब्राह्मणलक्षणम् ॥ ६ ॥

वसिष्ठस्मृति, अ० ६, श्लो० २१.

યોગ, તપ, દમ, દાન, સત્ય, શૌચ ( પવિત્રતા ), દયા, શાસ્ત્ર, વિદ્યા, વિજ્ઞાન અને આસ્તિકપણું: આ સર્વ બ્રાહ્મણનાં લક્ષણ છે. ૬.

यदा सर्वपरद्रव्यं, पथि वा यदि वा गृहे ।
अदत्तं नैव गृह्णाति, द्वितीयं ब्राह्मणलक्षणम् ॥ ७ ॥

भागवत, स्कन्ध ८, अ० २४, श्लो० १७.

માર્ગમાં કે ઘરમાં રહેલું સર્વ પ્રકારનું પરધન તેના ધણીના આપ્યા વિના ન જ ગ્રહણ કરવું, તે બીજું બ્રાહ્મણનું લક્ષણ છે. ૭.

देव-मनुष्य-नारीणां, तिर्यग्योनिगतेष्वपि ।
मैथुनं हि सदा त्यक्तं, चतुर्थं ब्राह्मणलक्षणम् ॥ ८ ॥

महाभारत, उत्तरार्धं, अ० १२, श्लो० १३.

દેવ અને મનુષ્યની સ્ત્રીનું તથા તિર્યંચની યોનિમાં રહેલી સ્ત્રીઓનું મૈથુન જેણે સદા ત્યાગ કર્યું છે, તે ચોથું બ્રાહ્મણનું લક્ષણ જાણવું. ૮.

त्यक्त्वा कुटुम्बवासं तु, निर्ममो निष्परिग्रहः ।
युक्तश्चरति निःसङ्गः, पञ्चमं ब्रह्मलक्षणम् ॥ ९ ॥

भागवत, स्कन्ध ११, अ० १९, श्लो० ३०.

જે કુટુંબનો વાસ તજીને મમતા રહિત હોય, પરિગ્રહ રહિત હોય, યોગ્ય આચારથી યુક્ત હોય અને સંગ રહિત વિચરતો હોય, (તે બ્રહ્મને-મોક્ષને પામે છે.) આ પાંચમું બ્રહ્મનું લક્ષણ છે. ૯.

शौचाचारे स्थितः सम्यक् विघसाशी[1] गुरुप्रियः ।
नित्यं व्रती सत्यपरः, स वै ब्राह्मण उच्यते ॥ १० ॥

भागवत, स्कन्ध ३, अ० २८, श्लो० ४१.

---

१ विघसो यज्ञशेषः, अतिथिप्रभृतिभिर्भुक्तशेषः.

જે સમ્યક્ પ્રકારે શૌચ આચારમાં રહેલો હોય, જે યજ્ઞશેષને તથા અતિથિ વગેરેના ભોજન કર્યા પછીના ભોજનને ખાતો હોય, જે નિત્ય વ્રતવાળો હોય અને જે સત્યમાં તત્પર હોય તે બ્રાહ્મણ કહેવાય છે. ૧૦.

क्षमा दानं दमो ध्यानं, सत्यं शौचं धृतिर्घृणा ।
ज्ञान–विज्ञानमास्तिक्यमेतद् ब्राह्मणलक्षणम् ॥ ११ ॥

बृहदारण्यक, अ० ३, श्लो० १९.

ક્ષમા, દાન, ઇંદ્રિયદમન, ધ્યાન, સત્ય, શૌચ, ધૈર્ય, દયા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય, એ બ્રાહ્મણનું લક્ષણ છે. ૧૧.

अहिंसा सत्यमस्तेयं, ब्रह्मचर्यापरिग्रही ( हौ ) ।
कामक्रोधनिवृत्तस्तु, ब्राह्मणः स युधिष्ठिर ! ॥ १२ ॥

महाभारत, शान्तिपर्व, अ० १५, श्लो० ६८.

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ વ્રતને જે પાળનાર તથા કામ–ક્રોધથી નિવૃત્ત થયેલો હોય તે હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણ છે. ૧૨.

यस्य चात्मसमो लोको धर्मज्ञस्य मनस्विनः ।
स्वयं धर्मेण चरति, तं देवा ब्राह्मणं विदुः ॥ १३ ॥

महाभारत, शान्तिपर्व, अ० ४७, श्लो० २९.

ધર્મને જાણનાર તથા ઉત્તમ મનવાળા જેને પોતાના આત્મા સમાન સર્વ લોક–પ્રાણી હોય, અને જે પોતે ધર્મનું આચરણ કરતો હોય તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. ૧૩.

सत्यं दानं तपः शौचमानृशंस्यं दमो घृणा ।
दृश्यन्ते यत्र विपेन्द्र (राजेन्द्र), स ब्राह्म(ण) इति स्मृतः ॥१४॥

महाभारत शान्तिपर्व, अ० ४७, श्लो० ३१.

હે રાજેંદ્ર ! જેનામાં સત્ય, દાન, તપ, શૌચ, અક્રૂરતા, ઇંદ્રિયદમન અને દયાઃ આ સર્વ જોવામાં આવતા હોય તે બ્રાહ્મણ કહેવાય છે. ૧૪.

जितेन्द्रियो धर्मपरः, स्वाध्यायनिरतः शुचिः ।
कामक्रोधौ वशे यस्य, तं देवा ब्राह्मणं विदुः ॥ १५ ॥

महाभारत, शान्तिपर्व, अ० ४७, श्लो० ३०.

જેણે ઇંદ્રિયોનો જય કર્યો હોય, જે ધર્મમાં તત્પર હોય, જે સ્વાધ્યાયમાં રક્ત હોય, જે પવિત્ર હોય અને કામ તથા ક્રોધ જેને આધીન હોય તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. ૧૫.

स्वकर्मनिरता नित्यं, ब्राह्मणा विजितेन्द्रियाः ।
दानाध्ययनशीलाश्च, संयताश्च परिग्रहे ॥ १६ ॥

आह्निकसूत्रावली, श्लो० ८२.

જે નિરંતર સ્વકર્મમાં તત્પર હોય, ઇંદ્રિયોને વશ રાખનારા હોય, દાન અને અધ્યયનના સ્વભાવવાળા હોય, તથા પરિગ્રહને વિષે નિયમવાળા હોય તે બ્રાહ્મણ કહેવાય છે. ૧૬.

सत्यं दानं तपोऽद्रोहमानृशंस्यं क्षमा घृणा ।
तपश्च दृश्यते यत्र, स ब्राह्मण इति स्मृतः ॥ १७ ॥

स्मृतिचन्द्रिका, पृ० १५८ *

સત્ય, દાન, તપ, અદ્વેષ, અક્રૂરતા, ક્ષમા, લજ્જા અને તપ જેને વિષે દેખાતા હોય તે બ્રાહ્મણ કહેવાય છે. ૧૭.

सत्यं ब्रह्म तपो ब्रह्म, शीलश्चे( लं चे )न्द्रियसंयमः ।
सर्वभूतदया ब्रह्म, एतद् ब्राह्मणलक्षण ॥ १८ ॥

पाराशरस्मृति, श्लो० ७१.

સત્ય બ્રહ્મ છે, તપ બ્રહ્મ છે, શીલ બ્રહ્મ છે, ઇંદ્રિયોનો નિગ્રહ બ્રહ્મ છે, તથા સર્વ પ્રાણીઓપરની દયા પણ બ્રહ્મ છે. આ બ્રાહ્મણનું લક્ષણ છે-( અર્થાત્ આવા બ્રહ્મનું જે આચરણ કરે તે બ્રાહ્મણ કહેવાય છે. ) ૧૮.

तस्माद् धर्म-तपः-शील-संयम-ज्ञानतो द्विजः ।
न त्वेतैर्हि विना विप्रः, किं स्यात् संस्कारमात्रतः ॥१९॥

वृहदाह्निक, पूर्वभाग, श्लो० ७१.

—તેથી કરીને જે ધર્મ, તપ, શીલ, સંયમ અને જ્ઞાનવાન હોય તે જ બ્રાહ્મણ છે, તેના વિના બ્રાહ્મણ કહેવાય નહીં, કેમકે એકલા સંસ્કારથી શું થઇ શકે ? ૧૯.

ब्राह्मस्य भावः कल्याणि ! समः सर्वत्र दृश्यते ।
निर्मलं सकलं ब्रह्म, यत्र तिष्ठति स द्विजः ॥ २० ॥

महाभारत, उत्तरार्ध, अ० १२, श्लो० १३.

હે કલ્યાણકારક સ્ત્રી ! બ્રહ્મનો પ્રભાવ સર્વત્ર સમાન દેખાય છે. તે નિર્મળ અને સકળ બ્રહ્મ જેને વિષે હોય છે, તે દ્વિજ કહેવાય છે. ૨૦.

**સાચો બ્રાહ્મણ:—**

ये शान्तदान्ताः श्रुतिपूर्णकर्णा जितेन्द्रियाः प्राणिवधान्निवृत्ताः।
प्रतिग्रहे सङ्कुचिताग्रहस्तास्ते ब्राह्मणास्तारयितुं समर्थाः ॥२१॥

व्यासस्मृति, अ० ४, श्लो० ५८.

જેઓ શાંત હો, જે મનને વશ રાખનાર હોય, જેના કાન શ્રુતિવડે ભરેલા હોય, જેણે ઇંદ્રિયોને વશ કરી હોય, જેઓ પ્રાણીવધથી નિવૃત્તિ પામ્યા હોય, તથા જેમનો હાથ દાન લેવામાં સંકોચ પામતો હોય, તે બ્રાહ્મણો બીજાને પણ તારવામાં સમર્થ છે. ૨૧.

ब्रह्मचर्यतपोयुक्ताः, समकाञ्चनलोष्ठकाः।
सर्वभूतदयायुक्ता ब्राह्मणाः सर्वजातिषु ॥ २२ ॥

मत्स्यपुराण, अ० ७६, श्लो० ३९.

જેઓ બ્રહ્મચર્ય અને તપવડે યુક્ત હોય, જેઓને સુવર્ણ અને પત્થરને વિષે સમાન બુદ્ધિ હોય, તથા જેઓ સર્વ પ્રાણીઓને વિષે દયાવડે યુક્ત હોય, તેઓ સર્વ જાતિને વિષે બ્રાહ્મણ કહેવાય છે. ૨૨.

वेदेनापि तथा नैव, ब्राह्मणाः स्युर्नरोत्तमाः।
यदि वेदैर्भवेद् विप्रो राक्षसोऽपि द्विजः खलु ॥ २३ ॥

बृहदाह्निक, पूर्वभाग, श्लो० ७४.

વેદ ભણવાથી પણ મનુષ્યોમાં ઉત્તમ એવા બ્રાહ્મણો થઈ શકતા નથી. કેમકે જો કદાચ વેદ ભણવાથી બ્રાહ્મણ

થઈ શકાતું હોય તો રાક્ષસ પણ વેદ ભણેલા હોવાથી બ્રાહ્મણ થવા જોઈએ. ૨૩.

न योनिर्नापि संस्कारो न श्रुतं नापि सन्ततिः ।
कारणानि द्विजत्वस्य, व्रतमेव तु कारणम् ॥ २४ ॥

याज्ञवल्क्यस्मृति, श्लो० ४४.

યોનિ–જન્મ બ્રાહ્મણપણાનું કારણ નથી, સંસ્કાર પણ કારણ નથી, શાસ્ત્રનો અભ્યાસ પણ કારણ નથી, તથા પરંપરા પણ બ્રાહ્મણપણાનું કારણ નથી. માત્ર એક વ્રત જ બ્રાહ્મણપણાનું કારણ છે. ૨૪.

परिग्रहान् परित्यज्य, वनप्रस्थनिवासिनः ।
ये भजन्ति सदा ब्रह्म, वानप्रस्था हि ते द्विजाः ॥ २५ ॥

महाभारत, शान्तिपर्व, अ० १९, श्लो० २२.

જેઓ સર્વ પરિગ્રહોનો ત્યાગ કરી, વન અને પર્વતની ભૂમિમાં નિવાસ કરી નિરંતર બ્રહ્મચર્યને પાળે છે તેઓ વાનપ્રસ્થ દ્વિજો કહેવાય છે. ૨૫.

**સાચું બ્રાહ્મણપણું : સદાચાર:—**

शूद्रोऽपि शीलसम्पन्नो गुणवान् ब्राह्मणो भवेत् ।
ब्राह्मणोऽपि क्रियाहीनः, शूद्रात् प्रत्यवरो भवेत् ॥ २६ ॥

मनुस्मृति, पूर्व भाग, श्लो० १६.

શૂદ્ર છતાં પણ જો તે શીલયુક્ત અને ગુણવાન હોય

તો તે બ્રાહ્મણ થાય છે, અને બ્રાહ્મણ છતાં પણ જો તે ક્રિયાહીન હોય તો તે શૂદ્રથી પણ નીચો છે. ૨૬.

शिल्पमध्ययनं नाम, वृत्तं ब्राह्मणलक्षणम् ।
वृत्तस्थं ब्राह्मणं प्राहुर्नेतरान् वेदजीवकान् ॥ २७ ॥

उत्तराध्ययनसूत्रटीका ( भा. वि. ), पृ० ३०५.*

જે ભણવું છે તે તો શિલ્પ–કળા છે, પરંતુ આચાર જ બ્રાહ્મણનું લક્ષણ છે; તેથી જે આચારમાં રહેલો હોય તે જ બ્રાહ્મણ કહેવાય છે, પણ બીજા વેદવડે આજીવિકા કરનારા બ્રાહ્મણ કહેવાતા નથી. ૨૭.

अकारणमधीयानो, ब्राह्मणस्तु युधिष्ठिर ! ।
दुष्कुलेनाप्यधीयन्ते, शीलं तु मम रोचते ॥ २८ ॥

उत्तराध्ययनसूत्रटीका ( भा. वि. ), पृ० ३०५*

હે યુધિષ્ઠિર ! વેદને ભણેલો છે તેથી તે બ્રાહ્મણ કહેવાય છે, એ અકારણ છે–બ્રાહ્મણ કહેવાય નહીં, કેમકે હીન કુળનો મનુષ્ય પણ વેદને ભણે છે, ( પણ તેથી તે કાંઈ બ્રાહ્મણ કહેવાતો નથી. ) પરંતુ મને તો શીલ–સદાચાર જ પસંદ છે ( એટલે કે સદાચારી હોય તે જ સાચો બ્રાહ્મણ છે). ૨૮.

### સાચું બ્રાહ્મણપણું : સંસ્કારઃ—

जात्याऽपि ब्राह्मणो नैव, संस्कृतस्तु द्विजो भवेत् ।
जात्या चेद् ब्राह्मणो भूतो वृथा स्यात् संस्कृतो विधिः ॥२९॥

मनुस्मृति, उत्तर भाग, श्लो० २३

જન્મથી બ્રાહ્મણ થતો નથી, પણ સંસ્કાર કર્યાથી બ્રાહ્મણ થાય છે. જો જન્મથી જ બ્રાહ્મણ થાય તો સંસ્કારની ક્રિયા વ્યર્થ થાય. ૨૯.

सर्वे वै योनिजा मर्त्याः, सर्वे मूत्रपुरीषिणः ।
एकेन्द्रियक्रियार्थाश्च, तस्माच्छीलगुणैर्द्विजाः ॥ ३० ॥

मनुस्मृति, उत्तर भाग, श्लो० २६.

બધા મનુષ્યો યોનિથી ઉત્પન્ન થયેલા, મૂત્ર અને મળથી ભરેલા અને ઇન્દ્રિયોની સમાન ક્રિયા કરવાવાળા છે; તેથી આચાર અને ગુણોથી બ્રાહ્મણ થાય છે. ૩૦.

न जीवो ब्राह्मणस्तावद् यस्मात् संस्कारतो द्विजः ।
जीवश्चेद् ब्राह्मणस्तावद् वृथा स्याद् धर्मसंस्कृतैः ॥ ३१ ॥

गृह्यसूत्र, अ० ९, श्लो० १९.

જીવ સ્વયં બ્રાહ્મણ હોતો નથી, કારણ કે સંસ્કારથી બ્રાહ્મણ થાય છે. જો જીવ જ બ્રાહ્મણ હોય તો ધર્મના સંસ્કારો નિરર્થક છે. ૩૧.

तथाऽभूद् रावणो नाम, राक्षसो वेदपारगः ।
सर्वेऽपि राक्षसाश्चैवं, वेदकर्मानुचारकाः ॥ ३२ ॥

वृहदाह्निक, पूर्व भाग, श्लो० ७९.

–તથા રાવણ નામનો રાક્ષસ વેદના પારને પામેલો હતો અને તે જ પ્રમાણે સર્વે રાક્ષસો પણ વેદના કર્મનું આચરણ કરતા હતા. (પણ તે બ્રાહ્મણ ન હતા. કેમકે જે સંસ્કારવાળો હોય તે જ બ્રાહ્મણ કહેવાય છે.) ૩૨.

आद्यन्ते पशवो देवा इति वेदेऽपि कथ्यते।
ततो धर्माभिसंस्कारैः, सर्वे स्युर्मानवा द्विजाः ॥ ३३ ॥

गृह्यसूत्र, अ० ९, श्लो० २०.

આદિ અને અંતમાં પશુઓ અને દેવો એ જ ભેદ હોય છે, એમ વેદમાં પણ કહ્યું છે. અને ત્યારપછી ધર્મ અને સંસ્કારવડે મનુષ્યો અને બ્રાહ્મણો વગેરે સર્વે થયા છે. ૩૩.

धर्मसंस्कारतः सर्वे, मानवा ब्राह्मणाः खलु ।
धर्मवृत्तिप्रमाणेन, सर्वे स्युर्ब्राह्मणा नराः ॥ ३४ ॥

पाराशरस्मृति, अ० ८, श्लो० १९.

ધર્મના સંસ્કારથી સર્વે મનુષ્યો બ્રાહ્મણ જ છે, (કારણ કે) ધર્મની વૃત્તિના પ્રમાણવડે સર્વે મનુષ્યો બ્રાહ્મણ થાય છે. ૩૪.

श्वपचा अपि धर्मस्थाः, संस्कृताः स्युर्द्विजोत्तमाः ।
गुणधर्मानुसारैश्च, देवा दैत्याश्च मानुषाः ॥ ३५ ॥

महाभारत, उत्तरार्ध, अ० १७, श्लो० ९.

ચંડાળ પણ ધર્મમાં રહેલા હોય તથા સંસ્કારવાળા હોય, તો તે ઉત્તમ બ્રાહ્મણ સમાન છે, કેમકે ગુણ અને ધર્મને અનુસારે જ દેવ, દૈત્ય અને મનુષ્યોનો વિભાગ છે. ૩૫.

બ્રાહ્મણનાં કર્મઃ—

शमो दमस्तपः शौचं, क्षान्तिरार्जवमेव च ।
ज्ञानविज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजम् ॥ ३६ ॥

भगवद्गीता, अ० १८, श्लो० ४२.

શમ, દમ ( ઇંદ્રિયોનું દમન ), તપ, શૌચ ( પવિત્રતા ), ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન ( વિશેષ જ્ઞાન અથવા કળા) તથા આસ્તિકતા ; આ સર્વ બ્રાહ્મણનું કર્મ સ્વભાવથી જ ઉત્પન્ન થયેલું હોય છે–બ્રાહ્મણે સ્વભાવથી જ આવાં કર્મ કરવાં છે. ૩૬.

यजनं याजनं दानं, तथैवाध्यापनक्रिया ।
प्रतिग्रहं चाध्ययनं, विप्रकर्माणि निर्दिशेत् ॥ ३७ ॥

शङ्खस्मृति, अ० १, श्लो० २.

યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, દાન દેવું, ભણાવવું, દાન લેવું અને ભણવું: આ છ બ્રાહ્મણનાં કર્મ કહેવાય છે. ૩૭.

स्वाध्यायोऽध्यापनं चापि, यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चापि, षट् कर्माण्यग्रजन्मनः ॥ ३८ ॥

मनुस्मृति, अ० १, श्लो० ७१.

ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, દાન દેવું અને દાન ગ્રહણ કરવું : આ છ કર્મ બ્રાહ્મણનાં છે. ૩૮.

अध्यापनमध्ययनं, यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव, षट् कर्मायण्ग्रजन्मनः ॥ ३९ ॥

मनुस्मृति, अ० १२, श्लो० १०४.

ભણવું અને ભણાવવું, યજ્ઞ કરવો ને યજ્ઞ કરાવવો, દાન કરવું અને દાન લેવું: એ બ્રાહ્મણનાં છ કાર્યો છે. ૩૯.

### બ્રાહ્મણનો ધર્મઃ—

दानमध्ययनं यज्ञो ब्राह्मणस्य त्रिधोदितः ।
धर्मो नान्यश्चतुर्थोऽस्ति, धर्मस्तस्यापदं विना ॥ ४० ॥

मार्कण्डपुराण, अ० २५, श्लो० ३.

દાન, અધ્યયન અને યજ્ઞઃ આ ત્રણ પ્રકારનો ધર્મ જ બ્રાહ્મણનો કહેલો છે, તેને ( બ્રાહ્મણને ) આપત્તિ વિના આ સિવાય ચોથો ધર્મ છે નહીં. (આપત્તિના ધર્મ બીજા છે). ૪૦.

तपो विद्या च विप्रस्य, निःश्रेयसकरं परम् ।
तपसा किल्बिषं हन्ति, विद्ययाऽमृतमश्नुते ॥ ४१ ॥

मनुस्मृति, अ० १२, श्लो० १०४.

તપ અને વિદ્યા આ બન્ને બ્રાહ્મણને અત્યંત મોક્ષ પમાડનાર છે. તેમાં તપવડે પાપને હણે છે અને વિદ્યાવડે અમૃતને-મોક્ષને મેળવે છે. ૪૧.

### બ્રાહ્મણનું ધનઃ—

सर्वभूतहितं कुर्यान्नाहितं कस्यचिद् द्विजः ।
मैत्रीकर्म समस्तेषु, ब्राह्मणस्योत्तमं धनम् ॥ ४२ ॥

विष्णुपुराण, अ० ३, श्लो० २४.

બ્રાહ્મણે સર્વ પ્રાણીઓનું હિત કરવું, કોઈનું અહિત કરવું નહીં, તથા સર્વને વિષે મૈત્રીભાવ રાખવો, એ જ બ્રાહ્મણનું ઉત્તમ ધન છે. ૪૨.

બ્રાહ્મણનું કલંક—

यस्य लोके दया नास्ति, बालवृद्धादिदुःखिते ।
किं तस्य ब्रह्मवृत्तेन, चित्ते [ हि ] परिमोहिते ॥ ४३ ॥

यजुर्वेद, माध्यन्दिनी शाखा, आह्निक, श्लो० ८७.

બાળક અને વૃદ્ધ વગેરે દુઃખી લોકને વિષે જેને દયા ન હોય, તેના મોહિત ચિત્તને વિષે બ્રહ્મવ્રતવડે શું ફળ? ( આવો માણસ બ્રાહ્મણ કેવી રીતે કહેવાય ? ) ૪૩.

जातिशतेन लभते किल मानुषत्वं,
तत्रापि दुर्लभतरं खग ! भो द्विजत्वम् ।
तद्यो न पालयति लालयतीन्द्रियाणि.
तस्यामृतं क्षरति हस्तगतं प्रमादात् ॥ ४४ ॥

गरुडपुराण, अ० ८, श्लो० ११.

હે ખગ—ગરુડ ! સેંકડો જન્મે કરીને મનુષ્યપણું પ્રાપ્ત થાય છે. તેમાં પણ બ્રાહ્મણપણું પ્રાપ્ત થવું અતિ દુર્લભ છે. તે પ્રાપ્ત થયા છતાં જે તેનું પાલન કરતો નથી અને ઉલટું ઇંદ્રિયોનું લાલન કરે છે તેનું હાથમાં રહેલું અમૃત પ્રમાદથી ઢળી ગયું છે એમ જાણવું. ૪૪.

---

૧ છંદો ભંગ થાય છે બીજો અક્ષર ગુરુ જોઇએ.

## બ્રાહ્મણ અને માંસ:—

आकाशगामिनो विप्राः, पतिता मांसभक्षणात् ।
विप्राणां पतनं दृष्ट्वा, ततो मांसानि वर्जयेत् ॥ ४५ ॥

बृहदाह्निक, पूर्व भाग, श्लो० ७२.

આકાશમાં ગતિ કરનારા બ્રાહ્મણો માંસનું ભક્ષણ કરવાથી પતિત થયા છે. તેથી બ્રાહ્મણોનું પતન જોઇને માંસનો ત્યાગ કરવો જોઇએ. ૪૫.

भक्ष्यन्ते येन मांसानि, भक्ष्यते तेन किं न हि ? ।
अभक्ष्यभक्षणाच्चैव, ब्राह्मणः पतितो भवेत् ॥ ४६ ॥

पाराशरस्मृति, श्लो० ७४.

જે માંસનું ભક્ષણ કરે તે શું ભક્ષણ ન કરે ? સર્વનું ભક્ષણ કરે. અને અભક્ષ્યનું ભક્ષણ કરવાથી બ્રાહ્મણ પતિત થાય છે. ૪૬.

## બ્રાહ્મણ છતાં વૈશ્ય:—

लौकिके कर्मणि रतः, पशूनां परिपालकः ।
वाणिज्यकृषिकर्मा यः, स विप्रो वैश्य उच्यते ॥ ४७ ॥

वृद्धचाणक्यनीति, अ० ११, श्लो० १३.

જે લૌકિક કાર્ય કરવામાં રક્ત હોય, જે પશુઓનો પાલક હોય તથા જે વેપાર અને ખેતીકર્મને કરતો હોય તે બ્રાહ્મણ છતાં વૈશ્ય કહેવાય છે. ૪૭.

બ્રાહ્મણ છતાં ચાંડાલઃ—

क्रियाहीनश्च मूर्खश्च, सर्वधर्मविवर्जितः ।
निर्दयः सर्वभूतेषु, विप्रश्चाण्डाल उच्यते ॥ ४८ ॥

अत्रिसंहिता, अ० १, श्लो० ३८३.

જે ક્રિયાહીન હોય, મૂર્ખ હોય, દરેક ધર્મથી રહિત હોય અને બધા પ્રાણીઓ પ્રત્યે દયાહીન હોય એવો બ્રાહ્મણ ચાંડાલ કહેવાય છે. ૪૮.

देवद्रव्यगुरुद्रव्यपरदाराभिमर्षणम् ।
निर्वाहः सर्वभूतेषु, विप्रश्चाण्डाल उच्यते ॥ ४९ ॥

चाणक्यनीति, अ० ११, श्लो० १३.

જે દેવદ્રવ્યનું ભક્ષણ કરે, ગુરુના દ્રવ્યનું ભક્ષણ કરે, પરસ્ત્રીને વિષે આસક્ત હોય તથા સર્વ પ્રાણીઓ ઉપર નિર્વાહ કરતો હોય તેવો બ્રાહ્મણ ચાંડાળ કહેવાય છે. ૪૯.

બ્રાહ્મણ છતાં પશુઃ—

ब्रह्मतत्त्वं न जानाति, ब्रह्मसूत्रेण गर्वितः ।
तेनैव स च पापेन, विप्रः पशुरुदाहृतः ॥ ५० ॥

अत्रिसंहिता, अ० १, श्लो. ३८३, पा. २६.

જે બ્રહ્મતત્ત્વને જાણતો ન હોય અને માત્ર બ્રહ્મસૂત્ર (જનોઈ) ધારણ કરવાથી ગર્વ પામેલો હોય, તે બ્રાહ્મણને તે જ પાપવડે પશુ સમાન કહેલો છે. ૫૦.

બ્રાહ્મણ છતાં ગધેડાઃ—

अधीत्य चतुरो वेदान्, साङ्गोपाङ्गांश्च तत्त्वतः ।
शूद्रात् प्रतिग्रहग्राही, ब्राह्मणो जायते खरः ॥ ५१ ॥

याज्ञवल्क्यस्मृति, श्लो० ३८.

અંગ અને ઉપાંગ સહિત ચારે વેદોને તત્ત્વથી ભણીને જે બ્રાહ્મણ શૂદ્રની પાસેથી દાન ગ્રહણ કરે છે, તે બીજા ભવે ગધેડા થાય છે. ૫૧.



# ભિક્ષા (૫)

યાચકનિંદા:—

तृणं लघु तृणात्तूलं, तूलादपि हि याचकः ।
वायुना किं न नीतोऽसौ, मामयं प्रार्थयिष्यति ॥ १ ॥

वृद्धचाणक्यनीति, अ० १६, श्लो० १५.

તૃણ સૌથી લઘુ છે, તૃણથી પણ રૂ હલકું છે, પણ યાચક માણસ તો રૂ થકી પણ વધારે લઘુ છે. ત્યારે રૂની જેમ તેને વાયુ કેમ ઉડાડતો નથી ? જવાબ—આને હું ઉડાડીશ તો તે મારી પાસે યાચના કરશે એમ ધારીને વાયુ તેને ઉડાડતો નથી. ૧.

ભિક્ષાથી નુકશાન:—

देहीति वचनं श्रुत्वा, देहस्थाः पञ्च देवताः ।
नश्यन्ति तत्क्षणादेव, श्रीह्रीधीधृतिकीर्तयः ॥ २ ॥

'મને આપો' આ પ્રમાણે યાચનાનો શબ્દ સાંભળીને શરીરમાં રહેલ લક્ષ્મી, લજ્જા, બુદ્ધિ, ધીરજ અને કીર્તિ: આ પાંચ દેવતાઓ તત્કાળ નાસી જાય છે. ૨.

गुणास्तावद्यशस्तावद्यावद्याचेत नो नरः ।
प्रार्थनायां पुनस्तेऽपि, प्रणश्यन्ति हता इव ॥ ३ ॥

મનુષ્ય જ્યાં સુધી બીજાની પાસે યાચના ન કરે ત્યાં સુધી જ તેના ગુણો અને યશ રહે છે; પરંતુ તે બીજાની પાસે યાચના કરે છે તે જ વખતે તે ગુણો અને યશ પણ જાણે હણાયા હોય તેમ નાસી જાય છે—નાશ પામે છે. ૩.

## आशीर्वाद ( ६ )

### ગુણીને આશીર્વાદઃ—

यत्कीर्त्या धवलीकृतं त्रिभुवनं मूर्त्या जगन्मोहितं,
भक्त्येशः परितोषितः सुचरितैरानन्दिताः सज्जनाः ।
पूर्णाशा बहवः कृता वितरणैर्येन त्वया याचका–
स्तस्मै सर्वगुणाश्रयाय भवते दीर्घायुराशास्महे ॥ १ ॥

જેણે પોતાની કીર્તિવડે ત્રણ જગતને ઉજ્જવળ કર્યાં છે, જેણે પોતાના શરીરવડે જગતને મોહ પમાડ્યો છે, જેણે ભક્તિવડે ઇશ્વરને પ્રસન્ન કર્યા છે, જેણે સારા ચરિત્રવડે સજ્જનોને આનંદ પમાડ્યો છે તથા જે તમે ઘણા યાચકોને દાનવડે પૂર્ણ આશાવાળા કર્યા છે, તેવા સર્વ ગુણના આશ્રય–આધારરૂપ તમને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાઓ, એમ અમે આશા રાખીએ છીએ–ઇચ્છીએ છીએ. ૧.

### ધર્મલાભનો આશીર્વાદઃ—

दुर्वारा वारणेन्द्रा जितपवनजवा वाजिनः स्यन्दनौघा
लीलावत्यो युवत्यः प्रचलितचमरैर्भूषिता राज्यलक्ष्मीः ।
उच्चैः श्वेतातपत्रं चतुरुदधितटीसङ्कुला मेदिनीयं,
प्राप्यन्ते यत्प्रभावात् त्रिभुवनविजयी सोऽस्तु ते धर्मलाभः ॥२॥

उपदेशतरङ्गिणी, पृ० ४१.

જેના પ્રભાવથી દુઃખે નિવારી શકાય એવા ગજેંદ્રો, વાયુના વેગને જીતનારા અશ્વો, રથોના સમૂહો, ક્રીડાવાળી સ્ત્રીઓ, ચપળ ચામરોથી સુશોભિત રાજ્યલક્ષ્મી, ઉચું ઉજ્જવળ છત્ર, ચાર સમુદ્રના કિનારાવડે વ્યાપ્ત એવી આ પૃથ્વી પ્રાપ્ત થાય છે તે ત્રણ ભુવનમાં વિજય પામનાર ધર્મ-લાભ તમને હો ! ૨.

दीर्घायुर्भव भण्यते यदि तदा तन्नारकाणामपि,
सौख्यार्थं धनवान् भवेद्यदि पुनस्तन्म्लेच्छकानामपि ।
सन्तानाय च पुत्रवान् भव पुनस्तत्कुकुटानामपि,
तस्मात्सर्वसुखप्रदोऽस्तु भवतां श्रीधर्मलाभः श्रिये ॥३॥

उपदेशतरङ्गिणी, पृ० ४९.

( શ્રી સિદ્ધસેન દિવાકરે ભોજ રાજાને આશીર્વાદ આપતાં આ પ્રમાણે કહ્યું:-) તું દીર્ઘ આયુષ્યવાળો થા એમ જો હું કહું તો તે દીર્ઘ આયુષ્ય નરકના જીવોને પણ છે, સુખને માટે ધનવાન થા એમ કહું તો તે ધન મ્લેચ્છોને પણ છે અને સંતાનને માટે પુત્રવાન થા એમ કહું તો તે પુત્રો કુકડાને પણ ઘણા છે; તેથી સર્વ પ્રકારનાં સુખને આપનાર ધર્મલાભ જ તમારી લક્ષ્મીને માટે થાઓ. ( આ આશીર્વાદ જ સર્વ પ્રકારના આશીર્વાદ કરતાં શ્રેષ્ઠ છે. ) ૩.



# वैश्य ( ७ )

## વૈશ્યનો ધર્મ:—

पशूनां रक्षणं दानमिज्याऽध्ययनमेव च ।
वणिक्पथं कुसीदं च, वैश्यस्य कृषिमेव च ॥ १ ॥

ગાય, ભેંસ વગેરે પશુઓનું રક્ષણ કરવું, દાન આપવું, યજ્ઞ કરવો, વેદ ભણવો, દેશાંતરમાં જળ–સ્થળ–માર્ગે ગમન કરી વ્યાપાર કરવો, વ્યાજ લેવું તેમ જ કૃષિ ( ખેતી ) કરવી એ વૈશ્યનું ધર્મકાર્ય છે. ૧.

## વૈશ્યને માટે કાર્ય અને અકાર્ય:—

गर्वं न्यासापहारं च, वणिक्पुत्रः परित्यजेत् ।
अङ्गीकुर्यात्क्षमामेकां, भूपतौ दुर्गतेऽपि च ॥ २ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ६५.

વાણીયાના પુત્રે ગર્વ અને કોઈની થાપણ ઓળવવી, એ બન્નેનો ત્યાગ કરવો, તથા રાજા અને રંકને વિષે એક ક્ષમાને જ અંગીકાર કરવી. ૨.

## વૈશ્યનું કર્મ:—

स्वाध्यायो यजनं दानं, पशूनां पालनं तथा ।
कुसीदकृषिवाणिज्यं, वैश्यकर्माणि सप्त वै ॥ ३ ॥

पाराशरसंहिता (बृहस्पति), प्रकरण २, श्लो० ३९.

સ્વાધ્યાય—અભ્યાસ કરવો, યજ્ઞ કરવો, દાન દેવું, પશુઓનું પાલન કરવું, વ્યાજ—વટાવ કરવો, ખેતી કરવી અને વેપાર કરવો : આ સાત વૈશ્યનાં કર્મ છે. ૩.

**વૈશ્ય અને શૂદ્રનાં કર્મઃ—**

दानमध्ययनं वार्ता, यजनं चेति वै विशः ।
शूद्रस्य वार्ता शुश्रूषा, द्विजानां कारुकर्म च ॥ ४ ॥

अत्रिसंहिता, श्लो० १५.

દાન દેવું, ભણવું, વાર્તા કરવી અને યજ્ઞ કરવોઃ એ વૈશ્યની વૃત્તિ છે, તથા વાર્તા કરવી, બ્રાહ્મણની સેવા કરવી અને કારીગરનું કાર્ય કરવુંઃ એ શૂદ્રની વૃત્તિ છે. ૪.

कृषिगोरक्षवाणिज्यं, वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म, शूद्रस्यापि स्वभावजम् ॥ ५ ॥

भगवद्गीता, अ० १८, श्लो० ४४.

ખેતી, ગાયનું રક્ષણ અને વેપાર, એ વૈશ્યનું કર્મ સ્વભાવથી જ થયેલું છે, અને સેવા—ચાકરી કરવાનું કર્મ શૂદ્રનું છે તે પણ સ્વભાવથી જ થયેલું છે. ૫.



# વ્યાપાર (૮)

## વણિકનો વ્યાપારઃ—

अधीते यत्किञ्चित्तदपि मुषितुं ग्राहकजनं,
मृदु ब्रूते यद्वा तदपि विवशीकर्तुमपरम् ।
प्रदत्ते यत्किञ्चित्तदपि समुपादातुमधिकं,
प्रपञ्चोऽयं वृत्तेरहह गहनः कोऽपि वणिजाम् ॥ १ ॥

श्राद्धप्रतिक्रमणवृत्ति, पृ. ७१. ( दे. ला ).

વણિક જન જે કાંઇ અભ્યાસ કરે છે તે પણ ગ્રાહક જનને લુંટવા માટે જ; તે જે કાંઇ કોમળ–મિષ્ટ–વચન બોલે છે તે પણ અન્ય જનને વશ કરવા માટે જ તથા તે કોઇને કાંઈ ચીજ મફત આપે છે તે પણ તેની પાસેથી અધિક લેવા માટે જ. અહો ! વણિકના વેપારનો આ પ્રપંચ કોઈક ગહન છે. ૧.

लौल्येन किञ्चित् कलया च किञ्चित्,
पापेन किञ्चित्तुलया च किञ्चित् ।
किञ्चिच्च किञ्चिच्च समाहरन्तः,
प्रत्यक्षचौरा वणिजो भवन्ति ॥ २ ॥

उपदेशप्रासाद.

( વેપાર કરતી વખતે ) કાંઇક ચપળપણાથી, કાંઇક કુશ

ળતાથી, કાંઈક પાપથી ( અન્યાયથી ), કાંઇક ત્રાજવાથી ( ઓછું આપીને કે અધિક લઇને ), એમ કાઈક કાંઈક ગ્રહણ કરતા વણિકજનો પ્રત્યક્ષ ( જાહેર ) ચોર જ છે. ૨.

## વ્યાપાર કેવી રીતે કરવોઃ—

निन्दायोग्यजनैः सार्धं, कुर्यान्न क्रयविक्रयौ ।
द्रव्यं कस्यापि नो देयं, साक्षिणं भूषणं विना ॥ ३ ॥

उपदेशप्रासाद, स्तम्भ ९, व्याख्यान १२६.

નિંદવા યોગ્ય–નીચ માણસોની સાથે ખરીદી કે વેચાણનું કામ કરવું નહીં અને સાક્ષી રાખ્યા વિના કે ઘરેણા વિના કોઈને પણ દ્રવ્ય આપવું નહીં. ૩.

## ધર્મને અબાધક વ્યાપાર કરવોઃ—

धर्ममर्माविरोधेन, सकलोऽपि कुलोचितः ।
निस्तन्द्रेण विधेयोऽत्र, व्यवसायः सुमेधसा ॥ ४ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ४२.

બુદ્ધિમાન માણસે આળસનો ત્યાગ કરી ધર્મના તત્ત્વને વિરોધ ન આવે તેમ પોતાના કુળને ઉચિત સમગ્ર વ્યવસાય–વ્યાપાર કરવો. ૪.

## વ્યાપાર સફળ કેમ થાયઃ—

व्यवसायोऽप्यसौ पुण्यैर्पुण्यसचिवो भवेत् ।
सफलः सर्वथा पुंसां, वारिसेकादिव द्रुमः ॥ ५ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ११०.

જેમ જળના સિંચવાથી વૃક્ષ ફળવાળો થાય છે તેમ પુરુષોનો આ વેપાર પણ પુણ્ય અને પોતાની હુંશિયારી સહિત હોય તો સદા સફળ થાય છે. ૫.





# देशाटन ( १ )

**દેશાટનના ગુણ-દોષઃ—**

तीर्थानामवलोकनं परिचयः सर्वत्र वित्तार्जनं,
नानाश्चर्यनिरीक्षणं चतुरता बुद्धेः प्रशस्ता गिरः ।
एते सन्ति गुणाः प्रवासविषये दोषोऽस्ति चैको महान्,
यन्मुग्धामधुराधराधरसुधापानं विना स्थीयते ॥ १ ॥

પ્રવાસને વિષે-પરદેશ પર્યટન કરવામાં સર્વ તીર્થોનું દર્શન થાય છે, સર્વ ઠેકાણે વિવિધ જનોનો પરિચય થાય છે, ધનનું ઉપાર્જન થાય છે, વિવિધ પ્રકારનાં આશ્ચર્યો જોવાય છે, બુદ્ધિની ચતુરાઇ પ્રાપ્ત થાય છે અને સારું વચન બોલતાં આવડે છે-આવા ઘણા ગુણો પ્રાપ્ત થાય છે; પરંતુ એક જ મોટો દોષ છે, તે એ કે-સ્ત્રીના મધુર, નીચલા હોઠમાં રહેલા અમૃતના પાન વિના રહેવું પડે છે. ( અર્થાત્ સ્ત્રીના વિષય-સુખ વિના રહેવું પડે છે.) ૧.

**ક્યાં વાસ ન કરવોઃ—**

यस्मिन् देशे न सम्मानो न वृत्तिर्न च बान्धवः ।
न च विद्यागमोऽप्यस्ति, वासं तत्र न कारयेत् ॥ २ ॥

वृद्धचाणक्यनीति, अध्याय १, श्लो० ८.

જે દેશમાં સન્માન ન હોય, આજીવિકા ન હોય, સગા-સંબંધી ન હોય તથા વિદ્યાની પ્રાપ્તિ ન હોય, તે દેશમાં નિવાસ કરવો યોગ્ય નથી. ૨.

# शूद्र (१०)

## શૂદ્રનાં લક્ષણઃ—

दीर्घवैरमसूया च, असत्यं ब्रह्मदूषणम् ।
पैशुन्यं निर्दयत्वं च, जानीयाच्छूद्रलक्षणम् ॥ १ ॥

वसिष्ठस्मृति, अध्याय ६, श्लो० २३.

લાંબી મુદત સુધીનું વેર, અસૂયા ( અદેખાઈ ), અસત્ય, બ્રહ્મચર્યમાં દૂષણ ( અબ્રહ્મચર્ય ), ચાડીયાપણું અને નિર્દયપણું : આ સર્વ શૂદ્ર( હલકી જાતિ )નાં લક્ષણ જાણવાં. ૧.

सत्यं नास्ति तपो नास्ति, नास्ति चेन्द्रियनिग्रहः ।
सर्वभूतदया नास्ति, एतच्चाण्डाललक्षणम् ॥ २ ॥

पाराशरस्मृति, श्लो० ४२.

જેનામાં સત્ય ન હોય, તપ ન હોય, ઇંદ્રિયોનો નિગ્રહ ન હોય અને સર્વ પ્રાણીઓને વિષે દયા ન હોય તે ચાંડાલ સમાન છે—આ ચાંડાલનાં લક્ષણ છે. ૨.

## શૂદ્ર—ચાંડાલ—ના પ્રકારઃ—

नास्तिकः पिशुनश्चैव, कृतघ्नो दीर्घरोषकः ।
चत्वारः कर्मचाण्डाला जन्मतश्चापि पञ्चमः ॥ ३ ॥

वसिष्ठस्मृति, अ. ६, श्लो २२

નાસ્તિક ૧, ચાડીયો ૨, કૃતઘ્ની ૩ અને અતિ ક્રોધવાળો ૪: આ ચાર કર્મચાંડાળ છે અને પાંચમો જાતિથી ચાંડાળ છે. ૩.

**શૂદ્ર છતાં બ્રાહ્મણઃ—**

शूद्रे चैव भवेद् वृत्तं, ब्राह्मणेऽपि न विद्यते ।
शूद्रोऽपि ब्राह्मणो ज्ञेयो, ब्राह्मणः शूद्र एव च ॥ ४ ॥
महाभारत. शान्तिपर्व, अ० १९, श्लो० ३१.

જો શૂદ્રને વિષે ચારિત્ર હોય, અને બ્રાહ્મણને વિષે ચારિત્ર ન હોય, તો શૂદ્રને પણ બ્રાહ્મણ જાણવો અને બ્રાહ્મણને શૂદ્ર જ જાણવો. ૪.

यस्य चित्तं दयास्यूतं, सर्वसत्त्वहितेषितम् ।
चण्डालोऽपि स विप्रः स्यात्, लोकेशो हि क्षमाकरः ॥५॥
महाभारत, उत्तरार्ध, अ० १२, श्लो० ४४.

જેનું ચિત્ત દયાથી યુક્ત હોય તથા સર્વ પ્રાણીઓના હિતને ઇચ્છતું હોય તે પુરુષ ચંડાળ છતાં પણ બ્રાહ્મણ છે-બ્રાહ્મણ જેવો છે, કેમકે જે ક્ષમાવાન છે તે જ લોકનો સ્વામી છે. ૫.

**શૂદ્રધર્મ : સેવાઃ—**

एकमेव तु शूद्रस्य, प्रभुः कर्म समादिशत् ।
एतेषामेव वर्णानां, शुश्रूषामनसूयया ॥ ६ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણોની દ્વેષ કર્યા વિના અર્થાત્ આનંદપૂર્વક સેવા કરવી એ શૂદ્રનું એક જ કર્મ-કાર્ય પ્રભુએ નિરૂપિત કર્યું છે. ૬.

**ચાર વર્ણના સાધારણ ધર્મઃ—**

आनृशंस्यमहिंसा चाऽप्रमादः संविभागिता ।
श्राद्धकर्मातिथेयञ्च, सत्यमक्रोध एव च ॥ ७ ॥

स्वेषु दारेषु सन्तोषः, शौचं नित्यानसूयता ।
आत्मज्ञानं तितिक्षा च, धर्मः साधारणो नृप ! ॥ ८ ॥

महाभारत.

હે રાજન્ ! ક્રૂરતાનો ત્યાગ કરવો, હિંસા ન કરવી, ધર્મ-કાર્યમાં પ્રમાદ ન કરવો, બીજાને અન્ન-દાન આપી ભોજન કરવું, પિતૃઓનું શ્રાદ્ધ કરવું, અતિથિનો સત્કાર કરવો, અસત્ય વચન બોલવું નહીં, ક્રોધનો ત્યાગ, પોતાની સ્ત્રી વિષે સંતોષ રાખવો, પવિત્રતા રાખવી, કોઇ પણ પ્રાણી પર ઈર્ષ્યા કરવી નહીં, આત્મ સંબંધી જ્ઞાન મેળવવું, કોઈ કટુ વચન બોલે તેને સહન કરવું એ ( ચારે વર્ણોનો ) સાધારણ ધર્મ જાણવો. ૭-૮.

दया समस्तभूतेषु, तितिक्षा नातिमानिता ।
सत्यं शौचमनायासो मङ्गलं प्रियवादिता ॥ ९ ॥
मैत्र्यस्पृहा तथा तद्वदकार्पण्यं नरेश्वर ! ।
अनसूया च सामान्यवर्णानां कथिता गुणाः ॥ १० ॥

विष्णुपुराण.

સર્વ પ્રાણી પર દયા રાખવી, સહનશીલ થવું, માનપણાનો ત્યાગ કરવો, સત્ય વચન બોલવું, પવિત્રતા રાખવી, અતિપ્રયાસ કરવો નહીં, શુભ આચરણ રાખવું, પ્રિય વચન બોલવું, મિત્રભાવ રાખવો, ( વિષયોમાં ) સ્પૃહા રાખવી નહીં, તેમ જ કૃપણતાનો ત્યાગ અને કોઈ પણ પ્રાણી ઉપર દોષ-આરોપ કરવો નહીં, હે નરેશ્વર ! સામાન્ય વર્ણોના આ ગુણો કહેલા છે. ૯-૧૦.

# सेवा (११)

**સેવાધર્મની ગહનતાઃ—**

मौनान्मूकः प्रवचनपटुर्वातिको जल्पको वा,
धृष्टः पार्श्वे भवति च तथा दूरतश्चाप्रगल्भः ।
क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः,
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ १ ॥

नीतिशतक (भर्तृहरि), श्लो०५८.

મૌન ધારણ કરે તો મુંગો કહેવાય છે, બોલવામાં હુશિયાર હોય તો વાયડો અથવા બકવાદી કહેવાય છે, પાસે રહે તો ધૃષ્ટ કહેવાય છે, છેટો રહે તો શંકડો કહેવાય છે, ક્ષમા ગુણવાળો હોય તો બીકણ કહેવાય છે અને જો સહન ન કરે તો પ્રાયે કરીને હલકો કહેવાયઃ આ રીતે સેવાધર્મ અત્યંત ગહનછે, તેને યોગીઓ પણ જાણી શકતા નથી. ૧.

भावस्निग्धैरुपकृतमपि द्वेष्यतामेति किञ्चित्,
छाद्यादन्यैरपकृतमपि प्रीतिमेवोपयाति ।
दुर्ग्राह्यत्वान्नृपतिमनसां नैकभावाश्रयाणां,
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ २ ॥

पञ्चतन्त्र, पृ० ५८, श्लो० २२५.

સ્નેહયુક્ત સેવકોએ ઉપકારનું કાર્ય કર્યા છતાં કાંઇક કાર્ય દ્વેષપણાને પામે છે અને બીજા—સ્નેહરહિત સેવકોએ છાની રીતે અપકારવાળું કાર્ય કર્યું હોય તો પણ રાજાને

પ્રીતિ ઉત્પન્ન થાય છે, કેમકે અનેક પ્રકારના ભાવ( અભિપ્રાય ) ને ધારણ કરનારાં, રાજાઓનાં મન વશ કરી શકાય તેવાં ન હોવાથી તેમની સેવા કરવાનો ધર્મ અત્યંત ગહન છે અને તે યોગીજનો પણ જાણી શકતા નથી. ૨.

પૂર્વ સેવાઃ—

पूर्वसेवा तु तन्त्रज्ञैर्गुरुदेवादिपूजनम् ।
सदाचारस्तपो मुक्त्यद्वेषश्चेह प्रकीर्त्तिता ॥ ३ ॥
योगबिन्दु ( हरिभद्रसूरि ), श्लो० १०९.

ગુરુ અને દેવની પૂજા, સદાચાર, તપ અને મુક્તિ પર અદ્વેષઃ આ સર્વ શાસ્ત્રને જાણનાર પુરુષોએ પૂર્વસેવા કહેલી છે. ૩.

મધ્યમ સેવાઃ—

अत्यासन्ना विनाशाय, दूरस्था न फलप्रदा ।
सेव्या मध्यमभावेन, राजा वह्निर्गुरुः स्त्रियः ॥ ४ ॥
उपदेशप्रासाद, भाग २, पृ० ७१. ( प्र. स. )*

રાજા, અગ્નિ, ગુરુ અને સ્ત્રીઃ આ ચારની અત્યંત પાસેની સેવાથી પોતાનો વિનાશ થાય છે, અને દૂર રહેવાથી તેનું ફળ મળતું નથી. તેથી તેમની મધ્યમપણે સેવા કરવી યોગ્ય છે.

સેવાનું ફળઃ—

कथं नाम न सेव्यन्ते, यत्नतः परमेश्वराः ।
अचिरेणैव ये तुष्टाः, पूरयन्ति मनोरथान् ? ॥ ५ ॥

પરમાત્મા અથવા મોટા રાજાને, શા માટે પ્રયત્નથી ન સેવવા ? કેમકે તેઓ તુષ્ટમાન થયેથી તત્કાળ મનોરથોને પૂર્ણ કરે છે. ૫.




## સેવકના ગુણઃ—

अवञ्चकः स्थिरः प्राज्ञः, प्रियवाग् विक्रमी शुचिः ।
अलुब्धः सोद्यमो भक्तः, सेवकः सद्भिरिष्यते ॥ १ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ८६.

વંચના નહીં કરનાર, સ્થિર ચિત્તવાળો, બુદ્ધિમાન, પ્રિય વચન બોલનાર, પરાક્રમી, પવિત્ર, નિર્લોભી, ઉદ્યમી અને સ્વામીભક્ત એવા સેવકને સત્પુરુષો ઇચ્છે છે. ૧.

गर्वाभावो घृणाऽभावः, कष्टे धैर्यं विवेकिता ।
औदार्यसहितामुख्या एते सेवाकृतां गुणाः ॥ २ ॥

मुनि हिमांशुविजय.

જે મનુષ્યો સેવાગુણને પ્રાપ્ત કરવા ચાહે છે તેમનામાં આટલા ગુણો જોઇએઃ—અભિમાનનો અભાવ ( નમ્રતા ), ઘૃણાનો અભાવ, દુઃખ પડે ત્યારે ધીરજ, યોગ્ય—અયોગ્ય સમયને ઓળખીને કામ કરવાની વિવેકબુદ્ધિ, ઉદારતા અને (સેવ્યનાં કડવાં—મીઠાં સાચાં—જૂઠાં વચનો તથા કષ્ટોને) સહવાની શક્તિ. ૨.

## સેવક–નિંદાઃ—

प्रणमत्युन्नतिहेतोर्जीवितहेतोर्विमुञ्चति प्राणान् ।
दुःखीयति सुखहेतोः, को मूर्खः सेवकादन्यः ? ॥ ३ ॥

श्राद्धविधि, पृ० ८७. ( आत्मा. स. )*

નોકરી કરનાર પુરુષ પોતાની ઉન્નતિ કરવા માટે બીજાને નમે છે, જીવવાના હેતુથી પોતાના પ્રાણને મૂકી દે છે અને સુખ મેળવવાના હેતુથી દુઃખને સહન કરે છે, તો સેવકથી બીજો મૂર્ખ કોણ હોય ? ૩.

## સેવકની મુશ્કેલી:—

चित्तं शान्तजनस्य भक्तिकुशलं प्रीतस्य धर्मात्मनो
धीरस्यातिनयः सुदम्भकुशलश्चित्तेन शुष्को जनः ।
सद्भक्तेरपि सेवकस्य सगुणं सेवानुष्ठानं द्विषन्,
सेव्यो भक्तिसुशान्तिधैर्यरहितं कुर्यात् विरुद्धं सदा ॥४॥

मुनि हिमांशुविजय.

સેવા કરનાર–સેવક, શાંત, ભક્તિવાળો, પ્રેમને કરનાર, ધર્માત્મા અને ધીર હોય; પણ જો સેવ્ય ( સેવક જેની સેવા કરતો હોય તે પિતા–રાજા–ગુરુ વગેરે વડિલ ) સેવક પ્રતિ અન્યાય કરનારો, છલ–કપટ કરનારો, શુષ્ક હૃદયનો અને સેવકની, ભક્તિ–પ્રેમથી કરાતી, ગુણવાળી, સાચી સેવાનો પણ દ્વેષ કરનાર–અપમાન કરનાર હોય તો તે ભક્તિગુણવાળા સેવકના ચિત્તને હંમેશને માટે ભક્તિ, શાંતિ અને ધીરજથી રહિત–વિરુદ્ધ કરી નાખે છે. ( અર્થાત્ સેવ્યના દોષોથી સેવક કંટાળી સદાને માટે તેનાથી વિમુખ થઈ જાય છે. ) ૪.

भक्तियुक्तोऽपि नम्रोऽपि, निर्दम्भोऽपि च सेवकः ।
सेव्यान् न सेवितुं शक्तः, प्रार्थनाभङ्गभीतितः ॥ ५ ॥

मुनि हिमांशुविजय.

સેવા કરનાર સેવક ભક્તિવાળો હોય, વિનીત હોય, માયા રહિત હોય, તો પણ, સેવ્યો-વડિલો તેની પ્રાર્થનાને નહિ સ્વીકારે અર્થાત્ તેની ભક્તિનો અનાદર કરે (તો સ્વત્વાભિમાની તે સેવકને મોટું દુઃખ થાય.) તે દુઃખથી બચવા માટે સેવક, સેવ્ય-વડિલોની સેવા કરી શકતો નથી. ૫.

## સેવકે શું ન કરવું ?

येन स्याल्लघुता लोके, पीडा च प्रभुचेतसि ।
प्राणत्यागेऽपि तत्कर्म, न कुर्यात्कुलसेवकः ॥ ६ ॥

जैनपञ्चतन्त्र, पृ० ९५, श्लो० ३४७*

જે કાર્ય કરવાથી લોકમાં પોતાની લઘુતા-હલકાઇ થાય અને સ્વામીના ચિત્તમાં પીડા થાય તેવું કાર્ય ઉંચ કુળના સેવકે (અથવા વંશપરંપરાથી આવતા સેવકે) પ્રાણનો ત્યાગ થાય તો પણ કરવું નહીં. ૬.

## સેવકનો ધર્મઃ—

एकान्ते मधुरैर्वाक्यैः, सान्त्वयन्नहितात्प्रभुम् ।
वारयेदन्यथा हि स्यादेष स्वयमुपेक्षितः ॥ ७ ॥

विवेकविलास उल्लास २, श्लो० ९८.

પોતાના શેઠને એકાન્તમાં મીઠા વાક્યોથી સમજાવવો જોઇએ અને અહિતકર કાર્યોથી તેને વારવો જોઇએ. જો એમ

ન કરે તો ( તે નોકરની ) પોતાની ઉપેક્ષા થાય છે. ( અર્થાત્ શેઠનો નોકર તરફ સદ્ભાવ નથી ઉપજતો. ) ૭.

स्वाम्यर्थे यस्त्यजेत् प्राणान्मर्त्यो भक्तिसमन्वितः ।
स परं पदमाप्नोति, जरामरणवर्जितम् ॥ ८ ॥

जैनपञ्चतन्त्र, पृ० ७८, श्लो० ३०१.

ભક્તિવાળો જે મનુષ્ય સ્વામીને માટે પોતાના પ્રાણનો ત્યાગ કરે છે તે મનુષ્ય જરા અને મરણ રહિત એવા મોક્ષપદને પામે છે. ૮.



# स्वामी ( १३ )

स्वाभी-शेठना गुणः--

अकर्णदुर्बलः शूरः, कृतज्ञः सात्त्विको गुणी ।
वदान्यो गुणरागी च, प्रभुः पुण्यैरवाप्यते ॥ १ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ७६.

જે કાનનો કાચો ન હોય, શૂરવીર હોય, કરેલા કાર્યને જાણતો હોય, સાત્ત્વિક હોય, ગુણવાન હોય, ઉદાર હોય અને ગુણને વિષે પ્રીતિવાળો હોયઃ આવો સ્વામી પુણ્યથી જ પ્રાપ્ત થાય છે. ૧.

सुतन्त्रः सुपवित्रात्मा, सेवकागमनस्पृही ।
औचित्यवित् क्षमी दक्षः, सलज्जो दुर्लभः प्रभुः ॥ २ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ७७.

સારી રીતે શાસ્ત્રનો જાણકાર, પવિત્ર આત્માવાળો, સેવકના આગમનની ઇચ્છા રાખનાર, ઉચિતતાને જાણનાર, ક્ષમાવાન, ચતુર અને લજ્જાવાળોઃ એવો સ્વામી મળવો દુર્લભ છે. ૨.

स्वामी सम्भावितैश्वर्यः, सेव्यः सेव्यगुणान्वितः ।
सुक्षेत्रबीजवत् कालान्तरेऽपि स्यान्न निष्फलः ॥ ३ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ७२.

સ્વામી થવાના ગુણો જેનામાં હોય અને જેની પાસેથી ધન આવવાની સંભાવના હોય એવા શેઠની સેવા કરવી જોઇએ, કારણ કે એવા શેઠની કરેલી સેવા સારી ભૂમિમાં વાવેલા બીજની માફક સમય જવા છતાં પણ નિષ્ફળ નથી જતી. ૩.

નમાલો શેઠઃ—

यस्मिन् रुष्टे भयं नास्ति, तुष्टे नैव धनागमः ।
निग्रहोऽनुग्रहो नास्ति, स रुष्टः किं करिष्यति ? ॥ ४ ॥

वृद्धचाणक्यनीति, अ० ९, श्लो० ९.

જે સ્વામી ક્રોધ પામેથી ભય ન હોય અને પ્રસન્ન થવાથી ધનની પ્રાપ્તિ ન હોય, તથા જે નિગ્રહ કે અનુગ્રહ કરી શકતો ન હોય તે સ્વામી કદાચ ક્રોધ પામે તો પણ તે શું કરી શકે ? કાંઇ જ નહીં. ૪.

દુર્લભ સ્વામી-સેવકઃ—

क्षमी दाता गुणग्राही, स्वामी दुःखेन लभ्यते ।
अनुरक्तः शुचिर्दक्षः स्वामिन् ! भृत्योऽपि दुर्लभः ॥ ५ ॥

धर्मकल्पद्रुम, पल्लव ५, श्लो० ४५९. (प्र. स.)

ક્ષમાવાન, દાતાર અને ગુણને ગ્રહણ કરનાર સ્વામી દુઃખે કરીને મળે છે—એવો સ્વામી દુર્લભ છે, તથા હે સ્વામી ! પ્રીતિવાળો, પવિત્ર અને ડાહ્યોઃ આવા ગુણવાળો સેવક પણ દુર્લભ છે. ૫.

———

# સુપાત્ર ( ૧૪ )

પાત્ર શબ્દનો અર્થઃ—

पाकारेणोच्यते पापं, त्रकारस्त्राणवाचकः ।
अक्षरद्वयसंयोगे, पात्रमाहुर्मनीषिणः ॥ १ ॥

उपदेशतरङ्गिणी, पृ० २२, श्लो० २३.*

પાકાર અક્ષરે કરીને પાપ કહેવાય છે, ત્રકાર અક્ષર ત્રાણ( રક્ષણ )ને કહેનારો છે. આ બે અક્ષર ભેગા કરવાથી પાત્ર શબ્દ થાય છે, એમ પંડિતો કહે છે. ૧.

સુપાત્રનું સ્વરૂપઃ—

मनोवाक्काययोगेषु, प्रणिधानपरायणाः ।
वृत्ताढ्या ज्ञानसम्पन्नास्ते पात्रं करुणापराः ॥ २ ॥

तत्त्वामृत, श्लो० १९९.

જેઓ મન, વચન અને કાયાના યોગને વિષે ઉત્તમ ધ્યાન કરવામાં તત્પર હોય, જેઓ સદાચારનું આચરણ કરતા હોય, જેઓ જ્ઞાનયુક્ત હોય અને જેઓ કરુણાવાળા હોય તેઓ જ સુપાત્ર છે. ૨.

धृतिभावनया युक्ताः, सत्त्वभावनयाऽन्विताः ।
तत्त्वार्थाहितचेतस्कास्ते पात्रं दातुरुत्तमाः ॥ ३ ॥

तत्त्वामृत, श्लो० २००.

જેઓ ધૈર્યની ભાવનાવડે યુક્ત હોય, સત્ત્વ ( પરાક્રમ )ની

ભાવનાએ કરીને સહિત હોય અને તત્ત્વાર્થમાં જ ચિત્તને સ્થાપન કરનારા હોય, તેવા ઉત્તમ પુરુષો જ દાતારને સુપાત્રરૂપ છે. ૩.

स्वाध्यायोत्थं योनिमन्तं प्रशान्तं, वैतानस्थं पापभीरुं बहुज्ञम् ।
स्त्रीषु क्षान्तं धार्मिकं गोशरण्यं, व्रतैः क्षान्तं तादृशं पात्रमाहुः॥४॥

वशिष्ठस्मृति, अ० ६, श्लो० २८.

જે સ્વાધ્યાય કરીને ઊઠેલો હોય, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો હોય, અતિ શાંત હોય, યજ્ઞના અગ્નિની પૂજા કરતો હોય, પાપથી ભય પામતો હોય, ઘણા જ્ઞાનવાળો હોય, સ્ત્રીઓને વિષે ક્ષમા રાખતો હોય, ધર્મક્રિયામાં તત્પર હોય, ગાયોનું રક્ષણ કરતો હોય અને આચાર પાળવામાં સમર્થ હોય તે પાત્ર કહેવાય છે. ૪.

સુપાત્રના પ્રકાર—

स्थावरं जङ्गमं चेति, सत्पात्रं द्विविधं मतं ।
स्थावरं तत्र पुण्याय, प्रासादप्रतिमादिकम् ॥ ५ ॥
ज्ञानाधिकं तपःक्षामं, निर्ममं निरहङ्कृतिम् ।
स्वाध्यायब्रह्मचर्यादियुक्तं पात्रं तु जङ्गमम् ॥ ६ ॥

उपदेशतरङ्गिणी, पृ० ३१, श्लो० ९४, ९५* (य. वि. ग्र.)

સ્થાવર અને જંગમ એમ બે પ્રકારનું પાત્ર કહેલું છે. તેમાં મંદિર, મૂર્ત્તિ વગેરે સ્થાવર પાત્ર અને જ્ઞાની, તપસ્વી, નિઃસ્પૃહ, નિરભિમાની, અભ્યાસી અને બ્રહ્મચારી એ જંગમ પાત્ર પુણ્યજનક છે. ૫, ૬.

## સુપાત્ર-મહિમાઃ—

धृतिभावनया दुःखं, सत्त्वभावनया भवम् ।
ज्ञानभावनया कर्म, नाशयन्ति न संशयः ॥ ७ ॥

तत्त्वामृत, श्लो० २०१.

(સુપાત્ર પુરુષો) ધૈર્યની ભાવનાવડે દુઃખનો નાશ કરે છે, સત્ત્વની ભાવનાવડે સંસારનો નાશ કરે છે અને જ્ઞાનની ભાવનાવડે કર્મનો નાશ કરે છે, તેમાં કાંઈ પણ સંશય નથી. ૭.

## સુપાત્રની દુર્લભતાઃ—

शालिबीजं च विद्यां च, वप्तुकामैर्मनीषिभिः ।
सुक्षेत्रं च सुपात्रं च, विना पुण्यैर्न लभ्यते ॥ ८ ॥

पाण्डवचरित्र, (गद्य) पृ० ७० *

ચોખા અને વિદ્યા વાવવાની ઇચ્છાવાળા ડાહ્યા પુરુષોને સારું ક્ષેત્ર અને ઉત્તમ પાત્ર પુણ્ય વિના પ્રાપ્ત થતું નથી. ૮.

## સુપાત્રથી ફળઃ—

सुक्षेत्रे वापयेद्बीजं, सुपात्रे निक्षिपेद्धनम् ।
सुक्षेत्रे च सुपात्रे च, ह्युप्तं तन्न विनश्यति ॥ ९ ॥

पाराशरस्मृति, अ० १, श्लो० ६५.

સારા ક્ષેત્રમાં બીજ વાવવું જોઇએ અને સુપાત્રમાં ધન નાંખવું જોઇએ, કેમકે સારા ક્ષેત્રમાં અને સારા પાત્રમાં વાવેલું તે (બીજ અને ધન) વિનાશ પામતું નથી. ૯.



कुपात्र ( १५ )

## કુપાત્ર-નિંદાઃ—

कुपात्रेऽनर्थकृद्विद्या, कुपात्रेऽनर्थकृत्कला ।
कुपात्रेऽनर्थकृन्मैत्री, कुपात्रेऽनर्थकृद्धनम् ॥ १ ॥

हिङ्गुलप्रकरण, श्लो० ५.

કુપાત્રને આપેલી વિદ્યા અનર્થ કરનારી છે, કુપાત્રને આપેલી કલા અનર્થ કરનારી છે, કુપાત્રની મિત્રાઈ અનર્થ કરનારી છે, તેમ જ કુપાત્રને આપેલું ધન અનર્થ કરનારું છે. ૧.

## સુપાત્ર અને કુપાત્રઃ—

सैव भूमिस्तदेवाम्भः, पश्य पात्रविशेषतः ।
आम्रो मधुरतामेति, तिक्ततां निम्बपादपः ॥ २ ॥

याज्ञयल्क्यस्मृति, पूर्व भाग, श्लो० ६५.

તે જ ( એક જ પ્રકારની ) ભૂમિ હોય છે અને પાણી પણ તે જ ( એક જ પ્રકારનું ) હોય છે, છતાં પાત્રની યોગ્યતાના વિશેષપણાથકી આમ્ર વાવ્યો હોય તો તે મધુરતાને પામે છે અને લીંબડો વાવ્યો હોય તો તે કડવાપણાને પામે છે. ૨.

## કુપાત્રમાં બધું નકામુંઃ—

यत्कारुण्यहिरण्यजं न न च यत्सन्मार्गताम्रोद्भवं,
नो यत्संयमलोहजन्म न च यत्सन्तोषमृत्स्नामयम् ।

यद्योग्यं न तपोविधानदहनज्वालावलीतेजसां,
सिद्धिं याति कथं नृधान्यनिकरस्तस्मिन्कुपात्रे श्रितः ॥३॥

वैराग्यशतक-काव्यमाला सप्तमगुच्छक, श्लो० ९६.

જે પાત્ર દયારૂપી સુવર્ણનું બનેલું ન હોય, જે સન્માર્ગરૂપી તાંબાથી ઉત્પન્ન થયેલું ન હોય, જે સંયમરૂપી લોહથી નીપજાવેલું ન હોય, જે સંતોષરૂપી માટીમય ન હોય, તથા જે તપવિધાનરૂપ અગ્નિની જ્વાળાની શ્રેણિના તેજને લાયક ન હોય તેવા કુપાત્રમાં નાંખેલો મનુષ્ય ભવરૂપી ધાન્યનો સમૂહ શી રીતે સિદ્ધિને પામશે ? ૩.

किं करिष्यति पाण्डित्यमपात्रे प्रतिपादितम् ।
सपिधानघटान्तःस्थः, प्रदीप इव वेश्मनि ॥ ४ ॥

जैनपञ्चतन्त्र, पृ. १०८, श्लो० ३८४.*

કુપાત્ર( અયોગ્ય જન )ને વિષે આપેલી પંડિતાઇ શું કામ કરશે ? જેમકે ઘડાનું મુખ બંધ કરી તેમાં રાખેલો દીવો ઘરની અંદર રાખવામાં આવે તો તે શું પ્રકાશ કરે ? ૪.

किमिष्टमन्नं खरसूकराणां, किं रत्नहारो मृगपक्षिणां च ।
अन्धस्य दीपो बधिरस्य गीतं, मूर्खस्य किं शास्त्रकथाप्रसङ्गः ॥५॥

ગધેડા અને ભુંડને ઉત્તમ અન્ન આપવાથી શું ફળ ? પશુ-પક્ષીઓને રત્નનો હાર પહેરાવવાથી શું ફળ ? અંધની પાસે દીવો કરવાથી શું ફળ ? બહેરાની પાસે સંગીત કરવાથી શું ફળ ? અને મૂર્ખની પાસે શાસ્ત્રની કથા કહેવાથી શું ફળ ? ( કારણ કે ત્યાં સુપાત્રનો અભાવ છે. ) ૫.

# सज्जन ( १६ )

સજ્જનનું સ્વરૂપઃ—

सदयः सत्यवादी यः, सलज्जः शुद्धमानसः ।
गुरुदेवार्चको वाग्ग्मी, तस्य तुष्यन्ति देवताः ॥ १ ॥

धर्मकल्पद्रुम, पृ. ५५, श्लो० ९४. ( दे. ला. )*

જે મનુષ્ય દયાળુ હોય, સત્યવાદી હોય, લજ્જાળુ હોય, શુદ્ધ મનવાળો હોય, ગુરુ અને દેવની પૂજા કરનાર હોય તથા સારું વચન બોલનાર હોય તે મનુષ્ય ઉપર દેવતાઓ તુષ્ટમાન થાય છે. ૧.

तृष्णां छिन्धि भज क्षमां जहि मदं पापे रतिं मा कृथाः,
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनान् ।
मान्यान्मानय विद्विषोऽप्यनुनय प्रच्छादय स्वान् गुणान्,
कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां लक्षणम् ॥ २ ॥

नीतिशतक ( भर्तृहरी ), श्लो० ६९.

હે જીવ ! તું તૃષ્ણાનો છેદ કર, ક્ષમાને ભજ, મદનો ત્યાગ કર પાપકાર્યને વિષે પ્રીતિ ન કર, સત્ય વચન બોલ, સાધુ પુરુષોના માર્ગને અનુસર, વિદ્વાનોની સેવા કર, માનવા લાયક મિત્રાદિકનું બહુમાન કર, શત્રુઓની ઉપર પણ પ્રીતિ રાખ, પોતાના ગુણોને ગુપ્ત કર—પ્રશંસા ન કર, કીર્તિનું

પાલન કર, અને દુઃખીને વિષે દયા કર. આ સત્પુરુષોનું લક્ષણ છે. ( સત્પુરુષોનો આવો આચાર હોય છે. ) ૨.

**સાચો સજ્જનઃ—**

उपकारिषु यः साधुः, साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः, स साधुः सद्भिरिष्यते ॥ ३ ॥

जैनपञ्चतन्त्र, पृ. २५२, श्लो० ६०.*

ઉપકાર કરનાર ઉપર જે સાધુ-સારો હોય, તેના સાધુપણામાં શો ગુણ? કાંઈ જ નહીં; પરંતુ જે અપકાર કરનાર ઉપર સાધુ-સારો હોય તેને જ સત્પુરુષોએ સાધુપુરુષ કહ્યો છે. ૩.

**સજ્જનનો મહિમાઃ—**

परनिन्दासु ये मूका निजश्लाघापराङ्मुखाः ।
ईदृशैर्ये गुणैर्युक्ताः, पूज्याः सर्वत्र विष्टपे ॥ ४ ॥

तत्त्वामृत, श्लो० ८७.

જેઓ પરનિંદા કરવામાં મૂંગા હોય અને પોતાની પ્રશંસા કરવામાં વિમુખ હોય, આવા ગુણોવડે જે યુક્ત હોય તેઓ આખા જગતમાં પૂજ્ય હોય છે. ૪.

कारुण्येन हता वधव्यसनिता सत्येन दुर्वाच्यता,
सन्तोषेन परार्थचौर्यपटुता शीलेन रागान्धता ।
नैर्ग्रन्थ्येन परिग्रहग्रहिलता यैर्यौवनेऽपि स्फुटं,
पृथ्वीयं सकलाऽपि तैः सुकृतिभिर्मन्ये पवित्रीकृता ॥ ५ ॥

वैराग्यशतक ( काव्यमाला सप्तमगुच्छक ), श्लो० २०.

જેઓએ યુવાવસ્થામાં પણ સ્ફૂટ રીતે કરુણાવડે હિંસાના વ્યસનનો ત્યાગ કર્યો હોય, સત્યવડે દુર્વચનનો ત્યાગ કર્યો હોય, સંતોષવડે પરધનની ચોરીનો ત્યાગ કર્યો હોય, શીલવડે રાગાંધપણાનો ત્યાગ કર્યો હોય અને નિર્ગ્રંથપણાવડે પરિગ્રહની ઉન્મત્તતાનો ત્યાગ કર્યો હોય, તે સુકૃતિ–પુણ્યશાળી પુરુષોએ આ આખી પૃથ્વી પવિત્ર કરી છે એમ હું માનું છું. ૫.

अन्नदानैः पयोदानैर्धर्मस्थानैश्च भूतलम् ।
यशसा सज्जनैरत्र, रुद्धमाकाशमण्डलम् ॥ ६ ॥

महाभारत, शान्तिपर्व, अ० ७७, श्लो० ८.

સત્પુરુષોએ આ પૃથ્વીતલને અન્નદાન( દાનશાળાઓ )વડે, જળદાનવડે ( પાણીની પરબોવડે ) અને ધર્મનાં સ્થાનો ( દહેરાં વગેરે )વડે રુંધ્યું છે, અને આકાશમંડળને પોતાના યશવડે રુંધ્યું છે. ૬.

सत्त्वधर्मरता ये तु, सात्त्विकाः शान्तचारिणः ।
ते देवा निर्मलानन्दा वसन्ति स्वर्गतिं गताः ॥ ७ ॥

मनुस्मृति, अ० १८, श्लो० ११८.

જેઓ સાત્ત્વિક ધર્મમાં રક્ત હતા અને જે શાંત ચારિત્રવાળા હતા તે સાત્વિક ગુણવાળા દેવો નિર્મળ આનંદવાળા થઇ સ્વર્ગમાં જઇને રહેલા છે ૭.

न हि भवति वियोगः स्नेहविच्छेदहेतु–
र्जगति गुणनिधीनां सज्जनानां कदाचित् ।

घनतिमिरनिबद्धो दूरसंस्थोऽपि चन्द्रः,
किमु कुमुदवनानां प्रेमभङ्गं करोति ? ॥ ८ ॥

આ જગતમાં ગુણના નિધાનરૂપ સજ્જનોનો કદાચ વિયોગ થાય એટલે કે તેઓ દૂર રહેલા હોય તો પણ તે વિયોગ કદાપિ સ્નેહના નાશનું કારણ થતો નથી. ઘણા અંધકારથી અથવા મેઘના અંધકારથી રુંધાયેલો અને દૂર રહેલો એવો પણ ચંદ્ર શું પોયણાના વનના પ્રેમનો ભંગ કરે છે ? પોયણાને વિકસ્વર કરે છે જ. ૮.

## સજ્જનોની દુર્લભતાઃ—

पदे पदेऽधिगम्यन्ते, पापभाजो न चेतरे ।
भूयांसो वायसाः सन्ति, स्तोका यच्चाषपक्षिणः ॥ ९ ॥

सूक्तरत्नावलि ( आत्मा. स. ).

પાપી પુરુષો પગલે પગલે-ઠેકાણે ઠેકાણે મળી આવે છે, પણ ધર્મી પુરુષો તેટલા બધા હોતા નથી; કેમકે જગતમાં કાગડાઓ ઘણા હોય છે પણ ચાષ પક્ષીઓ ઘણા થોડા જ જોવામાં આવે છે. ૯.

शैले शैले न माणिक्यं, मौक्तिकं न गजे गजे ।
साधवो न हि सर्वत्र, चन्दनं न वने वने ॥ १० ॥

वृद्धचाणक्यनीति, अध्याय २, श्लो० १९.

દરેક પર્વત ઉપર કાંઈ માણિક્ય રત્ન હોતાં નથી, દરેક હાથીના ગંડસ્થળમાં મોતી હોતાં નથી, દરેક વનમાં ચંદનના

વૃક્ષો હોતાં નથી, તે જ પ્રમાણે સર્વ ઠેકાણે સાધુપુરુષો હોતાં નથી; (કોઈક જ ઠેકાણે હોય છે) ૧૦.

यैः कारुण्यपरिग्रहान्न गणितः स्वार्थः परार्थं प्रति,
यैश्चात्यन्तदयापरैर्न विहिता वन्ध्याऽर्थिनां प्रार्थना ।
ये चासन् परदुःखदुःखितधियस्ते साधवोऽस्तं गताः,
चक्षुः ! संहर बाष्पवेगमधुना कस्याग्रतो रुद्यते ? ॥ ११ ॥

જેઓએ કરુણા અંગીકાર કરેલી હોવાથી પરોપકારને વખતે સ્વાર્થને ગણ્યો નથી–સ્વાર્થની દરકાર કરી નથી; જેઓએ, અત્યંત દયાળુપણું હોવાથી, યાચકોની યાચનાને નિષ્ફળ કરી નથી, તથા જેઓ અન્ય જનોના દુઃખથી પોતે દુઃખી થયા છે તે સાધુજનો અસ્ત પામ્યા છે–પરલોકમાં ગયા છે; તેથી હે નેત્ર! તું હવે તારા અશ્રુના પ્રવાહને સંહરી લે; કેમકે તેવા સાધુઓને અભાવે હવે કોની પાસે રુદન કરવું ? ૧૧.

शूराः सन्ति सहस्रशः प्रतिपदं विद्याविदोऽनेकशः,
स्मेरश्रीपतयो निरस्तधनदास्तेऽपि क्षितौ लक्षशः ।
किंत्वाकर्ण्य निरीक्ष्य चान्यमनुजं दुःखार्दितं यन्मन–
स्ताद्रूप्यं प्रतिपद्यते कलियुगे ते पञ्चषाः पूरुषाः ॥ १२ ॥

પૃથ્વી પર વીર પુરુષો ઠેકાણે ઠેકાણે હજારો છે, વિદ્યાઓને જાણનારા પણ અનેક છે, લક્ષ્મીવડે કુબેરનો પણ પરાભવ કરનારા વિકસ્વર (ઘણી) લક્ષ્મીના પતિઓ પણ લાખો છે; પરંતુ દુઃખથી પીડાતા અન્ય જનને જોઈને કે સાંભળીને

જેનું મન તદ્રૂપપણાને પામે છે-દુઃખથી પીડાય છે તેવા સત્પુરુષો તો આવા કલિયુગમાં પાંચ-છ જ છે. ૧૨.

**સજ્જન : દયાવાનઃ—**

निर्गुणेष्वपि सत्त्वेषु, दयां कुर्वन्ति साधवः ।
न हि संहरति ज्योत्स्नां, चन्द्रश्चाण्डालवेश्मनः ॥१३॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ६१.

સત્પુરુષો ગુણ રહિત પ્રાણીઓને વિષે પણ દયા કરે છે, કેમકે ચંદ્ર પોતાની ચંદ્રિકાને ( ચાંદનીને ) ચંડાળના ઘરથી ખેંચી લેતો નથી. ત્યાં પણ પોતાનાં કિરણો નાંખે છે. ૧૩.

**સજ્જનોનું આચરણઃ—**

यथा चित्तं तथा वाचो यथा वाचस्तथा क्रिया ।
चित्ते वाचि क्रियायां च, साधूनामेकरूपता ॥ १४ ॥

कुमारपालप्रबन्ध, पृ. २९, श्लो० १. ( आत्मा. स. )

જેવું મન હોય ( મનમાં વિચાર હોય ) તેવી વાણી હોય, અને જેવી વાણી હોય તેવી જ ક્રિયા-કર્મ હોય છે. ચિત્તમાં, વચનમાં અને ક્રિયામાં સાધુપુરુષોનું એકજ સ્વરૂપ હોય છે. ૧૪.

विपद्यपि गताः सन्तः, पापकर्म न कुर्वते ।
हंसः कुक्कुटवत् कीटानत्ति किं क्षुधितोऽप्यलम् ॥ १५ ॥

पार्श्वनाथचरित्र ( पद्य ), सर्ग १, श्लो० १७९.

સન્તપુરુષો વિપત્તિકાળમાં પણ પાપવાળું કાર્ય આચરતા

નથી, કેમકે શું હંસ ખૂબ ભૂખ્યો હોય તો પણ કુકડાની માફક કીડાઓને કદી ખાય ખરો ? ૧૫.

उत्तिष्ठन्ति निजासनान्नतशिरः पृच्छन्ति च स्वागतं,
सन्तुष्यन्ति हसन्ति यान्ति च चिरं प्रेमाश्रितं सङ्गमम् ।
सिञ्चन्तो वचनामृतेन हृदयं सन्तः समीपागताः,
किं किं न प्रियमाचरन्ति हि जने स्वीये च सम्मीलिते ? ॥१६॥

वाल्मिकिरामायण–उत्तरकाण्ड, अ० १, श्लो० ३३.

સન્ત માણુસો, જ્યારે સ્વજનનો મેળાપ થાય છે ત્યારે નમ્ર થઈને પોતાના આસનથી ઊભા થાય છે, સ્વાગત પૂછે છે, સંતોષ પામે છે, હસે છે, પ્રેમપૂર્વક ભેટો કરે છે અને વચનામૃતથી હૃદયને સિંચતા પાસે આવી શું શું પ્રિય આચરણ નથી કરતા ? ૧૬.

प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरं,
असन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यः कृशधनः ।
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महतां,
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ १७ ॥

नीतिशतक ( भर्तृहरि ), श्लो० ५६.

પ્રિય અને ન્યાયવાળી વૃત્તિ–આજીવિકા કરવી, પ્રાણનો નાશ થાય તો પણ મલિન કાર્ય ન કરવું, અસત્પુરુષની પ્રાર્થના ન કરવી, થોડા ધનવાળા મિત્રની પાસે પણ યાચના ન કરવી, વિપત્તિમાં પણ મોટા દિલથી રહેવું–અને મહા-

પુરુષોને પગલે-માર્ગે ચાલવું: આવું ખડ્ગની ધાર જેવું વિષમ વ્રત સત્પુરુષોને કોણે બતાવ્યું છે ? ૧૭.

न ब्रूते परदूषणं परगुणं वक्त्यल्पमप्यन्वहं,
सन्तोषं वहते परर्द्धिषु पराबाधासु धत्ते शुचम् ।
स्वश्लाघां न करोति नोज्झति नयं नौचित्यमुल्लङ्घय-
त्युक्तोऽप्यप्रियमक्षमां न रचयत्येतच्चरित्रं सताम् ॥ १८ ॥

सिन्दुरप्रकरण.

સત્પુરુષ બીજાના દોષને બોલતો નથી, નિરંતર થોડા પણ પરના ગુણને બોલે છે, બીજાની સમૃદ્ધિમાં સંતોષ ધારણ કરે છે-તેના પર લોભ કરતો નથી, બીજાની પીડાને વિષે પોતે શોકને ધારણ કરે છે, પોતાની પ્રશંસા કરતો નથી, નીતિનો ત્યાગ કરતો નથી, ઉચિતપણાને ઓળંગતો નથી અને તેને કોઇએ અપ્રિય વચન કહ્યું હોય તો પણ તે અક્ષમા ( ક્રોધ ) કરતો નથી: આવું સત્પુરુષનું ચરિત્ર જ હોય છે. ૧૮.

दोषजालमपहाय मानसे, धारयन्ति गुणमेवसज्जनाः ।
क्षारभावमपहाय वारिधेर्गृह्णते सलिलमेवं वारिदाः ॥ १९ ॥

उपदेशप्रासाद, भाग १, पृ. १४०. ( प्र. स. )

સજ્જન પુરુષો દોષના સમૂહનો ત્યાગ કરીને મનમાં ગુણને જ ધારણ કરે છે-ગ્રહણ કરે છે; જેમકે વાદળાંઓ સમુદ્રમાંથી ખારાપણાનો ત્યાગ કરીને મીઠા જળને જ ગ્રહણ કરે છે. ૧૯.

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।

परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं,
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥२०॥
नीतिशतक ( भर्तृहरि ), श्लो० ७०.

મન, વચન અને કાયાને વિષે પુણ્યરૂપી અમૃતવડે પૂર્ણ ભરેલા ત્રણ જગતના પ્રાણીઓને ઉપકારના સમૂહવડે પ્રસન્ન કરનારા તથા પરના પરમાણુ જેવડા ગુણોને પણ પર્વત જેવડા કરી નિરંતર પોતાના હૃદયમાં આનંદ પામનારા આવા સત્પુરુષો જગતમાં કોઇક જ હોય છે. ૨૦.

प्रदानं प्रच्छन्नं गृहमुपगते सम्भ्रमविधिः,
प्रियं कृत्वा मौनं सदसि कथनं नाप्युपकृतेः ।
अनुत्सेको लक्ष्म्यां निरभिभवसाराः परकथाः,
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ २१ ॥
नीतिशतक ( भर्तृहरि ), श्लो० ५७.

ગુપ્ત રીતે દાન આપવું, ઘેર કોઇ આવે ત્યારે તરત જ ઊભા થવાદિકવડે તેનું સ્વાગત કરવું, કોઈનું પ્રિય કરીને મૌન રહેવું, સભામાં પોતે કરેલા ઉપકારને પણ કહેવો નહીં, ધનની પ્રાપ્તિમાં ગર્વ કરવો નહીં અને કોઇનો પરાભવ-નિંદાદિક ન થાય તેવી પરની કથા કરવી, આવું સત્પુરુષોને ખડ્ગની ધારા જેવું વિષમ વ્રત કોણે બતાવ્યું છે ? (કોઇએ બતાવ્યું નથી. સજ્જનોનો એવો સ્વભાવ જ હોય છે.) ૨૧.

સજ્જનોનો સ્થિર સ્વભાવ:—

पराभूतोऽपि पुण्यात्मा, न स्वभावं विमुञ्चति ।
तोयमुष्णीकृतं कामं, शीततां पुनरेति यत् ॥ २२ ॥
सूक्तरत्नावली, श्लो०१३. (आत्मा० स.)

પુણ્યવંત પુરુષ પરાભવ પામ્યો હોય તો પણ તે પોતાના શાંતિરૂપ સ્વભાવને મૂકતો નથી. જેમકે પાણીને અત્યંત ઉનું કરવામાં આવે તો પણ તે શીતળતાને પામે છે-ઠંડું થઇ જાય છે. ૨૨.

अस्यत्युच्चैः शकलितवपुश्चन्दनो ( नं ) नात्मगन्धं,
नेक्षुर्यन्त्रैरपि मधुरतां पीड्यमानो जहाति ।
यद्वत्स्वर्णं न चलति हितं छिन्नघृष्टोपतप्तं,
तद्वत्साधुः कुजननिहतोऽप्यन्यथात्वं न याति ॥२३॥

सुभाषितरत्नसन्दोह, श्लो० ४६९.

ચંદનના શરીરના ખૂબ કકડા કરવામાં આવે તો પણ તે પોતાના સુગંધનો ત્યાગ કરતું નથી, શેરડીને યંત્રમાં પીલવામાં આવે તો પણ તે પોતાની મીઠાશનો ત્યાગ કરતી નથી, તથા જેમ સુવર્ણને છેદવામાં, ઘસવામાં અને તપાવવામાં આવે તો પણ તે હિતથી ચલાયમાન થતું નથી. તેજ પ્રમાણે સજ્જન પુરુષ દુર્જનવડે હુણવામાં આવે તો પણ તે અન્યથાપણાને એટલે દુર્જનપણાને પામતો નથી. ૨૩.

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धं,
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुकाण्डम् ।
तप्तं तप्तं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं,
प्राणान्तेऽपि प्रकृतिविकृतिर्जायते नोत्तमानाम् ॥२४॥

વારંવાર ચંદનના કાષ્ઠને ઘસવામાં આવે તો પણ તે અધિક અધિક સુગંધ આપે છે, વારંવાર શેરડીના સાંઠાને

છેદવામાં આવે તો પણ તે સ્વાદિષ્ટ જ રહે છે અને સુવર્ણને વારંવાર તપાવવામાં આવે તો પણ તેનો વર્ણ વધારે વધારે મનોહર થાય છે. માટે પ્રાણનો અંત થાય તો પણ ઉત્તમ પુરુષોના સ્વભાવમાં કાંઈ પણ વિકાર–ફેરફાર થતો નથી. ૨૪.

स्वभावं नैव मुञ्चन्ति, सन्तः संसर्गतोऽसताम् ।
न त्यजन्ति रुतं मञ्जु, काकसंसर्गतः पिकाः ॥ २५ ॥

સત્પુરુષો અસત્પુરુષના સંગથી પણ પોતાના સ્વભાવને છોડતા નથી, કોયલ કાગડાના સંગથી પોતાના મધુર શબ્દનો ત્યાગ કરતી નથી. (અને કાગડા જેવું બોલતી નથી.) ૨૫.

સજ્જન અને દુર્જનઃ—

गुणायन्ते दोषाः सुजनवदने दुर्जनमुखे,
गुणा दोषायन्ते तदिदमपि नो विस्मयपदम् ।
महामेघः क्षारं पिबति कुरुते वारि मधुरं,
फणी क्षीरं पीत्वा वमति गरलं दुःसहतरम् ॥ २६ ॥

દોષો પણ સજ્જનના મુખમાં ગુણરૂપ થાય છે અર્થાત્ સજ્જન કોઈના દોષ બોલે તો તે પણ તેને ગુણકારક થાય છે. અને દુર્જનના મુખમાં ગુણો પણ દોષરૂપ થાય છે અર્થાત્ દુર્જન કોઈના ગુણ બોલે તો તે પ્રમાણિક નહીં હોવાથી અન્ય જનો માનતા નથી. આવો જે તફાવત છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી, કેમકે મોટો મેઘ લવણસમુદ્રનું ખારું પાણી પીએ છે–ગ્રહણ કરે છે તે મધુરતાને પામે છે, અને સર્પ દૂધ પીએ છે

પણ તે અત્યંત દુઃસહ વિષને જ વમે છે-તે દૂધ વિષપણે પરિણમે છે. ૨૬.

अनुकुरुतः खलसुजनावग्रिमपाश्चात्यभागयोः सूच्याः ।
विदधाति रन्ध्रमेको गुणवानन्यस्तु पिदधाति ॥ २७ ॥

દુર્જન અને સજ્જન આ બે પુરુષો અનુક્રમે સોયના અગ્રભાગ અને પાછળના ભાગને અનુસરે છે-તેના જેવું કાર્ય કરે છે. તેમાં એક એટલે દુર્જન સોયના અગ્રભાગની જેમ છિદ્ર પાડે છે અર્થાત્ પરસ્પર કલહ ઉત્પન્ન કરાવે છે, અને બીજો એટલે સજ્જન ગુણવાન હોવાથી છિદ્રને ઢાંકે છે એટલે સલાહ-સંપ કરાવે છે. (સોયનો પાછલો ભાગ ગુણવાન એટલે દોરાવાળો હોવાથી છિદ્રને સાંધી દે છે.) ૨૭.

विद्या विवादाय धनं मदाय, शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतत्, ज्ञानाय दानाय च रक्षणाय ॥ २८ ॥

ખળ પુરુષ વિદ્યા ભણ્યો હોય તો તેની વિદ્યા બીજાની સાથે વાદવિવાદ કરવા માટે થાય છે, તેની પાસે ધન હોય તો તે મદને માટે થાય છે, તેનામાં જે શક્તિ હોય તે બીજાને પીડા કરવા માટે થાય છે; પરંતુ સજ્જનને તો તે સર્વ તેનાથી વિપરીત છે, એટલે કે તેની વિદ્યા જ્ઞાનને માટે, ધન દાનને માટે અને શક્તિ બીજાના રક્ષણને માટે થાય છે. ૨૮.

आर्योऽपि दोषान् खलवत् परेषां,
वक्तुं हि जानाति परं न वक्ति ।
किं काकवत्तीव्रतराननोऽपि,
कीरः करोत्यस्थिविघट्टनानि ? ॥ २९ ॥

જેમ ખળ પુરુષ બીજાના દોષ બોલે છે તેમ સજ્જન પુરુષ પણ બીજાના દોષ બોલવાનું જાણે છે; પરંતુ તે બોલતા નથી. જેમકે પોપટને કાગડાના જેવી તીવ્ર ચાંચ હોય છે, તો પણ શું તે પોપટ હાડકાના કકડા કરે ? ન જ કરે. ( કાગડાની જેમ પોપટ હાડકા ચુંથતો નથી. ) ૨૯.

एकसुकृतेन दुष्कृतशतानि ये नाशयन्ति ते धन्याः ।
न त्वेकदोषजनितो येषां रोषः शतकृतघ्नः ॥ ३० ॥

उत्तराध्ययनसूत्रटीका ( भावविजय ), पृ. २५४.*

જે મનુષ્યો એક સુકૃતવડે સેંકડો દુષ્કૃતોનો નાશ કરે છે, તે મનુષ્યો ધન્ય છે, પરંતુ જેમનો એક દોષથી ઉત્પન્ન થયેલો ક્રોધ સેંકડો કાર્યોને હણનારો થાય તે ધન્ય નથી. ૩૦.



# दुर्जन ( १७ )

દુર્જનનું સ્વરૂપઃ—

अनाहूतः प्रविशति, अपृष्टो बहु भाषते ।
अदत्तमासनं भुङ्क्ते, स पार्थ ! पुरुषाधमः ॥ १ ॥

महाभारत, शान्तिपर्व, अ० २७, श्लो० ३३.

હે પાર્થ—અર્જુન ! જે મનુષ્ય બોલાવ્યા વિના બીજાના ઘરમાં પ્રવેશ કરે, પૂછ્યા વિના ઘણું બોલ્યા કરે તથા દીધાં વિનાના આસનને ભોગવે—આસન પર બેસે તે મનુષ્યને અધમ જાણવો. ૧.

દુર્જનની નિંદાઃ—

वरंः क्षिप्तः पाणिः कुपितफणिनो वक्त्रकुहरे,
वरं झम्पापातो ज्वलदनलकुण्डे विरचितः ।
वरं प्रासप्रान्तः सपदि जठरान्तर्विनिहितो,
न जन्यं दौर्जन्यं तदपि विपदां सद्म विदुषा ॥ २ ॥

सिन्दूरप्रकरण, श्लो० ६१.

કોપ પામેલા સર્પના મુખરૂપી વિવરમાં હાથ નાંખવો સારો છે, બળતા અગ્નિના કુંડમાં ઝંપાપાત કરવો સારો છે, તથા તત્કાળ પેટમાં ભાલાનો અગ્રભાગ નાંખવો સારો છે; પરંતુ વિદ્વાન પુરુષે વિપત્તિના ઘરરૂપ દુર્જનતા ઉત્પન્ન કરવી તે સારી નથી. ૨.

रोद्धुं वालमृणालतन्तुभिरसौ मत्तेभमुज्जृम्भते,
भेत्तुं वज्रमणीन् शिरीषकुसुमप्रान्तेन सन्नह्यति (ते)।
माधुर्य मधुबिन्दुना रचयितुं क्षाराम्बुधेरीहते,
नेतुं वाञ्छति यः सतां पथि खलान् सूक्तैः सुधास्यन्दिभिः ॥३॥

वैराग्यशतक ( पद्मानन्द ).

જે મનુષ્ય ખળ પુરુષોને અમૃતને ઝરનારાં સારાં વચનોવડે સત્પુરુષોના માર્ગમાં લાવવાને ઇચ્છે છે તે મનુષ્ય કોમળ કમળના તંતુવડે મદોન્મત્ત હાથીને રુંધવા–બાંધવાની ઇચ્છા કરે છે, તે પુરુષ શિરીષના પુષ્પના અગ્રભાગવડે વજ્રમણિને ભેદવા તૈયાર થાય છે, તથા લવણસમુદ્રને એક મધના બિંદુવડે મધુર કરવા ઇચ્છે છે. (અર્થાત્ આ સર્વ દુષ્કર છે.) ૩.

परसम्पत्समुत्कर्षद्वेषो दाक्षिण्यहीनता ।
द्वयमेतत् खलत्वस्य, प्रथमं प्राणितं स्मृतम् ॥ ४ ॥

नलविलास, अङ्क ७, श्लो० १२.

બીજાની અધિક સંપત્તિ ઉપર દ્વેષ કરવો અને દાક્ષિણ્યની હીનતા એટલે કોઇની દાક્ષિણ્યતા ન રાખવી, આ બન્ને ખળપણાના પ્રથમ પ્રાણ કહ્યા છે. આ બન્ને દોષ ખળ માણસમાં સ્વભાવથી જ રહેલા છે. ૪.

चोराणां वञ्चकानाञ्च, परदारापहारिणाम् ।
निर्दयानाञ्च निःस्नानां, न तुष्यन्ति सुराः कदा ॥ ५ ॥

धर्मकल्पद्रुम, पृ. ५५, श्लो. ९५. ( दे. ला. )

ચોર, ઠગારા, પરસ્રીનું હરણ કરનારા, નિર્દય અને નિર્ધન આટલા પુરુષો ઉપર દેવતાઓ કદાપિ પ્રસન્ન થતા નથી. ૫.

सहस्रैरुपकाराणामुपायानां शतैरपि ।
कल्पकोटिं कृतैर्यावद् दुर्जनो नैव तुष्यति ॥ ६ ॥

मुनि हिमांशुविजय.

કલ્પકોટી-કરોડો વર્ષો સુધી હજારો ઉપકાર કરવાથી કે સેંકડો ઉપાયોથી દુર્જન કદી પણ સંતુષ્ટ થતો નથી-પોતાની દુર્જનતા મૂકતો નથી. ૬.

न प्रेम नौषधं नाज्ञा, न सेवा न गुणो न धीः ।
न कुलं न बलं न श्रीर्दुर्जनस्य प्रशान्तये ॥ ७ ॥

नलविलास, अङ्क ७. श्लो. १०.

દુર્જન માણસને શાંત કરવા માટે પ્રીતિ, ઔષધ, આજ્ઞા, સેવા, ગુણ, બુદ્ધિ, કુળ કે બળ કાંઇ પણ છે નહીં. (અર્થાત્ આ સર્વ બાબતનો ઉપયોગ કરતા છતાં પણ દુર્જન માણસ શાંત થતો નથી.) ૭.

### દુર્જન હલાપણું:—

दुर्जनः परिहर्तव्यो विद्ययाऽलङ्कृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः, किमसौ न भयङ्करः ? ॥ ८ ॥

नीतिशतक (भर्तृहरि), श्लो. ४२.

વિદ્યાવડે અલંકૃત હોય તો પણ દુર્જન માણસ ત્યાગ કરવા લાયક છે; કેમકે સર્પ મણિવડે ભૂષિત હોય તો પણ શું તે ભયંકર નથી ? ભયંકર છે જ. ૮.

दुर्जनः प्रियवादी च, नतद्विश्वासकारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे, हृदि हलाहलं विषम् ॥ ९ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो॰ ८२.

દુર્જન માણસ પ્રિય વચન બોલતો હોય તો તેથી તે વિશ્વાસનું કારણ નથી, કેમકે તેની જિહ્વાના અગ્રભાગને વિષે મધ રહેલું હોય છે, પણ હૃદયમાં તો હળાહળ વિષ ભરેલું હોય છે. ૯.

हस्तौ दानविवर्जितौ श्रुतिपुटौ सारश्रुतद्रोहिणौ,
नेत्रे साधुविलोकनेन रहिते पादौ न तीर्थं गतौ ।
अन्यायार्जितवित्तपूर्णमुदरं गर्वेण तुङ्गं शिरो
रे रे! जम्बुक! मुञ्च मुञ्च सहसा नीचस्य निंद्यं वपुः ॥१०॥

वृद्धचाणक्यनीति, अ॰ १२, श्लो॰ ९.

જેના હાથ દાન રહિત છે, જેના બે કાન સારભૂત શાસ્ત્રના શ્રવણનો દ્રોહ કરનારા છે, જેનાં નેત્રો સાધુજનના દર્શનથી રહિત છે, જેના પગ તીર્થક્ષેત્ર તરફ ગયા નથી, જેનું ઉદર અન્યાયથી ઉપાર્જન કરેલા ધનથી પૂર્ણ છે અને જેનું મસ્તક ગર્વવડે ઉંચું રહે છે તેવા નીચ પુરુષના નિંદવા લાયક શરીરને—શબને હે શિયાળ! તું એકદમ મૂકી દે, મૂકી દે. ૧૦.

निमित्तमुद्दिश्य हि यः प्रकुप्यति,
ध्रुवं स तस्यापगमे प्रसीदति ।
अकारणद्वेषि मनस्तु यस्य वै,
कथं जनस्तं परितोषयिष्यति ? ॥ ११ ॥

हितोपदेश, सुहृद्भेद, श्लो॰ १५९.

જે મનુષ્ય નિમિત્તને–કારણને–ઉદ્દેશીને કોપ કરે છે તે મનુષ્ય તે નિમિત્ત દૂર થયેથી પ્રસન્ન થઇ શકે છે, પરંતુ જેનું મન કારણ વિના જ દ્વેષવાળું હોય તેવા મનુષ્યને લોકો શી રીતે પ્રસન્ન કરી શકે ? ન જ પ્રસન્ન કરી શકે. ૧૧.

व्योमनि स वासं कुरुते, चित्रं निर्माति सुन्दरं पवने ।
रचयति रेखाः सलिले, चरति खले यस्तु सत्कारम् ॥ १२ ॥

भामिनीविलास.

જે મનુષ્ય ખળ પુરુષનો સત્કાર કરે છે તે પુરુષ આકાશમાં મહેલ બનાવે છે, વાયુમાં સુંદર ચિત્ર ચિતરે છે અને પાણીમાં રેખા કરે છે એમ જાણવું. (જેમ આ સર્વ વ્યર્થ છે તેમ લુચ્ચા માણસનો સત્કાર પણ વ્યર્થ છે). ૧૨.

न विना परिवादेन, रमते दुर्जनो जनः ।
काकः सर्वरसान् भुक्त्वा, विना मेध्यं न तृप्यति ॥१३॥

महाभारत, शान्तिपर्व, अ० ११०, श्लो० १७.

દુર્જન માણુસ પરની નિંદા કર્યા વિના આનંદ પામતો નથી. કાગડાએ સર્વ રસવાળું અન્ન ખાધું હોય તો પણ તે વિષ્ઠા ખાધા વિના તૃપ્ત થતો નથી. ૧૩.

तेऽप्यधन्याः पशुप्रायाः, परार्थे य उदासते ।
तेषां त्वजननी भूयाद्, ये परद्रोहकारिणः ॥ १४ ॥

પરોપકારના કાર્યોમાં જે માણુસો ઉદાસીનતા બતાવે છે તે અધન્ય અને પશુ સમાન છે અને જે લોકો બીજાનો દ્રોહ કરનારા છે તેથી તેવાઓની માતા ન થવું. (અર્થાત્ તેવા પુત્રને જન્મ ન આપવો.) ૧૪.

ત્રણ દુર્જનઃ—

अशक्तः कुरुते कोपं, निर्धनो मानमिच्छति ।
अगुणी च गुणद्वेषी, पृथिव्यां लकुटत्रयम् ॥ १५ ॥

महाभारत, शान्तिपर्व, अ० १९. श्लो० ३३.

શક્તિ રહિત છતાં બીજા ઉપર કોપ કરે, નિર્ધન છતાં માનને ઇચ્છે અને ગુણ રહિત છતાં ગુણનો દ્વેષ કરે: આ ત્રણ જાતના મનુષ્યો પૃથ્વી પર લકુટ સમાન છે અર્થાત્ અધમ પુરુષો છે. ૧૫.

દુર્જનના દોષોઃ—

वन्द्यान्निन्दति दुःखितानुपहसत्याबाधते बान्धवान् ,
शूरान् द्वेष्टि धनच्युतान् परिभवत्याज्ञापयत्याश्रितान् ।
गुह्यानि प्रकटीकरोति घटयन् यत्नेन वैराशयं,
ब्रूते शीघ्रमवाच्यमुज्झति गुणान् गृह्णाति दोषान् खलः॥१६॥

ખલ–લુચ્ચો માણસ પૂજ્ય જનોની નિંદા કરે છે, દુઃખી માણસોની હાંસી કરે છે, બાંધવોને પીડા પમાડે છે, શૂર જનો ઉપર દ્વેષ કરે છે, ધન રહિત મનુષ્યોનો પરાભવ કરે છે, આશ્રિત જનોને આજ્ઞા આપે છે, પ્રયત્નવડે વૈરભાવને બતાવવાપૂર્વક ગુપ્ત વાતને પ્રગટ કરે છે, નહીં બોલવા લાયક વચનને તત્કાળ બોલે છે, ગુણનો ત્યાગ કરે છે અને દોષને ગ્રહણ કરે છે. ૧૬.

દુર્જનનો સ્વભાવઃ—

खण्डीकृतोऽपि पापात्मा, पापान्नैव निवर्तते।
शिरोहीनोऽपि किं राहुर्ग्रसते न सुधाकरम् ? ॥१७॥

सूक्तरत्नावली, श्लो० ३९. ( आत्मा. स. )

પાપી પુરુષને ખંડ ખંડ કર્યો હોય (ઘણો તિરસ્કાર કર્યો હોય) તો પણ તે પાપથી પાછો ફરતો નથી; જેમકે રાહુ મસ્તક (?) વગરનો છે તો પણ શું તે ચંદ્રને નથી ગળતો ? ગળે છે જ. દુષ્ટનો સ્વભાવ એવો જ હોય છે. ૧૭.

ये लुब्धचित्ता विषयार्थभोगे
बहिर्विरागा हृदि बद्धरागाः।
ते दाम्भिका वेषधराश्च धूर्ता
मनांसि लोकस्य तु रञ्जयन्ति ॥ १८ ॥

हृदयप्रदीप.

જે મનુષ્યોનું મન વિષયોને ભોગવવામાં લુબ્ધ હોય, બહારથી વૈરાગ્ય દેખાડતા હોય અને હૃદયમાં રાગથી બંધાયેલા હોય તે દંભી, વેષધારી અને ધૂર્ત જનો માત્ર લોકના ચિત્તને જ રંજન કરે છે-પરંતુ તેઓ આત્મહિત કરી શકતા નથી. ૧૮.

स्तोकेनोन्नतिमायाति, स्तोकेनायात्यधोगतिम्।
अहो सुसदृशी चेष्टा, तुलायष्टेः खलस्य च ॥ १९ ॥

जैनपञ्चतन्त्र

થોડાથી જ ઉન્નતિને (ઉંચાઇપણાને તથા ગર્વને

પામે છે અને થોડાથી જ અધોગતિને (નીચાપણાને તથા તુચ્છતાને) પામે છે. અહો ! તાજવાની દાંડી અને ખળ પુરુષ એ બન્નેની ચેષ્ટા એક સરખી જ છે. ૧૯.

कर्णामृतं सूक्तिरसं विमुच्य, दोषेषु यत्नः सुमहान् खलस्य ।
अवेक्षते केलिवनं प्रविष्टः, क्रमेलकः कण्टकजालमेव ॥२०॥

विह्लण.

કર્ણને અમૃત સમાન એવી મનોહર ઉક્તિ(વાણી)ના રસને છોડીને દોષો ગ્રહણ કરવામાં જ ખળ પુરુષનો મોટો યત્ન હોય છે. ઉંટ ક્રીડાવનમાં–ક્રીડા કરવાના ઉત્તમ બગીચામાં પ્રવેશ કરે તો પણ તે કાંટાની વાડ સામું જ જુએ છે–ઉત્તમ વૃક્ષો છતાં કાંટા ખાવાની ઇચ્છા કરે છે. ૨૦.

### ક્યાં કોણ ધૂર્ત:—

नराणां नापितो धूर्त्तः, पक्षिणां चैव वायसः ।
चतुष्पदां श्रृगालस्तु, स्त्रीणां धूर्त्ता च मालिनी ॥ २१ ॥

चाणक्यनीति, अध्याय ५, श्लो० २१.

મનુષ્યોની મધ્યે નાપિત (હજામ) ધૂર્ત હોય છે, સર્વ પક્ષીઓમાં કાગડો ધૂર્ત હોય છે, પશુઓમાં શિયાળ ધૂર્ત હોય છે અને સ્ત્રીઓમાં માલણ ધૂર્ત હોય છે. ૨૧.

### દુર્જનની જીભ:—

आक्रान्तेव महोपलेन मुनिना शप्तेव दुर्वाससा,
सातत्यं बत मुद्रितेव जतुना नीतेव मूर्छा विषैः ॥

बद्धेवातनुरज्जुभिः परगुणान् वक्तुं न शक्ता सती,
जिह्वा लोहशलाकया खलमुखे विद्धेव संलक्ष्यते ॥२२॥
उपदेशमाला ( भाषान्तर ), पृ० ४३.*

ખળ પુરુષના મુખમાં જે જિહ્વા છે તે અન્ય ગુણીજનોના ગુણોને બોલવાને શક્તિમાન નથી, તેથી જાણે કે તે જિહ્વા મોટા પત્થરથી દબાયેલી હોય, જાણે કે તેને દુર્વાસા ઋષિએ શાપ આપ્યો હોય, જાણે કે નિરંતર લાખવડે મુદ્રિત કરી હોય, જાણે કે વિષવડે મૂર્છા પામી હોય, જાણે કે મોટા દોરડાથી બાંધેલી હોય અને જાણે કે લોઢાની સળીવડે વીંધી હોય તેમ કેવળ સ્તબ્ધ જ જોવામાં આવે છે. ૨૨.

દુર્જન અને હળઃ—

आजन्मसिद्धं कौटिल्यं, खलस्य च हलस्य च ।
सोढुं तयोर्मुखाक्षेपमलमेकैव सा क्षमा ॥ २३ ॥

ખળ પુરુષ અને હળની કુટિલતા જન્મથી જ સિદ્ધ છે. તે બન્નેના મુખના આક્ષેપને સહન કરવા માટે તે એક ક્ષમા જ સમર્થ છે. ( અર્થાત્ ખળપુરુષ પોતાના મુખથી બીજાનો જે આક્ષેપ-તિરસ્કાર કરે છે તેને સજ્જન પુરુષ ક્ષમાગુણથી જ સહન કરે છે, તથા હળ પોતાના અગ્રભાગથી પૃથ્વીને ખેડે છે તેને સહન કરવા માટે ક્ષમા-પૃથ્વી જ સમર્થ છે; બીજું કોઈ સમર્થ નથી. ) ૨૩.

દુર્જન અને કુતરોઃ—

जिह्वादूषितसत्पात्रः, पिण्डार्थी कलहोत्कटः ।
तुल्यतामशुचिर्नित्यं, बिभर्ति पिशुनः शुनः ॥ २४ ॥
क्षेमेन्द्रकवि.

પિશુન માણસ એટલે ચાડીયો-ખળ માણસ શ્વાનની તુલ્યતાને ધારણ કરે છે, કેમકે તે બન્ને પોતાની જિહ્વાવડે સત્પાત્રને (સત્પુરુષને તથા સારા વાસણને) દૂષિત કરે છે, તે બન્ને પિંડના અર્થી છે, ઘણો કજીયો કરવામાં તત્પર હોય છે, તથા નિરંતર અપવિત્ર હોય છે. ૨૪.

**દુર્જન અને સર્પ:—**

कृतमपि महोपकारं पय इव पीत्वा निरातङ्कम् ।
प्रत्युत हन्तुं यतते, काकोदरसोदरः खलो जगति ॥ २५ ॥

भामिनीविलास, श्लो. ३०.

સર્પની જેવો ખળપુરુષ દૂધની જેમ કરેલા ઉપકારને પણ પી જઇને-નાશ કરીને નિર્ભયપણે ઉલટો હણવાને યત્ન કરે છે. ૨૫.

**દુર્જન પોતાને જ ઠગે છે:—**

कौटिल्यपटवः पापा मायया बकवृत्तयः ।
भुवनं वञ्चयमाना वञ्चयन्ते स्वमेव हि ॥२६॥

उपदेशप्रासाद, भाग १, पृ०१७५. (प्र. स) *

બગલાની જેવી વૃત્તિ (આચરણ) વાળા, કુટિલતામાં હુંશિયાર એવા પાપી માણસો માયા કપટ-વડે જગતને છેતરતા થકા પોતાના આત્માને જ છેતરે છે. ૨૬.



## महापुरुष (१८)

મહાપુરુષનું લક્ષણ:—

मोक्षाकाङ्क्षैकतानेन, चेतसाऽभिलपन्ति ये ।
शुद्धां धर्मकथामेकां, सात्त्विकास्ते नरोत्तमाः ॥ १ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो. १०३.

એક મોક્ષની જ ઇચ્છાવાળા અને શુદ્ધ ધર્મકથાની અભિલાષાવાળા જે લોકો છે તે ઉત્તમ કોટિના સાત્ત્વિક પુરુષો છે. ૧.

देवपूजा दया दानं, दाक्षिण्यं दमदक्षते ।
यस्यैते षड् दकाराः स्युः, स देवांशी नरः स्मृतः ॥ २ ॥

उपदेशतरङ्गिणी, पृ. २३३ (य. वि. ग्रं.)

દેવપૂજા, દયા, દાન, દાક્ષિણ્યતા, દમ અને દક્ષતા (ચતુરાઈ) : આ છ દકારવાળા પદાર્થો જેને હોય તે પુરુષ દેવાંશી–દેવ સમાન કહ્યો છે. ૨.

ये लोकद्वयसापेक्षाः, किञ्चित्सत्त्वयुता नराः ।
कथामिच्छन्ति सङ्कीर्णां, ज्ञेयास्ते वरमध्यमाः ॥ ३ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० १०३६.

જે બન્ને લોકની અપેક્ષાએ કંઈક સત્ત્વવાળા છે અને સંકુચિત છે તે મધ્યમ કોટિના પુરુષોમાં શ્રેષ્ઠ છે. ૩.

नास्त्यसद्भाषितं यस्य, नास्ति भङ्गो रणाङ्गणात् ।
नास्तीति याचके नास्ति, तेन रत्नवती क्षितिः ॥४॥

वैराग्यशतक (पद्मानन्द), श्लो० २८

જેને અસત્ય ભાષણ નથી એટલે જે અસત્ય વચન બોલતો નથી, જે રણસંગ્રામમાંથી ભાગી જતો નથી, અને જે મનુષ્ય યાચકની પાસે "નથી" (ના) એવો શબ્દ બોલતો નથી તેવા પુરુષવડે આ પૃથ્વી રત્નવાળી છે—તેવા પુરુષો આ પૃથ્વીપર રત્નરૂપ છે. ૪.

दानेन लक्ष्मीर्विनयेन विद्या, नयेन राज्यं सुकृतेन जन्म ।
परोपकारक्रिययाऽपि कायः, कृतार्थ्यते येन पुमान्स मान्यः॥५॥

धर्मकल्पद्रुम, पृ ५८, श्लो० ४९ ( दे. ला. )*

જે પુરુષ દાનવડે લક્ષ્મીને કૃતાર્થ કરે છે, વિનયવડે વિદ્યાને કૃતાર્થ કરે છે, નીતિવડે રાજ્યને કૃતાર્થ કરે છે, પુણ્યકાર્ય કરવાવડે જન્મને કૃતાર્થ કરે છે અને પરોપકાર કરવાવડે શરીરને કૃતાર્થ કરે છે તે પુરુષ જગતમાં માન્ય ગણાય છે. ૫.

श्लाघ्यः स एको भुवि मानवानां,
सोऽन्तं गतः सत्पुरुषव्रतस्य ।
यस्यार्थिनो वा शरणागता वा,
नाशाविभङ्गाद्विमुखाः प्रयान्ति ॥ ६ ॥

जैनपञ्चतन्त्र, पृ. १६४, श्लो० १६६

જેની પાસે આવેલા યાચકો અથવા શરણના અર્થીઓ

આશાના ભંગથી-નિરાશપણે-પાછા જતા નથી તે જ એક પુરુષ આ પૃથ્વી પર મનુષ્યોની મધ્યે વખાણવા લાયક છે અને તે જ પુરુષ સત્પુરુષોના વ્રતને પાર પામેલો કહેવાય છે. ૬.

यः समुत्पतितं क्रोधं, मानं चापि नियच्छति ।
स श्रियो भाजनं पुंसां, यश्चापत्सु न मुह्यति ॥ ७ ॥

भागवत (व्यासदेव), स्कन्ध ११, अ० १, श्लो० ५२.

જે પુરુષ ઉત્પન્ન થયેલા ક્રોધને અને માનને પણ શમાવી દે છે, તથા જે પુરુષ આપત્તિને વિષે મુંઝાતો ન હોય તે માણસ પુરુષની લક્ષ્મીનું પાત્રસ્થાન થાય છે-તેવો પુરુષ જ વાસ્તવિક પુરુષ છે. ૭.

यस्त्विन्द्रियाणि मनसा, नियम्यारभतेऽर्जुन ! ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ८ ॥

भगवद्गीता, अ० ३, श्लो० ७.

શ્રીકૃષ્ણ કહે છે કે-હે અર્જુન ! જે પુરુષ મનવડે ઇંદ્રિયોને કબજે કરીને આસક્તિ રહિતપણે કર્મેંદ્રિયોવડે કર્મયોગને આરંભે છે, તે પુરુષ શ્રેષ્ઠ છે. ૮.

दधात्यापदि धैर्यं, योऽन्यप्रशंसाविधौ गुरुः ।
ज्ञानाप्तावेकलोभिष्टः, स कथ्यते महाजनः ॥ ९ ॥

જે પુરુષ આપત્તિને વખતે ધીરજ ધારણ કરે છે, અન્ય જનની પ્રશંસા કરવામાં ગુરુ (ઉદાર) છે અને જ્ઞાનને પ્રાપ્ત કરવામાં જ ખૂબ લોભી હોય છે તે મહાજન કહેવાય છે. ૯.

મહાપુરુષનાં બત્રીશ લક્ષણઃ—

कुलिनः पण्डितो वाग्मी, गुणग्राही सदोत्तमः ।
सत्पात्रसङ्ग्रही त्यागी, गम्भीरो विनयी नयी ॥ १० ॥

शृङ्गारी श्लाघया युक्तः, सत्यवाक् शुद्धमानसः ।
गीतज्ञो रसिको वादी, गुप्तार्थः दानसुप्रियः ॥ ११ ॥

मन्त्रवादी कलायुक्तः, सद्धनी च विचक्षणः ।
धूर्तो मिष्टान्नभोजी च, तेजोवान् धार्मिकस्तथा ॥ १२ ॥

कपटी लेखकः क्षान्तः, परचित्तोपलक्षकः ।
ज्ञातार्थः सर्वग्रन्थेषु, लक्षणानि नरोत्तमे ॥ १३ ॥

धर्मकल्पद्रुम, पृ० ७, श्लो० २१, २२, २३, २४.

ઉત્તમ પુરુષનાં આ બત્રીશ લક્ષણો છેઃ—કુલીન ૧, પંડિત ૨, વાચાળ ૩, ગુણગ્રાહી ૪, સદા ઉત્તમ ૫, સુપાત્રનો સંગ્રહ કરનાર ૬, દાતાર ૭, ગંભીર ૮, વિનયવાળો ૯, ન્યાયવાળો ૧૦, શ્રૃંગારને જાણનાર ૧૧, બીજાની પ્રશંસાથી યુક્ત ૧૨, સત્યવક્તા ૧૩, શુદ્ધ મનવાળો ૧૪, ગીત જાણનાર ૧૫, સર્વ રસને જાણનાર ૧૬, વાદી ૧૭, ગુપ્ત અર્થવાળો ૧૮, દાન દેવામાં પ્રીતિવાળો ૧૯, મંત્રવાદી ૨૦, કળાવાન ૨૧, સારા ધનવાળો ૨૨, વિચક્ષણ ૨૩, ધૂર્ત ૨૪, મિષ્ટ ભોજન કરનાર ૨૫, તેજવાળો ૨૬, ધાર્મિક ૨૭, કપટી ૨૮, લેખ લખનાર ૨૯, ક્ષમાવાન ૩૦, બીજાના ચિત્તને જાણનાર ૩૧ અને સર્વ ગ્રંથોના અર્થને જાણનાર ૩૨; આવો પુરુષ ઉત્તમ કહેવાય છે. ૧૦, ૧૧, ૧૨, ૧૩.

મહાપુરુષની મહત્તા:—

मानस्तम्भं दृढं भङ्क्त्वा, लोभाद्रिं प्रविदार्य च ।
मायावल्लीं समुत्पाट्य, क्रोधशत्रुं निहत्य च ॥ १४ ॥
यथाख्यातं हितं प्राप्य, चारित्रं ध्यानतत्पराः ।
कर्मणां प्रक्षयं कृत्वा, प्रपन्नाः परमं पदम् ॥ १५ ॥

तत्त्वामृत, श्लो० १९६, १९७.

દૃઢ એવા માનરૂપી સ્તંભને ભાંગીને, લોભરૂપી પર્વતને ભેદીને, માયારૂપી વલ્લીને ઉખેડી નાંખીને, ક્રોધરૂપી શત્રુને હણીને તથા આત્માને હિતકારક યથાખ્યાત નામના ચારિત્રને પામીને શુક્લ ધ્યાનમાં તત્પર થયેલા મહાત્માઓ સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષપદને પામ્યા છે. ૧૪, ૧૫.

आमरणान्ताः प्रणयाः, कोपास्तत्क्षणभङ्गुराः ।
परित्यागाश्च निसङ्गा भवन्ति हि महात्मनाम् ॥ १६ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० १८८.

મહાપુરુષોની પ્રીતિ મરણ પર્યંત રહે છે, તેમનો કોપ તત્કાળ જ નાશ પામે છે અને તેમનું દાન નિઃસંગ હોય છે. ( એટલે પ્રત્યુપકાર વગેરે કાંઈ પણ ઈચ્છા રહિત તેઓ દાન આપે છે. ) ૧૬.

परोपदेशे पाण्डित्यं, सर्वेषां सुकरं नृणाम् ।
धर्मे स्वीयमनुष्ठानं, कस्यचित् सुमहात्मनः ॥ १७ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० १०३.

પરને ઉપદેશ આપવામાં પંડિતાઈ સર્વ મનુષ્યોને સુલભ

છે, પરંતુ ધર્મને વિષે પોતે જ અનુષ્ઠાન કરવું–પોતે જ ધર્મમાં પ્રવર્તવું તે તો કોઇ જ મહાત્માને હોય છે. ૧૭.

बाले बाला विदुषि विबुधा गायने गायनेशाः,
शूरे शूराः निगमविदि चाम्नायलीलागृहाणि ।
सिद्धे सिद्धा मुनिषु मुनयः सत्सु सन्तो महान्तः,
प्रौढे प्रौढाः किमिति वचसा तादृशा यादृशेषु ॥ १८ ॥

भट्टकुमारकाव्य, सर्ग ११, श्लो० ४७.

મહાપુરુષો બાળકની સાથે બાળક જેવા થાય છે, વિદ્વાનોની અંદર વિદ્વાન થાય છે, ગાનારાની સાથે ઉત્તમ ગાનારા થાય છે; શૂરવીરની પાસે શૂરવીર થાય છે, નિગમ (વેદ–શાસ્ત્ર) જાણનારાનો સાથે આમ્નાય( શાસ્ત્રની પરંપરા )ને ક્રીડા કરવાના ઘરરૂપ એટલે આમ્નાયને જાણનારા થાય છે, સિદ્ધની સાથે સિદ્ધ થાય છે, મુનિઓને વિષે મુનિઓ થાય છે, સત્પુરુષોની પાસે સત્પુરુષ થાય છે અને પ્રૌઢની સાથે પ્રૌઢ થાય છે. વચનથી ઘણું શું કહેવું ? સામા માણસો જેવા હોય તેમની સાથે તેમની જેવા થાય છે. ૧૮.

धनिनोऽपि निरुन्मादा युवानोऽपि न चञ्चलाः ।
प्रभवोऽप्यप्रमत्तास्ते, महामहिमशालिनः ॥ १९ ॥

જેઓ ધનવાન છતાં પણ ગર્વિષ્ઠ થતા નથી, જેઓ યુવાન છતાં પણ ચંચળ થતા નથી, અને જેઓ પ્રભુ (સ્વામી) છતાં પણ પ્રમાદી અથવા મદોન્મત્ત થતા નથી તે પુરુષો મોટા મહિમાવડે શોભા પામે છે. ૧૯.

મહાપુરુષના ગુણો:—

द्वे कार्ये कुलीन इह, प्राणान्तेऽपि करोति न ।
परद्रव्यापहारं च, परस्त्रीपरिरम्भणम् ॥ २० ॥

उपदेशप्रासाद मूल, भा. १, पृ० १७२. ( प्र स )

પરધનનું હરણ અને પરસ્ત્રીનું આલિંગન: આ બે કાર્ય કુલવાન પુરુષ પ્રાણનો અંત આવે તો પણ કરતો નથી. ૨૦.

सौजन्यं सङ्गतिः सद्भिः, शान्तिरिन्द्रियसंयमः ।
आत्मनिन्दा परश्लाघा, पन्थाः पुण्यवतामयम् ॥ २१ ॥

सूक्तरत्नावली (विजयसेनसूरि), पृ० ४६, श्लो०४८४.(आत्मा० स०)

સજ્જનપણું, સત્પુરુષોનો સંગ, શમતા, ઇંદ્રિયોનો નિગ્રહ, પોતાની નિંદા અને બીજાની શ્લાઘા: આ સર્વ પુણ્યવાનનો માર્ગ છે. ૨૧.

करे दानं हृदि ध्यानं, मुखे मौनं गृहे धनम् ।
तीर्थे यानं गिरि ज्ञानं, मण्डनं महतामिदम् ॥ २२ ॥

सूक्तरत्नावली ( विजयसेनसूरि ), श्लो० ४८५.

હાથને વિષે દાન, હૃદયને વિષે શુભ ધ્યાન, મુખને વિષે મૌન, ઘરને વિષે ધન, તીર્થને વિષે ગમન-પ્રયાણ અને વાણીને વિષે જ્ઞાન: આ સર્વ મહાપુરુષોનાં મંડન-અલંકાર છે. ૨૨.

यः परवादे मूकः, परनारीवक्त्रवीक्षणेऽप्यन्धः ।
पङ्गुः परधनहरणे, स जयति लोके महापुरुषः ॥ २३ ॥

वैराग्यशतक (पद्मानन्द), श्लो० ४८

જે પરની નિંદા કરવામાં મુંગો હોય, જે પરસ્ત્રીનું મુખ જોવામાં પણ અંધ હોય અને જે પરનું ધન હરણ કરવામાં પંગુ–પાંગળો હોય તેવો મહાપુરુષ આ જગતમાં જયવંત છે. ૨૩.

विपदि धैर्यमथाभ्युदये क्षमा,
सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ,
प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ २४ ॥

नीतिशतक ( भर्तृहरि ), श्लो० ६२.

વિપત્તિને વિષે ધીરજ રાખવી, આબાદીને વિષે ક્ષમા રાખવી, સભામાં ચતુરાઇવાળી વાણી બોલવી, યુદ્ધમાં પરાક્રમ કરવો, યશને વિષે ઇચ્છા રાખવી અને શાસ્ત્રના શ્રવણમાં વ્યસન રાખવું: આ સર્વ મહાત્માઓને સ્વભાવથી જ સિદ્ધ હોય છે–કોઇની પાસેથી શીખ્યા હોતા નથી. ૨૪.

करे श्लाघ्यस्त्यागः शिरसि गुरुपादप्रणयिता,
मुखे सत्या वाणी विजयि भुजयोर्वीर्यमतुलम् ।
हृदि स्वस्था वृत्तिः श्रुतमधिगतैकव्रतफलं,
विनाऽप्यैश्वर्येण प्रकृतिमहतां मण्डनमिदम् ॥ २५ ॥

नीतिशतक ( भर्तृहरि ), श्लो० ६५.

હાથને વિષે ઉત્તમ પ્રકારનું સુપાત્રદાન, મસ્તક ઉપર ગુરુના ચરણનો પ્રેમ, મુખને વિષે સત્ય વાણી, બન્ને હાથને વિષે શત્રુનો વિજય કરનારું ઘણું પરાક્રમ, હૃદયને વિષે નિર્દોષ

વૃત્તિ અને કાનને વિષે વ્રતના ફળવાળું શાસ્ત્રશ્રવણ: આ સર્વ લક્ષ્મી-વિના પણ સ્વભાવથી જ મહાપુરુષોના અલંકારો છે. ૨૫.

स्वाम्ये पेशलता गुणे प्रणयिता हर्षे निरुत्सेकता,
मन्त्रे संवृतता श्रुतौ सुमतिता वित्तोदये त्यागिता ।
साधौ सादरता खले विमुखता पापे परं भीरुता,
दुःखे क्लेशसहिष्णुता च महतां कल्याणमाकाङ्क्षति ॥२६॥

क्षेमेन्द्रकवि.

સ્વામીપણું છતાં કોમળતા, ગુણની પ્રાપ્તિમાં પ્રેમ, હર્ષ પ્રાપ્ત થયા છતાં ગર્વનો અભાવ, મંત્ર–ગુપ્તવિચારને વિષે સંવરપણું–પ્રકાશ નહીં કરવાપણું, શાસ્ત્રને વિષે સારી મતિ, ધનની પ્રાપ્તિ થયે દાન દેવાપણું, સજ્જનને વિષે આદર, ખળ પુરુષને વિષે ઉદાસીનતા, પાપકાર્યને વિષે અત્યંત ભીરુતા (ભય) તથા દુઃખને વખતે ક્લેશને સહન કરવાપણું: આટલા ગુણો મહાપુરુષોના કલ્યાણની આશા રાખે છે–કલ્યાણને પ્રાપ્ત કરનારા છે. ૨૬.

મહાપુરુષનો સ્વભાવઃ—

सम्पत्तौ विस्मिता नैव, विपत्तौ नैव दुःखिताः ।
महतां लक्षणं ह्येतन्न तु द्रव्यसमागमात् ॥ २७ ॥

तत्त्वामृत, श्लो० १७१.

જેઓ સંપત્તિને સમયે ગર્વ કરતા નથી અને વિપત્તિને વિષે દુઃખી થતા નથી તે જ મહાપુરુષ છે. આ જ તેનું લક્ષણ છે, પરંતુ દ્રવ્યની પ્રાપ્તિથી કાંઈ મહાપુરુષ કહેવાતા નથી. ૨૭.

तत्तेजस्तरणेर्निदाघसमये तद्वारि मेघागमे,
तज्जाड्यं शिशिरे मदेकशरणैः सोढं पुरा यैर्दलैः ।
आयातस्त्वधुना फलस्य समयः किं तेन मे तैर्विना,
स्मृत्वा तानि शुचेव रोदिति गलत्पुष्पैर्मधूकद्रुमः॥२८॥

अन्योक्तिमुक्तावलि.

મહુડાનું ઝાડ કહે છે કે—એક મારે જ શરણે રહેલાં મારાં જે પાંદડાંઓએ પહેલાં ઉનાળાની ઋતુમાં સૂર્યના તે ઉગ્ર તાપને સહન કર્યો છે, વર્ષાઋતુમાં તેવું (મુશળધારે પડતું) પાણી સહન કર્યું છે, તથા શિયાળામાં સખત ઠંડી સહન કરી છે. અને હવે અત્યારે મને ફળ આવવાનો સમય પ્રાપ્ત થયો છે તો પણ તે પાંદડાં વિના મારે તે ફળવડે શું છે ? એ પ્રમાણે પોતાનાં ખરી પડેલાં પાંદડાંનું સ્મરણ કરીને તે મહુડાનું વૃક્ષ ગળી પડતાં પુષ્પોના મિષથી જાણે શોકવડે રોતો હોય એમ લાગે છે. ૨૮.

छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुखण्डं,
घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धम् ।
तप्तं तप्तं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं,
प्राणान्तेऽपि प्रकृतिविकृतिर्जायते नोत्तमानाम् ॥२९॥

वृद्धचाणक्यनीति, श्लो० ६८.

ફરી ફરીને કપાવા છતાં શેરડી મીઠી જ હોય છે, ફરી ફરીને ઘસાવા છતાં ચન્દન સુગન્ધી જ હોય છે, ફરી ફરીને તપાવ્યા છતાં સોનું સુન્દર-વર્ણવાળું જ હોય છે, કેમકે પ્રાણાન્તે પણ ઉત્તમ વસ્તુઓની પ્રકૃતિમાં વિકાર થતો નથી. ૨૯.

उदेति सविता रक्तो रक्त एवास्तमेव च ।
सम्पत्तौ च विपत्तौ च, महतामेकरूपता ॥ ३० ॥

સૂર્ય ઉદય વખતે રાતો હોય છે અને અસ્ત વખતે પણ રાતો જ હોય છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે સત્પુરુષોને સંપત્તિમાં તેમ જ વિપત્તિમાં પણ સમાનપણું જ હોય છે. ૩૦.

**મહાપુરુષઃ સત્ત્વાભિમાનીઃ—**

कुसुमस्तबकस्येव, द्वयी वृत्तिर्मनस्विनः ।
मूर्ध्नि वा सर्वलोकस्य, शीर्यते वन एव वा ॥ ३१ ॥

श्रीहर्षकृतकाव्य, सर्ग १३, श्लो० ५८.

પુષ્પના ગુચ્છાની જેમ સજ્જન પુરુષનો બે પ્રકારનો આચાર હોય છેઃ એક તો સર્વ લોકના મસ્તક પર રહેવું અથવા બીજી રીતે વનમાં જ નાશ પામવો. (સર્વ લોકમાં શ્રેષ્ઠ થઇને રહેવું અથવા વનવાસ કરી આત્માનું કલ્યાણ કરવું.) ૩૧.

वनेऽपि सिंहा मृगमांसभक्षिणो
बुभुक्षिता नैव तृणं चरन्ति ।
एवं कुलीना व्यसनाभिभूता
न नीचकर्माणि समाचरन्ति ॥ ३२ ॥

મૃગ (પશુ) ના માંસનું ભક્ષણ કરનારા વનમાં રહેલા સિંહો અત્યંત ભૂખ્યા હોય તો પણ તે ઘાસ ખાતા નથી. તે જ પ્રમાણે ઉત્તમ-કુલીન માણસો ઘણા કષ્ટમાં આવ્યા હોય તો પણ તે નીચ કર્મ કરતા નથી. ૩૨.

**મહાપુરુષની ભાવનાઃ—**

अयं निजः परो वेति, गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु, वसुधैव कुटुम्बकम् ॥ ३३ ॥

हितोपदेश.

આ પોતાનો છે અને આ પર–બીજો છે, એવી ગણના–ધારણા તુચ્છ મનવાળાને હોય છે, ઉદાર ચરિત્રવાળા પુરુષોને તો આખી પૃથ્વીના જીવો પોતાના કુટુંબરૂપ જ છે. ૩૩.

**મહાપુરુષનું અટલ વચનઃ—**

जलधूलिधरित्र्यादिरेखावदितरनृणाम् ।
परं पाषाणरेखेव, प्रतिपन्नं महात्मनाम् ॥ ३४ ॥

બીજા સામાન્ય મનુષ્યોએ જે વચન અંગીકાર કર્યું હોય તે જળ, ધૂળ અને પૃથ્વીની રેખા સમાન હોય છે એટલે કે તેમનું વચન ફરી પણ જાય છે; પરંતુ મહાપુરુષોએ અંગીકાર કરેલું વચન પત્થરની રેખા જેવું હોય છે એટલે કે તે કદાપિ ફરતું નથી. ૩૪.

**મહાપુરુષ સ્વીકૃત છોડતાં નથીઃ—**

समुद्राः स्थितिमुज्झन्ति, चलन्ति कुलपर्वताः ।
प्रलयेऽपि न मुञ्चन्ति, महान्तोऽङ्गीकृतं व्रतम् ॥ ३५ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग १, श्लो० १३०.

સમુદ્ર મર્યાદા મૂકે, કુલપર્વતો ચલાયમાન થાય કે જગતનો પ્રલય થઈ જાય તો પણ મહાપુરુષો સ્વીકાર કરેલા વ્રતનો કદી ભંગ કરતા નથી, વ્રતને છોડતા નથી. ૩૫.

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः,
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः,
प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥ ३६ ॥

नीतिशतक ( भर्तृहरि ); श्लो० ७२.

નીચ પુરુષો વિઘ્નના ભયને લીધે કાર્ય શરૂ જ કરતા નથી, મધ્યમ પુરુષો કાર્યનો પ્રારંભ કરીને પછી વિઘ્નથી પરાભવ પામે ત્યારે વિરામ પામે છે-કાર્ય મૂકી દે છે; પરંતુ ઉત્તમ પુરુષો તો વિઘ્નોવડે વારંવાર પરાભવ પામે તો પણ કાર્યનો આરંભ કર્યા પછી તેનો ત્યાગ કરતા નથી. ૩૬.

**મહાપુરુષનો અવતાર શા માટે ?—**

मुक्तिकारणधर्माय, पापनिकृन्तनाय च ।
अवतारः कृतोऽमीषां, महादेव ! युगे युगे ॥ ३७ ॥

पद्मपुराण.

હે મહાદેવ ! મુક્તિનું કારણ જે ધર્મ તે ધર્મને માટે, અને પાપના નાશને માટે યુગે યુગમાં મહાપુરુષોનો અવતાર થાય છે. ૩૭.

**મહાપુરુષની દુર્લભતા:—**

औचित्यं ये विजानन्ति, सर्वकार्येषु सिद्धिदम् ।
सर्वप्रियङ्करा ये च, ते नरा विरला जगे ॥ ३८ ॥

योगसार, प्रस्ताव ४, श्लो० १९.

જેઓ સર્વ કાર્યોને સિદ્ધ કરનારા ઉચિતપણાને જાણે છે અને જેઓ સર્વ જીવોને પ્રિય કરનારા છે તેવા મનુષ્યો લોકમાં વિરલા જ છે. ૩૮.

विरला जानन्ति गुणान्, विरलाः कुर्वन्ति निर्धने स्नेहम्।
विरला रणेषु धीराः, परदुःखेनापि दुःखिता विरलाः ॥ ३९ ॥

કોઈક વિરલા પુરુષો જ ગુણોને જાણે છે, વિરલા પુરુષો જ નિર્ધન મનુષ્ય ઉપર સ્નેહ કરે છે, વિરલા પુરુષો જ રણસંગ્રામમાં ધીરજવાળા હોય છે, અને વિરલા પુરુષો જ પરના દુઃખે દુઃખી હોય છે. ૩૯.

ઉત્તમ, મધ્યમ, અધમ પુરુષઃ—

एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये,
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये,
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥ ४० ॥

नीतिशतक (भर्तृहरि), श्लो० ६४.

જેઓ સ્વાર્થનો ત્યાગ કરી બીજાના પ્રયોજનને સાધનારા હોય તે સત્પુરુષો કહેવાય છે; જેઓ સ્વાર્થના વિરોધ વિના અન્યના પ્રયોજનને માટે ઉદ્યમને ધારણ કરનારા હોય તે મધ્યમ પુરુષો કહેવાય છે; જેઓ સ્વાર્થને માટે થઈને અન્યના હિતને હણે છે, તે આ મનુષ્યરૂપી રાક્ષસો કહેવાય છે, અને જેઓ કાંઈ પણ પ્રયોજન વિના—વૃથા—જ પરના હિતને હણે છે તેમને કેવા કહેવા તે અમે જાણતા નથી. ૪૦.

મહાપુરુષ-પરીક્ષાઃ—

यथा चतुर्भिः कनकं परीक्ष्यते,
निघर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष્यते,
त्यागेन शीलेन गुणेन कर्मणा ॥ ४१ ॥

वृद्धचाणक्यनीति, अ० ५, श्लो० २.

જેમ કસોટીના પત્થર ઉપર ઘસવાવડે, કાપવાવડે, અગ્નિમાં તપાવવાવડે અને હથોડાથી ટીપવાવડે, એમ ચાર પ્રકારે સુવર્ણની પરીક્ષા કરાય છે તેમ દાન, શીલ ગુણ અને ક્રિયા એ ચારવડે પુરુષની પરીક્ષા કરાય છે. ૪૧.



## साक्षी (१९)

### સાક્ષીનો ધર્મ: સત્ય વાણી:—

सत्येन पूयते साक्षी, धर्मः सत्येन वर्धते ।
तस्मात् सत्यं हि वक्तव्यं, सर्ववर्णेषु साक्षिभिः ॥ १ ॥

मनुस्मृति, अध्याय ८, श्लो० ८३.

સાક્ષી સત્ય વચન બોલવાથી પવિત્ર થાય છે, ધર્મ પણ સત્યથી જ વૃદ્ધિ પામે છે; તેથી સર્વ જાતિના સાક્ષીએ નિરંતર સત્ય જ બોલવું જોઈએ. ૧.

### સાચો સાક્ષી : આત્મા:—

आत्मैव ह्यात्मनः साक्षी, गतिरात्मा तथाऽऽत्मनः ।
माऽवमंस्थाः स्वमात्मानं, नृणां साक्षिणमुत्तमम् ॥ २ ॥

मनुस्मृति, अध्याय ८, श्लो० ८४.

પોતાનો આત્મા જ પોતાનો સાક્ષી છે, તથા પોતાનો આત્મા જ પોતાની ગતિ છે–સદ્‌ગતિમાં લઈ જનાર પોતાનો આત્મા જ છે, તેથી હે જીવ ! તારે મનુષ્યોના ઉત્તમ સાક્ષીરૂપ તારા આત્માનું, અસત્ય વચન બોલીને, અપમાન કરવું નહીં. ૨.

## ( मित्र २० )

सायो मित्रः—

पापान्निवारयति योजयते हिताय,
गुह्यं च गूहति गुणान् प्रकटीकरोति ।
आपद्गतं न च जहाति ददाति काले,
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥ १ ॥

नीतिशतक ( भर्तृहरि ), श्लो० ६५.

જે પાપથી નિવારણ કરે છે-પાપ કરતાં અટકાવે, હિતકારક કાર્યમાં જોડે, ગુપ્ત વાતને છુપાવે, ગુણોને પ્રસિદ્ધ કરે, આપત્તિમાં પણ ત્યાગ કરે નહીં તથા સમય આવે દ્રવ્યાદિકની સહાય આપે છેઃ આ પ્રમાણે સારા મિત્રનાં લ સત્પુરુષો કહે છે. ૧.

स सुहृद्यो विपन्नार्थदीनमभ्यवपद्यते ।
न तु दुश्चरितातीतकर्मोपालम्भपण्डितः ॥ २ ॥

व्यासदेव.

વિપત્તિમાં પડેલાને તથા ધનના રહિતપણાથી દીન થયેલાને જે મદદ કરે છે તે જ મિત્ર છે; પરંતુ કાંઈક દુષ્ટ આચરણ કર્યું હોય અથવા જે કાર્ય પ્રથમ થઈ ગયું

હોય તે સંબંધી પાછળથી ઠપકો આપવામાં જે પંડિત હોય તે મિત્ર કહેવાતો નથી. ૨.

आपत्काले तु सम्प्राप्ते, यन्मित्रं मित्रमेव तत् ।
वृद्धिकाले तु सम्प्राप्ते, दुर्जनोऽपि सुहृद्भवेत् ॥ ३ ॥

पञ्चतन्त्र, मित्रसम्प्राप्ति, श्लो० ११८.

આપત્તિનો સમય જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે જે મિત્ર રહે તે જ ખરો મિત્ર છે; અને સંપત્તિનો કાળ પ્રાપ્ત થાય ત્યારે તો દુર્જન પણ મિત્ર થઈ જાય છે. ૩.

सर्वः पदस्थस्य सुहृद्, बन्धुरापदि दुर्लभः ।
ये यान्त्यापदि बन्धुत्वं, सुहृदो बन्धवश्च ते ॥ ४ ॥

व्यासदेव.

અધિકારાદિક પદવીને વિષે રહેલા મનુષ્યના સર્વ કોઈ મિત્ર થાય છે, પણ આપત્તિને વિષે બંધુ મળવો દુર્લભ છે. જેઓ આપત્તિમાં બંધુપણાને પામે છે તે જ મિત્રો અને બંધુઓ છે. ૪.

**ખરાબ મિત્રઃ—**

परोक्षे कार्यहन्तारं, प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेत्तादृशं मित्रं, विषकुम्भं पयोमुखम् ॥ ५ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ७७.

પરોક્ષમાં—ગેરહાજરીમાં—કાર્યનો નાશ કરનાર અને પ્રત્યક્ષમાં પ્રિય વચન બોલનાર હોય તેવો મિત્ર, જેના મુખમાં—ઉપર દૂધ નાંખ્યું હોય એવા ઝેરના ઘડાની જેમ ત્યાગ કરવા લાયક છે. ૫.

સાચો મિત્ર : ધર્મઃ—

नित्यमित्रसमो देहः, स्वजनः पर्वसन्निभः ।
प्रणाममित्रसमो ज्ञेयो, धर्मः परमबान्धवः ॥ ६ ॥

નિત્ય મિત્ર સમાન આ શરીર છે, પર્વ મિત્ર સમાન સ્વજનો છે અને પ્રણામ મિત્ર સમાન ધર્મ જાણવો. તે જ પરમ બાંધવ છે. ( આત્માની સાથે જીવન પર્યંત શરીર રહે છે માટે તે નિત્ય મિત્ર છે, સારે-માઠે અવસરે સ્વજનો ભેળા થાય છે માટે તે પર્વ મિત્ર છે અને પરમ બાંધવરૂપ ધર્મ માત્ર પ્રણામ કરવાથી જ એટલે ભક્તિ-પૂજા કરવાથી જ મિત્ર-રૂપ થાય છે-તે જ પરલોકમાં સહાયભૂત છે. વળી નિત્ય મિત્રની હમેશાં સારસંભાળ કરવી પડે છે, પર્વ મિત્રોને અમુક વખતે જ ભોજનાદિક આપવું પડે છે; પરંતુ પ્રણામ મિત્ર તો માત્ર પ્રણામથી જ ખુશ થાય છે તેથી ધર્મ મિત્ર સર્વશ્રેષ્ઠ છે. ) ૬.

મિત્રપ્રશંસાઃ—

शोकारातिभयत्राणप्रीतिविश्रम्भभाजनम् ।
केन रत्नमिदं सृष्टं, मित्रमित्यक्षरद्वयम् ॥ ७ ॥

व्यासदेव.

શોક, શત્રુ અને ભયથી રક્ષણ કરનાર અથવા શોકરૂપી શત્રુના ભયથી રક્ષણ કરનાર તથા પ્રેમ અને વિશ્વાસના સ્થાન-રૂપ ' મિત્ર ' એવા બે અક્ષરવાળું આ રત્ન કોણે બનાવ્યું છે ? ૭.

न मातरि न दारेषु, न सोदर्ये न बन्धुषु ।
विश्रम्भस्तादृशः पुंसां, यादृग्मित्रे निरन्तरे ॥ ८ ॥

व्यासदेव.

અંતર રહિત એવા મિત્રને વિષે પુરુષોનો જેટલો વિશ્વાસ હોય છે તેટલો વિશ્વાસ પોતાની માતાને વિષે, સ્ત્રીને વિષે, સહોદરને વિષે અને બાંધવોને વિષે હોતો નથી. ૮.

મિત્રાદિકની પરીક્ષા:--

मित्रस्वजनबन्धूनां, बुद्धेर्धैर्यस्य चात्मनः ।
विपन्निकषपाषाणे, नरो जानाति सारताम् ॥ ९ ॥

कविताकौमुदी ( यासदेव ), भाग ३.

પોતાના મિત્ર, સ્વજન, બંધુ, બુદ્ધિ અને ધૈર્ય એ સર્વનો કેટલો સાર છે, તે બાબત, મનુષ્ય વિપત્તિરૂપી કસોટીના પત્થરને વિષે જાણી શકે છે (વિપત્તિમાં આ સર્વેની પરીક્ષા થાય છે.) ૯.

કોણ કોનો મિત્ર:—

रोगिणां सुहृदो वैद्याः, प्रभूणां चाटुकारिणः ।
मुनयो दुःखदग्धानां, गणकाः क्षीणसम्पदाम् ॥ १० ॥

श्राद्धविधि, पृ० ८६०, (आत्मा. स.)*

વૈદ્યો રોગી માણુસોના મિત્રો છે, ખુશામત કરનારાઓ રાજાઓના મિત્રો છે, મુનિઓ દુઃખથી બળેલા મનુષ્યોના મિત્રો છે અને જોશીઓ ક્ષીણુ સંપદાવાળાના મિત્રો છે. ૧૦.

विद्या मित्रं प्रवासेषु, भार्या मित्रं गृहेषु च ।
व्याधितस्यौषधं मित्रं, धर्मो मित्रं मृतस्य च ॥ ११ ॥

वृद्धचाणक्यनीति, अ० ५, श्लो० १५.

પરદેશમાં વિદ્યા જ મિત્ર છે, ઘરમાં ભાર્યા જ મિત્ર છે, વ્યાધિવાળાને ઔષધ જ મિત્ર છે, અને મરેલાને પરલોક જતાં ધર્મ જ મિત્ર છે. ૧૧.

દુર્લભ મિત્ર:—

मनीषिणः सन्ति न ते हितैषिणो
हितैषिणः सन्ति न ते मनीषिणः ।
सुहृच्च विद्वानपि दुर्लभो नृणां,
यथौषधं स्वादु हितं च दुर्लभम् ॥ १२ ॥

વિશ્વમાં જે ડાહ્યા પુરુષો ( પંડિતો ) છે તેઓ હિતકારક ( મિત્ર ) નથી, અને જેઓ હિતકારક ( મિત્રો ) છે તેઓ ડાહ્યા ( પંડિત ) નથી. જેમ સ્વાદિષ્ટ અને હિતકારક ઔષધ દુર્લભ છે તેમ મનુષ્યોને વિદ્વાન અને હિતકારક ( મિત્ર ) જન દુર્લભ છે. ૧૨.

મિત્ર સાથેનું વર્તન:—

मित्रद्रोहो न कर्तव्यः, पुरुषेण विशेषतः ।
कृतज्ञमनसा भाव्यं, मित्रभावेन चानघ ! ॥ १३ ॥

महाभारत, शान्तिपर्व, सर्ग १७२, श्लो० १९.

હે નિર્મળ આત્મા! પુરુષે મિત્ર ઉપર દ્રેષ કરવો નહીં, પણ વિશેષે કરીને મનમાં તેનું કૃતજ્ઞપણું રાખવું તથા મિત્રપણે વર્તવું. ૧૩.

મિત્રને આશીર્વાદઃ—

तव वर्त्मनि वर्त्ततां शिवं, पुनरस्तु त्वरितं समागमः ।
अयि ! साधय साधयेप्सितं, स्मरणीयाः समये वयं सखे॥ १४॥

नैषध, सर्ग २, श्लो० ६२.

હે મિત્ર ! માર્ગમાં જતાં તારું કલ્યાણ થાઓ, ફરીથી શીઘ્રપણે તારો સમાગમ થજો, તથા તું તારા ઇચ્છિત કાર્યને સિદ્ધ કરજે, સિદ્ધ કરજે અને સમય આવે અમારું સ્મરણ કરજે. ૧૪.

મિત્રથી ફાયદો:—

आपन्नाशाय विबुधैः, कर्तव्याः सुहृदोऽमलाः ।
न तरत्यापदं कश्चिद्योऽत्र मित्रविवर्जितः ॥ १५ ॥

આપત્તિનો નાશ કરવા માટે ડાહ્યા પુરુષોએ સારા-ઉત્તમ-મિત્રો કરવા જોઇએ. આ જગતમાં જે મનુષ્ય મિત્ર રહિત હોય છે તે કોઇ પણ આપત્તિને તરી-ઓળંગી શકતો નથી. ૧૫.

मित्रवान् साधयत्यर्थान्, दुःसाध्यानपि वै यतः ।
तस्मान्मित्राणि कुर्वीत, समानान्येव चात्मनः ॥ १६ ॥

મિત્રની સહાયતાવાળો મનુષ્ય મુશ્કેલીથી સાધી શકાય તેવાં કાર્યોને પણ સાધી શકે છે, તેથી પોતાને સમાન ( તુલ્ય-યોગ્ય ) મિત્રો કરવા જોઇએ. ૧૬.

---

# મૈત્રી ( ૨૧ )

સરખાની જ મૈત્રી થાયઃ—

द्वयोः समानगुणयोः, समानकुलसम्पदोः ।
विवाहसम्बन्ध इव, युज्यते वत्स ! सौहृदम् ॥ १ ॥

त्रिषष्टि, पर्व १०, सर्ग ७, શ્લો૦ ૧૯૫.

હે વત્સ ! જેમ સમાન ગુણવાળા, સમાન કુળવાળા અને સમાન સંપદાવાળા બે( વર કન્યા )ના વિવાહનો સંબંધ કરવામાં આવે છે, તેમ મૈત્રી પણ સમાન ગુણ, કુળ અને સંપદાવાળાની સાથે જ કરવી જોઇએ. ૧.

समानपुण्यपापानां, प्रीतिः प्रायेण देहिनाम् ।
तेषां ह्येकस्वभावः स्यान्मैत्री चैकस्वभावजा ॥ २ ॥

महावीरचरित्र, सर्ग ७, શ્લો૦ ૨૦૫.

ઘણું કરીને સરખા પુણ્ય અને પાપવાળા મનુષ્યોને પ્રીતિ થાય છે; કેમકે તેમનો એક જ ( સરખો ) સ્વભાવ હોય છે અને મૈત્રી એક ( સરખા ) સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે. ૨.

ययोरेव समं वित्तं, ययोरेव समं कुलम् ।
तयोर्मैत्री विरोधश्च, न तु पुष्टविपुष्टयोः ॥ ३ ॥

जैनपञ्चतन्त्र, પૃ૦ ૭૪, શ્લો૦ ૧૮૮.

જે બેને સમાન ધન હોય અને જે બેને સમાન કુળ

હોય, તે બેને જ મૈત્રી તથા વેર હોઈ શકે છે; પરંતુ એક પુષ્ટ અને એક અપુષ્ટ એ બેને મિત્રાઈ કે વેર હોતું નથી. ૩.

मृगा मृगैः सङ्गमनुव्रजन्ति,
गावश्च गोभिस्तुरगास्तुरङ्गैः ।
मूर्खाश्च मूर्खैः सुधियः सुधीभिः,
समानशीलव्यसनेषु सख्यम् ॥४॥

भागवत, स्कन्ध ११, अ० १७, श्लो० ४६.

મૃગલાઓ મૃગલાઓની સાથે સંગ કરે છે, ગાયો ગાયોની સાથે સંગ કરે છે, અશ્વો અશ્વોની સાથે સંગ કરે છે, મૂર્ખો મૂર્ખોની સાથે સંગ કરે છે અને બુદ્ધિમાન બુદ્ધિમાનની સાથે સંગ કરે છે; તે યોગ્ય જ છે; કેમકે સરખા સ્વભાવ અને સરખા વ્યસનવાળાને વિષે જ મૈત્રી થાય છે. ૪.

**કોની મૈત્રી ન કરવી:—**

विद्विष्टपतितोन्मत्तबहुवैरिशठैः सह ।
बुधो मैत्रीं न कुर्वीत, नैकः पन्थानमाश्रयेत् ॥ ५ ॥

महाभारत, शान्तिपर्व, अ० ११, श्लो० १९.

શત્રુ, પતિત–ભ્રષ્ટ, ઉન્મત્ત, ઘણા શત્રુવાળા અને શઠ પુરુષોની સાથે ડાહ્યા માણસે મૈત્રી કરવી નહિ. તેમ જ એકલા માર્ગે ચાલવું નહીં એટલે પરગામ જવું નહીં. ૫.

## દૂધ અને પાણીની મૈત્રીઃ—

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरा तेऽखिलाः,
क्षीरे तापमवेक्ष्य तेन पयसा स्वात्मा कृशानौ हुतः ।
गन्तुं पावकमुन्मनस्तदभवद् दृष्ट्वा तु मित्रापदं,
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥६॥

દૂધે પોતામાં રહેલા જળને પ્રથમથી જ પોતાના તે ( મધુરતા, ઉજ્વળતા વગેરે ) સમગ્ર ગુણો આપેલા છે, તેથી દૂધને વિષે તાપને જોઈને ( જ્યારે દૂધને ઉકાળવામાં આવે છે ત્યારે ) તે પાણીએ પોતાનો આત્મા અગ્નિમાં હોમ્યો–નાખ્યો. એટલે કે પ્રથમ દૂધ ઉનું થતાં પાણી બળવા માંડે છે. તે વખતે જળરૂપ મિત્રની તે આપત્તિ જોઈને દૂધ અગ્નિમાં જવા માટે-બળવા માટે ઉત્સુક થયું ( ઉભરાઈને અગ્નિમાં પડવા લાગ્યું ) તે વખતે પાછું તેને તે જળથી યુક્ત કરવામાં આવે ( તેમાં બીજુ પાણી નાંખે ) તો તે દૂધ શાંત થઇ જાય છે. માટે સત્પુરુષની મૈત્રી આવા પ્રકારની હોય છે. ૬.

## મિત્રતા કે શત્રુતા સ્થિર નથીઃ—

य एव मित्रं हृदयेन यस्य,
पूर्वं स कालेऽतिरिपुः परे स्यात् ।
तस्येति सम्प्रेक्ष्य वदामि लोकाः !
स्थास्नुस्त्वभावे नहि वैरसख्ये ॥ ७ ॥

धर्मविचारमाला, શ્લો૦ ૪૯.

એક કાલે જે મનુષ્ય પહેલાં દિલોજાન દોસ્ત હોય, તે જ બીજા કાલમાં કોઇ નિમિત્તથી ભયંકર દુશ્મન થઇ જાય છે. એવું જગત્‌માં નજરે જોઇને હે લોકો! હું કહું છું કે સંસારમાં શત્રુતા અને મિત્રતા પણ સ્થિર નથી. હંમેશ માટે તે ટકતી નથી. ૭.

મિત્રતાનું ફળ:—

मैत्र्यङ्गना सदोपास्या, हृदयानन्दकारिणी ।
या विधत्ते कृतोपास्तिश्चित्तं विद्वेषवर्जितम् ॥ ८ ॥

तत्त्वामृत, श्लो० २६२.

હૃદયને આનંદ કરનારી મૈત્રીરૂપી સ્ત્રી સદા સેવવા લાયક છે, કારણ કે તેની સેવા કરવાથી તે ચિત્તને દ્વેષ રહિત કરે છે. ૮.





## शत्रु ( २२ )

### કોણ કોનો શત્રુઃ—

लुब्धानां याचकः शत्रुर्मूर्खाणां बोधको रिपुः ।
जारस्त्रीणां पतिः शत्रुश्चौराणां चन्द्रमा रिपुः ॥ १ ॥

चाणक्यनीति, अ० १०, श्लो० ६.

લોભી માણસોનો ભિક્ષુક શત્રુ છે, મૂર્ખ માણસોનો બોધ કરનારં શત્રુ છે, જાર સ્ત્રીઓનો પતિ શત્રુ છે, અને ચોર લોકોનો ચંદ્ર શત્રુ છે. ૧.

### શત્રુની ઉપેક્ષા ન કરવીઃ—

नोपेक्षितव्यो विद्वद्भिः, शत्रुरल्पोऽप्यवज्ञया ।
वह्निरल्पोऽपि संवृद्धः, कुरुते भस्मसाद्वनम् ॥ २ ॥

વિદ્વાન પુરુષોએ નાના શત્રુની પણ અવજ્ઞા કરી ઉપેક્ષા કરવી યોગ્ય નથી. કેમકે થોડો પણ અગ્નિ વૃદ્ધિ પામીને આખા વનને ભસ્મસાત્ કરે છે. ૨.

### ત્રણ અકારણ શત્રુઃ—

मृगमीनसज्जनानां तृणजलसन्तोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥ ३ ॥

श्राद्धप्रतिक्रमण वृत्ति, पृ. ८१. (दे० ला०)

મૃગલાઓ તૃણવડે પોતાની આજીવિકા કરે છે, માછ-

લાંઓ જળવડે આજીવિકા કરે છે અને સજ્જનો સંતોષવડે આજીવિકા કરે છે, છતાં તે ત્રણેના અનુક્રમે પારાધિ, મચ્છીમાર અને ખળ પુરુષો આ જગતમાં કારણ વિનાના શત્રુઓ છે. ( મૃગનો શત્રુ પારાધિ, મત્સ્યનો શત્રુ-મચ્છીમાર અને સજ્જનનો શત્રુ ખળ પુરુષ હોય છે. ) ૩.

**જન્મથી શત્રુ કે મિત્ર નથી થતાઃ—**

नास्ति जात्या रिपुर्नाम, मित्रं चापि न विद्यते ।
सामर्थ्ययोगाज्जायन्ते, मित्राणि रिपवस्तथा ॥ ४ ॥

व्यासदेव.

આ જગતમાં જન્મથી કોઈ કોઈનો શત્રુ નથી, તેમ જ મિત્ર પણ નથી. પરંતુ સામર્થ્ય ( સામગ્રી ) ના યોગથી મિત્ર તથા શત્રુ થાય છે. અર્થાત્ ઉપકારની સામગ્રી મળવાથી મિત્ર અને અપકારની સામગ્રી મળવાથી શત્રુ થાય છે. ૪

**શત્રુથી ફાયદોઃ—**

जीवन्तु मे शत्रुगणाः सदैव,
येषां प्रसादेन विचक्षणोऽहम् ।
यदा यदा मां भजति प्रमाद-
स्तदा तदा मां प्रतिबोधयन्ति ॥ ५ ॥

મારા શત્રુના સમૂહો નિરંતર જીવતા રહો, કેમકે તેમની કૃપાથી જ હું વિચક્ષણ થયો છું. વળી જ્યારે જ્યારે મને પ્રમાદ ઉપજે છે—હું પ્રમાદમાં પડું છું, ત્યારે ત્યારે તે શત્રુઓ ( મારી નિંદાદિક કરવા દ્વારાએ ) મને પ્રતિબોધ કરે છે—જાગૃત કરે છે. ૫.

## कृतज्ञ ( २३ )

**કૃતજ્ઞ મહિમાઃ—**

परिश्रमज्ञं जनमन्तरेण,
मौनव्रतं बिभ्रति वाग्मिनोऽपि ।
वाचंयमाः सन्ति विना वसन्तं,
पुंस्कोकिलाः पञ्चमचञ्चवोऽपि ॥ १ ॥

પ્રયાસને જાણનાર—કદરદાન મનુષ્ય વિના વચસ્વી—શ્રેષ્ઠ વચનને બોલનારા મનુષ્યો પણ મૌનવ્રત ધારણ કરે છે; કેમકે વસંત ઋતુ વિના, પંચમ સ્વર ગાવામાં નિપુણ એવી પણ કોયલો મૌન જ રહે છે. ૧.

**કૃતજ્ઞઃ સજ્જનઃ—**

न विस्मरन्ति सन्तस्तु, स्तोकमप्युपकारकम् ।
कर्त्तुं प्रत्युपकारं ते, व्यापृताः स्युर्हृदा सदा ॥२॥

मुनि हिमांशुविजय.

સત્પુરુષો થોડા પણ ઉપકારને ભૂલતા નથી. જેણે પોતા ઉપર ઉપકાર કર્યો હોય તેના ઉપકારનો બદલો વાળવા માટે તેઓ (સજ્જનો) હંમેશા સાચા દિલથી પ્રવૃત્તિ કરે છે. ૨.

प्रथमवयसि पीतं तोयमल्पं स्मरन्तः,
शिरसि निहितभारा नालिकेरा नराणाम् ।

उदकममृततुल्यं दद्युराजीवितान्तं,
न हि कृतमुपकारं साधवो विस्मरन्ति ॥ ३ ॥

उपदेशप्रासाद, भाग १, पृ. १७८.

નાળીયેરના વૃક્ષો બાલ્યવયમાં મનુષ્યોએ પાયેલા થોડા પાણીને પણ સંભારીને પોતાના મસ્તકપર નાળીયેરના મોટા ભારને ધારણ કરી તેમાં પોતાની જીંદગી પર્યંત અમૃત જેવા પાણીને ધારણ કરી રાખે છે. તે યોગ્ય જ છે, કારણ કે સત્પુરુષો બીજાના કરેલા ઉપકારને ભૂલતા નથી. ૩.

**કૃતજ્ઞની દુર્લભતા:-**

विद्वांसः शतशः स्फुरन्ति भुवने सन्त्येव भूमिभृतो
वृत्तिं वैनयिकीं च बिभ्रति कति प्रीणन्ति वाग्भिः परे।
दृश्यन्ते सुकृतक्रियासु कुशला दाताऽपि कोऽपि क्वचित्,
कल्पोर्वीरुहवद्वने न सुलभः प्रायः कृतज्ञो जनः ॥४॥

આ જગતમાં સેંકડો વિદ્વાનો સ્ફુરાયમાન થાય છે, રાજાઓ પણ ઘણા છે, કેટલાએક વિનયની વૃત્તિને ધારણ કરનારા પણ છે, બીજા કેટલાક વાણીવડે લોકોને પ્રસન્ન કરનારા પણ છે, પુણ્યકાર્યમાં કુશળ પુરુષો પણ કેટલાક દેખાય છે, અને કોઇ ઠેકાણે કાંઇક દાતાર પણ દેખાય છે. પરંતુ વનને વિષે કલ્પવૃક્ષની જેમ, પ્રાયે કરીને કૃતજ્ઞ પુરુષ સુલભ નથી-કોઈ ઠેકાણે જોવામાં આવતો નથી. ૪.

## कृतघ्न (२४)

**कृतघ्न-निंदाः—**

कुतः कृतघ्नस्य यशः, कुतः स्थानं कुतः सुखम् ? ।
अश्रद्धेयः कृतघ्नो हि, कृतघ्ने नास्ति निष्कृतिः ॥ १ ॥

महाभारत, शान्तिपर्व, अ० १७२, श्लो० १८.

કરેલા કાર્યને અથવા ઉપકારને હણનાર એવા કૃતઘ્ની પુરુષને યશ ક્યાંથી હોય ? રહેવાનું સ્થાન ક્યાંથી હોય ? અને સુખ પણ ક્યાંથી હોય ? ન જ હોય. કૃતઘ્ની મનુષ્ય ઉપર કોઈ પણ શ્રદ્ધા-વિશ્વાસ રાખતું નથી, કૃતઘ્ની માણસનો ઉદ્ધાર (પ્રાયશ્ચિત્ત) જ નથી. ૧.

**પાંચ અકૃતજ્ઞઃ—**

जामाता कृष्णसर्पश्च, दुर्जनः पावकस्तथा ।
उपकारैर्न गृह्यन्ते, पञ्चमो भागिनेयकः ॥ २ ॥

जैनपञ्चतन्त्र.

જમાઈ, કૃષ્ણસર્પ, દુર્જન, અગ્નિ અને પાંચમો ભાણેજ; આ પાંચ જણ ઉપકારવડે ગ્રહણ કરાતા નથી—(તેમના પર ઘણો ઉપકાર કર્યો હોય તો પણ તે વશ થતા નથી) ૨.

**ધર્મભૂલનારઃ કૃતઘ્નઃ–**

धर्मस्य विश्वाधिपतेः प्रसादतः,
सदा प्रपेदे सुखमुत्तरोत्तरम् ।
अहो कृतघ्नः स तु मोहमोहितो
धर्मस्य नामापि कदाऽपि नास्मरत् ॥ ३ ॥

धर्मपरीक्षा, पृ. ७. ( आ. स. )

અહો ! વિશ્વના સ્વામી એવા ધર્મના પ્રસાદથી નિરંતર ઉત્તરોત્તર સુખ પ્રાપ્ત કર્યું છે. પરંતુ મોહથી મૂઢ થયેલો તે તો કૃતઘ્ની થયો છે કે જેથી તે કદાપિ ધર્મના નામનું પણ સ્મરણ કરતો નથી. ૩.



# बलवान (२५)

**સાચો બલવાનઃ—**

हस्ती स्थूलतरः स चाङ्कुशवशः किं हस्तिमात्रोऽङ्कुशो
दीपे प्रज्वलिते प्रणश्यति तमः किं दीपमात्रं तमः ? ।
वज्रेणापि शताः (तं) पतन्ति गिरयः किं वज्रमात्रो गिरिः,
तेजो यस्य विराजते स बलवान् स्थूलेषु कः प्रत्ययः ॥ १ ॥

चाणक्यनीति, अ० ११, श्लो० ३

હાથીનું શરીર અત્યંત મોટું છે, તો પણ તે અંકુશને વશ છે, તો શું હાથી જેવડો અંકુશ છે? નહીં જ, ઘણો નાનો છે. દીવો બળતો હોય ત્યારે સર્વ અંધકાર નાશ પામે છે, તો શું દીવા જેટલો જ અંધકાર છે? ના, અંધકાર તો ઘણો છે અને દીવો તો અલ્પ છે, વજ્રવડે સેંકડો પર્વતો પડી જાય છે, તો શું વજ્ર જેવડો જ પર્વત છે? ના, પર્વત મોટો છે અને વજ્ર નાનું છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જેને તેજ હોય તે જ બળવાન છે. મોટાને વિષે કાંઇ આધાર નથી. ૧.

इन्द्रियाणां जये शूरः, कर्मबन्धे च कातरः ।
तत्त्वार्थाहितचेतस्कः, स्वशरीरेऽपि निस्पृहः ॥ २ ॥
परीषहमहारातिबलनिर्दलनक्षमः ।
कषायविजये शूरः, स शूर इति कथ्यते ॥ ३ ॥

तत्त्वामृत, श्लो० २१६–२१७.

જે ઇંદ્રિયોનો જય કરવામાં શૂર હોય, જે કર્મનો બંધ કરવામાં કાયર હોય, જેણે તત્ત્વ-સત્ય અર્થમાં ચિત્તને સ્થાપન કર્યું હોય, જે પોતાના શરીરને વિષે પણ સ્પૃહા રહિત હોય, જે પરીષહોરૂપી મોટા શત્રુના સૈન્યને દળી નાંખવામાં સમથ હોય, તેવો પુરુષ જ સાચો શૂરવીર છે. ૨, ૩.

**બલવાનનું કાર્યઃ-**

तृणानि नोन्मूलयति प्रभञ्जनो
मृदूनि नीचैः प्रणतानि सर्वतः ।
समुच्छ्रितानेव तरून् विबाधते,
महान् महत्स्वेव करोति विक्रमम् ॥ ४ ॥

पञ्चतन्त्र, पृ. १५. श्लो० ९४

વાયુ ચોતરફથી નીચા નમતા કોમળ તૃણને ઉખેડી નાંખતો નથી, પરંતુ ઉંચાં-અક્કડ રહેલ મોટાં વૃક્ષોને જ બાધા પમાડે છે-ઉખેડી નાંખે છે. તે યોગ્ય જ છે. કેમકે મોટા બળવાન પુરુષો મોટાને વિષે જ પોતાના પરાક્રમને બતાવે છે. ૪.

**સાચો બલવાનઃ બુદ્ધિશાળીઃ-**

यस्य बुद्धिर्बलं तस्य, निर्बुद्धेश्च कुतो बलम् ? ।
वने सिंहो मदोन्मत्तः, शशकेन निपातितः ॥ ५ ॥

जैनपञ्चतन्त्र, पृ. ४०, श्लो० १७२.

જેની બુદ્ધિ છે તેનું જ બળ છે, બુદ્ધિરહિતને બળ ક્યાંથી હોય ? જુઓ, વનમાં મદોન્મત્ત સિંહને એક સસલાએ પોતાની બુદ્ધિથી મારી નાખ્યો. ૫.

# निर्बल ( २६ )

## નિર્બળનું કોઇ નહિ:—

वनानि दहतो वह्नेः, सखा भवति मारुतः ।
स एव दीपनाशाय, कृशे कस्यास्ति सौहृदम् ? ॥ १ ॥

बृहन्नारदीयपुराण, स्कन्ध ११, अ० १८, श्लो० ४४.

જ્યારે અગ્નિ વનને બાળે છે ત્યારે વાયુ તેનો મિત્ર-સહાયકારક થાય છે, અને તે જ વાયુ દીવાનો નાશ કરનાર થાય છે. તેથી એ વાત ખરી છે કે નિબળ માણસનો કોઈ મિત્ર થતો નથી. ૧.

## નિર્બળનું બળ:—

तावद् गर्जन्ति मण्डूकाः, कूपमाश्रित्य निर्भयाः ।
यावत् करिकराकारः, कृष्णसर्पो न विद्यते ॥ २ ॥

विवेकचिन्तामणि ( मारवी ), श्लो० ५४.

જ્યાં સુધી હાથીના સૂંઢના આકારવાળો કૃષ્ણસર્પ નથી દેખાતો, ત્યાં સુધી જ કૂવાને આશ્રયીને નિર્ભયપણે રહેલા દેડકાઓ ગર્જારવ કર્યા કરે છે. ૨.




કવિનું સ્વરૂપ:-

शुचिर्दक्षः शान्तः सुजनवितरः सूनृततरः,
कलावेदी विद्वानतिमृदुपदः काव्यचतुरः ।
रसज्ञो दैवज्ञः सरसहृदयः सत्कुलभवः,
शुभाकारश्छन्दोगुणगणविवेकी स च कविः ॥ १ ॥

सङ्गीतमकरन्द ( नारद ), श्लो० १०३.

પવિત્ર, ડાહ્યો, શાંત, સજ્જનતાવાળો, સત્યવાદી, કળાને જાણનાર, વિદ્વાન, કોમળ અક્ષર બોલનાર, કવિતા કરવામાં ચતુર, શ્રૃંગારાદિક રસને જાણનાર, જ્યોતિષને જાણનાર, કોમળ હૃદયવાળો, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો, સારી આકૃતિવાળો અને છંદના ગુણનું વિવેચન કરનાર, આટલા ગુણ કવિના હોવા જોઇએ-આવા ગુણવાળો જ કવિ કહેવાય છે. ૧.

સાચો કવિ:—

विद्वत्कवयः कवयः केवलकवयस्तु केवलं कपयः ।
कुलजा या सा जाया केवलजाया तु केवलं माया ॥ २ ॥

કવિઓ વિદ્વાન હોય તો જ તે કવિઓ છે, કેવળ કવિઓ જ હોય તો તે કેવળ કપિઓ ( વાનરાઓ ) જ છે,

જે સારા કુળમાં જન્મેલી હોય તે જ જાયા-સ્ત્રી છે, કેવળ સ્ત્રી જાતિ જ હોય તો તે કેવળ માયા ( કપટ ) જ છે. ૨.

કુકવિ : વેશ્યાપતિઃ—

गणयन्ति नापशब्दं न वृत्तभङ्गं क्षतिं न चार्थस्य ।
रसिकत्वेनाकुलिता वेश्यापतयः कुकवयश्च ॥ ३ ॥

कविकाव्य.

રસિકપણાવડે વ્યાકુળ થયેલા વેશ્યાના પતિઓ અને ખરાબ કવિઓ અપશબ્દને ગણતા નથી, વૃત્તના ભંગને ગણતા નથી, તથા અર્થની હાનિને પણ ગણતા નથી, ( વેશ્યાના પતિ અપશબ્દો બોલે છે, સદાચારનો ભંગ કરે છે, અને ધનની હાનિ કરે છે, ખરાબ કવિઓ પણ કવિતામાં ખોટા પ્રયોગો વાપરે છે, છંદોભંગ કરે છે અને શ્લોકનો અર્થ બરાબર સંગત ન થાય તેવો કરે છે. ) ૩.



## कविता (२८)

**કવિતા પ્રશંસાઃ—**

नैव व्याकरणज्ञमेति पितरं न भ्रातरं तार्किकं,
दूरात्सङ्कुचितेव गच्छति पुनश्चाण्डालवच्छान्दसात् ।
मीमांसानिपुणं नपुंसकमिति ज्ञात्वा निरस्तादरा,
काव्यालङ्करणज्ञमेत्य कविताकान्ता वृणीते स्वयम् ॥ १ ॥

કવિતારૂપી સ્ત્રી વ્યાકરણનો પંડિત કે જે પોતાનો પિતા થાય તેથી તેને વરતી નથી, નૈયાયિક પોતાનો ભાઈ થાય તેથી તેને વરતી નથી. ચંડાળની જેમ માનવાથી જાણે સંકોચ પામી હોય તેમ વેદને જાણનારા પંડિતોથી તે દૂર જાય છે, મીમાંસામાં નિપુણ એવા પુરુષને નપુંસક ધારીને તેને વિષે આદર રહિત થાય છે, પરંતુ કાવ્ય અને અલંકારને જાણનારા પંડિતની પાસે આવીને તે પોતે જ તેને વરે છે. ૧

कवित्वशक्तिर्हि दिवोऽवतीर्णा,
भूमौ सुधासार इवाऽऽर्यपुण्यात् ।
पुनर्ग्रहीतुं निजवस्तु देवाः,
समागतास्तत् कवयः समुत्काः ॥ २ ॥

मुनि हिमांशुविजय.

મને લાગે છે કે આર્યલોકોના પુણ્યથી અમૃતનો સાર

(નિષ્કર્ષ) જેવી કવિત્વશક્તિ એ ખરેખર દેવલોકમાંથી ઉતરીને અહીં (મનુષ્યલોકમાં) આવી છે, તેથી પોતાની સુધારસ જેવી તે શક્તિને ગ્રહણ કરવાને ઉત્કંઠાવાળા દેવો કવિઓના આકારમાં (રૂપમાં) મર્ત્યલોકમાં અવતર્યા છે. ૨.

( મતલબ એ કે-' કવિત્વશક્તિ ' એ અમૃત જેવી મધુર શ્રેષ્ઠ છે, અને કવિઓ દેવ જેવા છે... પોતાની એક કીમતી વસ્તુ ક્યાંય ચાલી જાય ત્યારે તેને પાછી લાવવા માલિક જાય છે.)

### કવિતાનું કલંકઃ—

अकवित्वं परस्तावत्, कलङ्कः पाठशालिनाम् ।
अन्यकाव्यैः कवित्वं तु, कलङ्कस्यापि चूलिका ॥ ३ ॥

પ્રથમ તો કાવ્ય ( કવિતા ) કરતાં ન આવડે એ જ પંડિતોનું મોટું કલંક છે. તેમાં પણ બીજાના કરેલાં કાવ્યો વડે પોતાનું કવિપણું પ્રસિદ્ધ કરવું એ તો કલંકને માથે ચૂલિકા-શિખર સમાન છે. ૩.

### કવિતા અને બાણઃ—

किं कवेस्तस्य काव्येन, किं काण्डेन धनुष्मतः ? ।
परस्य हृदये लग्नं, न घूर्णयति यच्छिरः ॥ ४ ॥

તે કવિના કાવ્યથી શું ? તે ધનુર્ધારીના બાણથી શું ? કે જે કાવ્ય અને બાણ બીજાના હૃદયમાં લાગવાથી તેના મસ્તકને ન ધુણાવે-કંપાવે ? ૪.

કવિતા : અમૃતઃ—

कान् पृच्छामः सुराः स्वर्गे, निवसामो वयं भुवि ।
किं वा काव्यरसः स्वादुः, किं वा स्वादीयसी सुधा ? ॥५॥

અમે દેવતાઓ સ્વર્ગમાં વસીએ છીએ, તેથી પૃથ્વી ઉપર કોને પૂછીએ ?–કે કાવ્યરસ સ્વાદિષ્ટ છે કે અમૃતરસ-સ્વાદિષ્ટ છે ? ૫.

संसारविषवृक्षस्य, द्वे फले अमृतोपमे ।
काव्यामृतरसास्वाद आलापः सज्जनैः सह ॥ ६ ॥

આ સંસારરૂપી વિષ વૃક્ષના અમૃત જેવાં બે જ ફળો છે–એક તો કાવ્યરૂપી અમૃતરસનો સ્વાદ અને બીજું સજ્જનો સાથે વાતચીત કરવી તે. ૬.






ધીરનું સ્વરૂપઃ—

शुश्रुषमाणामपि तां समाधेः,प्रत्यर्थिभूतां गिरिशोऽनुमेने ।
विकारहेतौ सति विक्रियन्ते, येषां न चेतांसि त एव धीराः॥१॥

कुमारसम्भव.

સેવા કરતી તે પાર્વતીને સમાધિમાં વિઘ્નભૂત હતી તો પણ મહાદેવે અનુમતિ આપી, કેમ કે વિકારનો હેતુ (કારણ) પાસે છતાં પણ જેમનાં મન વિકારને પામતાં નથી, તે પુરુષો જ ધીર કહેવાય છે. ૧.

ધીરનો માર્ગઃ—

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु,
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा,
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ २ ॥

नीतिशतक ( भर्तृहरि ), श्लो॰ ७४.

નીતિમાં નિપુણ પુરુષો ભલે નિંદા કરો અથવા સ્તુતિ કરો, લક્ષ્મી તેની ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થાઓ અથવા જતી રહો, તથા મરણ આજે જ થાઓ અથવા બીજા યુગમાં થાઓ, તો પણ ધીર પુરુષો ન્યાયના માર્ગથી એક પગલું પણ આગળ ચાલતા નથી. ૨.

## धीरज ( ३० )

**धीरज प्रशंसाः—**

पुत्रैर्मित्रैर्गृहैर्वाऽपि, वियुक्तस्य धनेन वा ।
मग्नस्य व्यसने कृच्छ्रे, पुंसः श्रेयस्करी धृतिः ॥ १ ॥

व्यासदेव.

પુત્ર, મિત્ર, સ્ત્રી ( અથવા ઘર ) કે ધનથી વિયોગ પામેલા પુરુષને તથા મહા કષ્ટવાળા દુઃખમાં પડેલા પુરુષને એક ધૈર્ય જ કલ્યાણકારક છે, આવે વખતે ધીરજ રાખવી એ જ શુભકારક છે. ૧.

**ધીરજ : કષ્ટ નાશ ઉપાયઃ–**

धैर्यं हि कार्यं सततं महद्भिः,
कृच्छ्रेऽपि कष्टेऽप्यतिसङ्कटेऽपि ।
कृच्छ्राणि कृच्छ्रेण समुत्तरन्ति,
धैर्योच्छ्रिता ये प्रतिपत्तिदक्षाः ॥ २ ॥

पञ्चतन्त्र, पृ० ५५, श्लो० २१६.

અત્યંત ગાઢ અને કષ્ટ સાધ્ય એવું કષ્ટ–દુઃખ પ્રાપ્ત થયા છતાં પણ મહાપુરુષોએ નિરંતર ધૈર્ય જ ધારણ કરવું યોગ્ય છે. કેમકે જે પુરુષો કાર્ય કરવામાં કુશળ અને ધૈર્ય યુક્ત હોય તે પુરુષો કષ્ટસાધ્ય એવા દુઃખને કષ્ટવડે જ તરી જાય છે. કષ્ટ ભોગવીને છેવટે તેનો પાર પામે છે. ૨.

# शिक्षक ( ३१ )

સાચો શિક્ષકઃ—

शिष्यस्य कल्याणकरो गुरुः सन्,
निःस्वार्थभावात् सुखमार्गदर्शी ।
शुद्धाऽऽत्मशक्त्या च तपोबलेन,
शिष्योपदेशी न तु शिष्यतापी ॥ १ ॥

मुनि हिमांशुविजय.

સાચા ગુરુ–શિક્ષક તે છે કે જે કોઇ પણ જાતના સ્વાર્થ વગર શિષ્યનું કલ્યાણ કરનાર હોય, સુખનો માર્ગ બતાવનાર હોય, પોતાની શુદ્ધ આત્મશક્તિ, આચારની પવિત્રતા તથા તપબળથી શિષ્યને ઉપદેશ આપનાર હોય અને શિષ્યને સંતાપ કરનાર ન હોય. ૧.

त एव वेद्या गुरवो यथार्थं, शिष्यस्य कीर्तिं च समुन्नतिं ये ।
तन्वन्ति नीरागदृशा समन्तात्, पितेव तं क्षेमपथे धरन्ति ॥ २ ॥

मुनि हिमांशुविजय.

તે જ સાચા ગુરુ–શિક્ષક છે કે જેઓ કોઇ પણ જાતના મોહ વગર શિષ્યની કીર્તિ અને ઉન્નતિને ચારે તરફ વધારતા હોય અને પિતાની માફક શિષ્યને કલ્યાણના માર્ગમાં જોડતા હોય. ૨.

शुद्धप्ररूपको ज्ञानी, क्रियावाननुपकारकः ।
धर्मविच्छेदरक्षी च, गुरुर्गौरवमर्हति ॥ ३ ॥

विवेकविलास, उल्लास १, श्लो० १९३.

જે શુદ્ધ વસ્તુનો ઉપદેશ દેતા હોય, જ્ઞાની હોય, ક્રિયા કરતા હોય, ઉપકાર કરનાર હોય અને ધર્મના નાશને અટકાવતા હોય એવા ગુરુ પૂજાને યોગ્ય ગણાય છે. ૩.

ખરાબ શિક્ષકઃ—

विचारावसरे मौनी, लिप्सुर्धिप्सुश्च केवलम् ।
सर्वत्र चाटुवादी च, गुरुर्मुक्तिपुरार्गला ॥ ४ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० १९३.

જે વિચાર કરીને ઉત્તર આપવાના પ્રસંગે મૌન ધારણ કરે, માત્ર દ્રવ્યના જ લોભી હોય અને હંમેશા મીઠું મીઠું બોલનાર હોય એવા ગુરુ મોક્ષમાર્ગમાં આડખીલીરૂપ હોય છે. ૪.

શિક્ષકની ઇચ્છા : શિષ્યથી પરાજયઃ—

सर्वस्येच्छेद्यशो हर्त्तुं, शिष्यस्य वर्धितुं पुनः ।
पराजयोऽपि शिष्यात् स्यात्, भूयसे यशसे भवेत् ॥ ५ ॥

मुनि हिमांशुविजय.

બધાના યશ (કીર્તિ)ને હરવાની–ગ્રહણ કરવાની ઇચ્છા કરવી પણ પોતાના શિષ્ય–પુત્રના યશ(કીર્તિ)ને તો વધારવાની જ ઇચ્છા કરવી; કેમકે શિષ્ય કે પુત્રની પોતા કરતાં પણ કીર્તિ વધારે થશે તો અર્થાત્ પોતાના શિષ્ય કે પુત્રની કીર્તિથી ગુરુ કે પિતાનો પરાજય થશે તો પણ તેમાં ગુરુ કે પિતાની જ કીર્ત્તિ થશે. (લોકો કહે છે કે જેનો શિષ્ય કે પુત્ર એવો છે તેના ગુરુ કે પિતા કેટલા મહાન્ હશે?) ૫.




## શિષ્યનું લક્ષણઃ—

गुरोराज्ञां सदा रक्षेत्, धर्मोपेता भवेद्यदि ।
यः पूज्यगुणदर्शी च, स शिष्योऽन्वर्थकः खलु ॥ १ ॥

જો (ગુરુની આજ્ઞા) ધર્મયુક્ત હોય તો ગુરુની આજ્ઞાનું સદા પાલન કરવું. જે શિષ્ય પૂજ્ય(ગુરુ)ના ગુણને જોનારો હોય તે શિષ્ય જ સાર્થક નામવાળો છે. ૧.

## ગુરુભક્ત શિષ્ય : ભાગ્યશાળીઃ—

तं वेद्मि शिष्यं पुण्याढ्यं, येनाऽऽप्तो हितदो गुरुः ।
पुत्रवद् भक्तितः प्रीत्या, सेव्यते निर्भयः सदा ॥ २ ॥

मुनि हिमांशुविजय.

તેને હું પુણ્યશાલી શિષ્ય ગણું છું કે જે પુત્રની જેમ ભક્તિ તથા સ્નેહથી નિર્ભયપણે પોતાના હિતૈષી આપ્ત ગુરુદેવની હંમેશા સેવા કરે છે—સેવાને મેળવે છે. ૨.

वाच्यः स शिष्यो भुवि भाग्यशाली,
गुणैकपात्रस्य गुरोः सुभक्त्या ।
आज्ञाकरः सेवनकृद् हितं य-
स्तोषं गुरोः सौख्यमुदौ च कुर्यात् ॥ ३ ॥

मुनि हिमांशुविजय.

જગતમાં એ શિષ્ય ભાગ્યશાળી છે કે જે ગુણના અદ્વિતીય સ્થાનરૂપ ગુરુની આજ્ઞાનું પાલન કરતો થકો સાચી ભક્તિથી ગુરુની સેવા કરે છે-ગુરુનું હિત ચિંતવે છે તથા ગુરુને સંતોષ, સુખ અને આનંદ આપે છે. ૩.

કુશિષ્ય : ત્યાજ્યઃ—

विद्यारूपयुतः शिष्यश्चेत्स कापुरुषो भवेत् ।
तदा स परिहर्तव्यो बुधैः समणिसर्पवत् ॥ ४ ॥

વિદ્યા અને રૂપે કરીને યુક્ત એવો શિષ્ય જો કદાચ કુપુરુષ-દુષ્ટ હોય તો ડાહ્યા પુરુષોએ મણિસહિત સર્પની જેમ તે ત્યાગ કરવા લાયક છે. ૪.



# शिक्षा-उपदेश (३३)

## ઉપદેશ કોને આપવો:—

शिक्षा तस्मै प्रदातव्या, यो भवेत्तत्र यत्नवान् ।
गुरुसाहसमेदद्धि, कथ्यते यदपृच्छतः ॥ १ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३२०.

શિખામણુ એ જ માણુસને આપવી કે જે એ પ્રમાણે ચાલવા માટે-પ્રયત્ન કરવા તૈયાર હોય. વગરમાગી સલાહ આપવી એ તો એક પ્રકારનું મોટું સાહસ જ છે. ૧.

शक्योऽस्ति सम्बोधयितुं लघुर्जनो
यतः स शुद्धः सरलश्च भावुकः ।
महान् चिरायापि न बुध्यते जनो
यतः स जिह्मो व्यसनी समुद्धतः ॥ २ ॥

मुनि हिमांशुविजय.

નાનો મનુષ્ય, અનુચિત કાર્ય કરતો હોય તો તેને સમજાવીને કે ફટકારીને ઠેકાણે લાવી શકાય છે, કેમકે તે શુદ્ધ, સરલ અને ભાવિક ( આગળ વધવાની ઇચ્છાવાળો હોય છે). પરંતુ થોડી ઘણી શક્તિથી જેની જગતમાં ખ્યાતિ થઇ ગઇ છે એવા મોટા માણુસને સમજાવવો, તેની અનુચિત પ્રવૃત્તિ બંધ કરવી તે અશક્ય જેવી વસ્તુ છે; કેમકે તે ધીઠો ( પાપ કે અપજશથી નહિ ડરનારો ), વ્યસની તથા અભિમાની હોય છે. ૨.

પરોપદેશ : સહેલો:—

परोपदेशवेलायां, शिष्टाः सर्वे भवन्ति वै ।
विस्मरन्तीह शिष्टत्वं, स्वकार्ये समुपस्थिते ॥ ३ ॥

रुद्रगीत ( सङ्कुलकवि ), श्लो० ३९

આ જગતમાં બીજાને ઉપદેશ આપવાને સમયે સર્વ માણુસો શિષ્ટ ( ડાહ્યા ) થાય છે, પરંતુ પોતાનું કાર્ય જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ પોતાનું શિષ્ટપણું ભૂલી જાય છે. ૩.

परोपदेशे पाण्डित्यं, सर्वेषां सुकरं नृणाम् ।
धर्मे स्वीयमनुष्ठानं, कस्यचित् सुमहात्मनः ॥ ४ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० १२.

બીજાને ઉપદેશ આપવામાં પંડિતાઇ બતાવવી એ સર્વ મનુષ્યોને સુકર–સહેલું છે, પરંતુ પોતે જ ધર્મમાં પ્રવૃત્તિ કરે તેવો તો કોઇક જ મહાત્મા હોય છે. ૪.

કોની પાસેથી શું શીખવું:—

विनयं राजपुत्रेभ्यः, पण्डितेभ्यः सुभाषितम् ।
अनृतं द्यूतकारेभ्यः, स्त्रीभ्यः शिक्षेत कैतवम् ॥ ५ ॥

पुण्यधनकथा, पृ० २०.*

રાજપુત્ર પાસેથી વિનય શીખવો, પંડિતો પાસેથી સુભાષિત શીખવું, જુગારી પાસેથી અસત્ય શીખવું અને સ્ત્રીઓ પાસેથી કપટ શીખવું. ૫.

**ઉપદેશક ઉપર કોપ ન કરવો:--**

उपदिष्टस्तु कुप्येद् यो जनः शुद्धोपदेष्टरि ।
स सद्भिरुपमीयेत वानरैः पुच्छवर्जितैः ॥ ६ ॥

मुनि हिमांशुविजय.

પરહિત-નિઃસ્વાર્થ-બુદ્ધિથી ઉપદેશ આપનાર ઉપર જે મનુષ્ય કોપ કરે છે તેને સજ્જનો પુંછ વગરના વાંદરાની ઉપમા આપે છે. (જેમ વાંદરાને ચકલી ઉપદેશ આપવા ગઇ તો તેણે બીચારી ચકલીનો માળો જ તોડી નાંખ્યો.) ૬.

**હિતોપદેશકને દુઃખ ન થાય:—**

उपदेशप्रदातॄणां, नराणां हितमिच्छताम् ।
परस्मिन्निह लोके च, व्यसनं नोपपद्यते ॥ ७ ॥

जैनपञ्चतन्त्र, पृ० २५२, श्लो० ५१.*

પ્રાણીઓનું હિત ઈચ્છનારા ઉપદેશ દેનારા પુરુષોને આ લોક તથા પરલોકમાં દુઃખ પ્રાપ્ત થતું નથી. ૭.

**સાચો ઉપદેશક:--**

सन्ति विश्वे दुराचारोपदेष्टारः पदे पदे ।
हितार्थमुपदीकर्तुं, विरला एव केचन ॥ ८ ॥

આ જગતમાં દુરાચારનો ઉપદેશ કરનારા લોકો પગલે પગલે-સ્થાને સ્થાને મળી આવે છે, પરંતુ હિત-અર્થનો ઉપદેશ કરનારા તો કોઈક વિરલા જ હોય છે-ઘણા થોડા હોય છે. ૮.

આત્માને ઉપદેશઃ—

साधुभ्यः साधु दानं रिपुजनसुहृदां चोपकारं कुरु त्वं,
सौजन्यं बन्धुवर्गे निजहितमुचितं स्वामिकार्यं यथार्थम् ।
श्रोत्रे ते तथ्यमेतत् कथयति सततं लेखिनी भाग्यशालिन्!,
नो चेन्नष्टेऽधिकारे मम मुखसदृशं तावकास्यं भवेद्धि ॥ ९ ॥

नीतिविभाग ( लक्ष्मीधर ), श्लो० २६.

તારા કાનમાં રહેલી લેખણ તને નિરંતર આ પ્રમાણે કહે છે કે–હે ભાગ્યશાળી ! (જ્યાં સુધી તારા હાથમાં અધિકાર છે ત્યાં સુધી) તું સાધુઓને સારુ દાન આપ, શત્રુ અને મિત્ર ઉપર ઉપકાર કર, બંધુવર્ગને વિષે સુજનતા રાખ, પોતાનું પણ ઉચિત હિત કર અને સ્વામીનું કાર્ય યથાર્થ રીતે કર. જો આ પ્રમાણે નહીં કરે તો જ્યારે તારો અધિકાર નષ્ટ થશે ત્યારે તારું મુખ મારા મુખની જેવું શ્યામ થશે. ૯

अनेकशास्त्रं बहु वेदितव्यमल्पश्च कालो बहवश्च विघ्नाः ।
यत्सारभूतं तदुपासितव्यं, हंसो यथा क्षीरमिवाम्बुमध्यात् ॥१०॥

શાસ્ત્રો ઘણાં છે, તેમાં જાણવાનું ઘણું છે; પણ કાળ ઘણો ઓછો છે અને વિઘ્નો ઘણાં છે; તેથી જેમ હંસ દૂધમિશ્રિત જળમાંથી સારભૂત દૂધને ગ્રહણ કરે છે તેમ જે સારભૂત હોય તે ગ્રહણ કરવું. ૧૦.

त्यज दुर्जनसंसर्गं, भज साधुसमागमम् ।
कुरु पुण्यमहोरात्रं, स्मर नित्यमनित्यताम् ॥ ११ ॥

वृद्धचाणक्यनीति, अ० १४. श्लो० २०.

(હે આત્મા !) તું દુર્જનના સંગનો ત્યાગ કર, સાધુજનોનો સમાગમ કર, રાત્રિદિવસ પુણ્યકામ કર અને નિરંતર અનિત્યપણાનું સ્મરણ કર. ૧૧.

## ઉપદેશકને સદા લાભઃ—

न भवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात् ।
ब्रुवतोऽनुग्रहबुद्ध्या वक्तुस्त्वेकान्ततो भवति ॥ १२ ॥

तत्त्वार्थसूत्र.

હિતઉપદેશનું શ્રવણ કરવાથી સર્વ શ્રોતાજનને અવશ્ય ધર્મ પ્રાપ્ત થાય છે એમ હોતું નથી (એટલે કે કોઇને ધર્મ પ્રાપ્ત થાય અને કોઇને ન પણ થાય); પરંતુ પ્રાણીઓની ઉપર કૃપાબુદ્ધિથી ઉપદેશ કરનારા વક્તાને તો અવશ્ય ધર્મ પ્રાપ્ત થાય છે જ. ૧૨.



# पण्डित ( ३४ )

પંડિતનું લક્ષણઃ—

शुद्धे तपसि सद्वीर्यं, ज्ञानं कर्मपरिक्षये ।
उपयोगं धनं पात्रे, यस्य याति स पण्डितः ॥ १ ॥

तत्त्वामृत, श्लो० १८

જે મનુષ્યનું ઉત્તમ વીર્ય શુદ્ધ તપને વિષે ઉપયોગમાં આવતું હોય, જેનું જ્ઞાન કર્મના ક્ષયમાં ઉપયોગી થતું હોય અને જેનું ધન સુપાત્રના ઉપયોગમાં આવતું હોય તે જ પંડિત છે. ૧.

मातृवत् परदारांश्च, परद्रव्याणि लोष्ठवत् ।
आत्मवत् सर्वभूतानि, यः पश्यति स पश्यति ॥ २ ॥

आपस्तम्बस्मृति, अ० १०, पृ० ४५, श्लो० १२

જે પુરુષ પરસ્ત્રીને માતાની જેમ જુએ છે—જાણે છે, પરના ધનને ઢેફા જેવું જુએ છે અને સર્વ પ્રાણીઓને પોતાના આત્માની જેમ જુએ છે તે જ પુરુષ દેખતો છે—જ્ઞાની છે. ૨.

न स्वल्पस्य कृते भूरि, नाशयेन्मतिमान्नरः ।
एतदेव हि पाण्डित्यं, यत्स्वल्पाद् भूरि रक्षणम् ॥ ३ ॥

महाभारत, विराटपर्व, अ० ४४, श्लो० ७६.

બુદ્ધિમાન પુરુષે થોડાને માટે ઘણાનો નાશ કરવો જોઇએ

નહીં, કેમકે થોડાથી જે ઘણાનું જે રક્ષણ કરવું એટલે કે થોડું જતું કરીને ઘણાનું જે રક્ષણ કરવું, તે જ પંડિતાઇ છે. ૩.

પંડિતની મહત્તાઃ—

विद्वत्त्वं च नृपत्वं च, नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ॥ ४ ॥

धर्मकल्पद्रुम, पृ० २२, श्लो० १२*

વિદ્વાનપણું અને રાજાપણુંઃ આ બંને કદાપિ સરખાં નથી કેમકે રાજા માત્ર પોતાના દેશમાં જ પૂજાય છે જયારે વિદ્વાન તો સર્વત્ર-સર્વ દેશોમાં—પૂજાય છે. ૪.

સાચો પંડિતઃ—

संसारावासनिवृत्ताः, शिवसौख्यसमुत्सुकाः ।
सद्भिस्ते गदिताः प्राज्ञाः, शेषास्त्वर्थस्य वञ्चकाः ॥ ५ ॥

तत्त्वामृत, श्लो० २१४.

જેઓ સંસારનિવાસથી વિરક્ત થયા છે અને જેઓ મોક્ષના સુખ મેળવવામાં ઉત્સુક છે તેમને જ સત્પુરુષોએ પંડિત કહ્યા છે. તે સિવાય બીજા તો માત્ર (પંડિત શબ્દના) અર્થથી છેતરાયા છે એમ જાણવું. ( અર્થ વિનાના નામના જ પંડિત છે. ) ૫.

यस्य सर्वे समारम्भाः, कामसङ्कल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं, तमाहुः पण्डितं बुधाः ॥ ६ ॥

भगवद्गीता, अ० ४, श्लो० १९

જે પુરુષ સર્વ કાર્યના આરંભો ઇચ્છા અને સંકલ્પ રહિત કરે છે અને જેણે જ્ઞાનરૂપી અગ્નિવડે કર્મને બાળી નાંખ્યાં હોય તેને જ ડાહ્યા પુરુષો પંડિત કહે છે. ૬.

सत्यं तपो ज्ञानमहिंसतां च,
विद्वत्प्रणामं च सुशीलतां च।
एतानि यो धारयते स विद्वान्,
न केवलं यः पठते स विद्वान् ॥ ७ ॥

સત્ય, તપ, જ્ઞાન, અહિંસા, વિદ્વાનને પ્રણામ અને ઉત્તમ શીલ: આટલાને જે ધારણ કરે છે—આચરે છે તે જ વિદ્વાન છે; પરંતુ જે કેવળ ભણે—જાણે તે કાંઈ વિદ્વાન નથી. ૭.

स्वकार्यपरकार्येषु, यस्य बुद्धिः स्थिरा भवेत्।
तस्य चैवेह पाण्डित्यं, शेषाः पुंस्तरुवाचकाः ॥ ८ ॥

પોતાના અને પરના કાર્યને વિષે જેની બુદ્ધિ સ્થિર હોય છે તેનીજ પંડિતાઈ આ જગતમાં સાચી છે. બાકીના તો પુરુષરૂપી વૃક્ષના વાચક છે, અર્થાત્ પુરુષરૂપધારી છતાં વૃક્ષ જેવા જ મૂઢ છે. ૮.

**સાચો પંડિત: ગર્વ રહિત:—**

पुर्णोऽपि कुम्भो न करोति शब्दं,
अर्धो घटो घोषमुपैति यस्मात्।
विद्यावतां नो भवतीह गर्वो
विद्याविहिना बहुभाषकाः स्युः ॥ ९ ॥

उद्भटसागर, प्रवाह २, श्लो० १७५.

ફળને તો બુદ્ધિમાન જ મેળવે છે; જેમકે દાંત અનાજને કષ્ટવડે ચાવે છે અને જીભ સહેલાઇથી તેના રસને ગળી જાય છે. ૧૫.

પંડિતનું કાર્યઃ—

सर्वनाशे समुत्पन्ने, अर्धं त्यजति पण्डितः ।
अर्धेन कुरुते कार्यं, सर्वनाशो हि दुःसहः ॥ १६ ॥

जैनपञ्चतन्त्र, पृ० २३४, श्लो० २४.*

સર્વનો–સમગ્રનો નાશ પ્રાપ્ત થતો હોય ત્યારે પંડિત માણસ તેમાંથી અર્ધાનો ત્યાગ કરે છે અને અર્ધાવડે કાર્ય કરે છે; કેમકે સર્વનો નાશ થાય તે તો દુઃસહ છે. ૧૬.






मूर्खनुं लक्षणः—

रागद्वेषाभिभूतत्वात्, कार्याकार्यपराङ्मुखः ।
एष मूढ इति ज्ञेयो विपरीतविधायकः ॥ १ ॥

आचाराङ्गसूत्रवृत्ति, पृ० १२३.*

જે માણસ રાગદ્વેષથી પરાભવ પામેલો હોવાથી કાર્ય તથા અકાર્યને જાણતો ન હોય અને તેથી કરીને વિપરીત કાર્યને કરતો હોય તેને મૂઢ જાણવો. ૧.

मूर्खस्य पञ्च चिह्नानि, गर्वी दुर्वचनी तथा ।
हठी चाप्रियवादी च, परोक्तं नैव मन्यते ॥ २ ॥

મૂર્ખના પાંચ લક્ષણ હોય છે, તે આ પ્રમાણે–ગર્વવાળો, કઠોર વચન બોલનાર, હઠીલો, અપ્રિય બોલનાર અને બીજાના વચનને નહીં માનનાર. ૨.

મૂર્ખ કોણઃ—

शाठ्येन मित्रं कपटेन धर्मं, परोपतापेन समृद्धिभावम् ।
सुखेन विद्यां परुषेण नारीं, वाञ्छन्ति ये व्यक्तमपण्डितास्ते ॥३॥

दानरत्नभाष्टक.

જેઓ શઠતાવડે મિત્રને ઇચ્છે છે, કપટવડે ધર્મને ઇચ્છે

છે, પરને તાપ ઉપજાવવાવડે સમૃદ્ધિને ઇચ્છે છે, સુખવડે વિદ્યાને ( વિદ્યાભ્યાસને ) ઇચ્છે છે, અને કઠોરતાવડે સ્ત્રીને ( સ્ત્રીની પ્રીતિને ) ઇચ્છે છે તેઓ પ્રગટપણે અપંડિત ( મૂર્ખ ) જ છે. ૩.

મૂર્ખ-નિંદાઃ—

**शक्यो वारयितुं जलेन हुतभुक् छत्रेण सूर्यातपो**
**नागेन्द्रो निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ ।**
**व्याधिर्भेषजसङ्ग्रहैश्च विविधैर्मन्त्रप्रयोगैर्विषं,**
**सर्वस्यौषधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम् ॥ ४ ॥**

नीतिशतक ( भर्तृहरि ), श्लो० १०.

જળવડે અગ્નિ નિવારી શકાય છે, છત્રવડે સૂર્યનો તાપ નિવારી શકાય છે, મદોન્મત્ત થયેલો ગજેન્દ્ર તીક્ષ્ણ અંકુશવડે નિવારી શકાય છે, બળદ અને ગધેડા લાકડીવડે નિવારી શકાય છે, ઔષધના સમૂહવડે વ્યાધિ નિવારી શકાય છે, તથા વિવિધ પ્રકારના મંત્રના પ્રયોગોવડે વિષને વારી શકાય છે. એ રીતે શાસ્ત્રમાં સર્વ કોઈનું ઔષધ કહેલું છે, પરંતુ મૂર્ખનું ઔષધ કાંઇ પણ કહેલું નથી. ૪.

**न व्याधिर्न विषं नापत्, तथाऽन्यद्वाऽपि भूतले ।**
**दुःखाय स्वशरीरोत्थं, मौर्ख्यमेतद्यथा नृणाम् ॥ ५ ॥**

लघुयोगवासिष्ठसार, प्र० २, श्लो० २७.

મનુષ્યોને પોતાના શરીરમાં જ ઉત્પન્ન થયેલી મૂર્ખતા જેટલું દુઃખ આપે છે, તેટલું દુઃખ આ પૃથ્વીપર વ્યાધિ, વિષ, આપત્તિ કે બીજું કોઇ પણ આપી શકતું નથી. ૫.

चतुरः सखि! मे भर्ता, यल्लिखति च तत् परो न वाचयति।
तस्मादप्यधिको मे स्वयमपि लिखितं स्वयं न वाचयति ॥६॥

હે સખી ! મારો પતિ ઘણો હુંશિયાર છે, કેમકે તે જે કાંઇ લખે છે તેને બીજો કોઇ વાંચી શકતો નથી. (તે સાંભળી તે સખી બોલી ) તારા પતિથી પણ મારો પતિ અધિક હુશિયાર છે, કેમકે તે એવો છે કે પોતાનું લખેલું પોતે પણ વાંચી શકતો નથી. ૬.

મૂર્ખ : ધર્મત્યાગીઃ—

अपारे संसारे कथमपि समासाद्य नृभवं,
न धर्मं यः कुर्याद्विषयसुखतृष्णातरलितः।
बुडन् पारावारे प्रवरमपहाय प्रवहणं,
स मुख्यो मूर्खाणामुपलमुपलब्धुं प्रयतते ॥ ७ ॥

सिन्दूरप्रकरण, श्लो० ७.

આ અપાર સંસારને વિષે મહાકષ્ટવડે મનુષ્ય ભવ પામીને જે પુરુષ વિષયસુખની તૃષ્ણાવડે વ્યાકુળ થઇને ધર્મકાર્ય કરતો નથી તે મૂર્ખશિરોમણિ સમુદ્રમાં મળેલા શ્રેષ્ઠ વહાણનો ત્યાગ કરી બૂડવા લાગ્યો અને પછી તરવા માટે પત્થરને મેળવવા પ્રયત્ન કરે છે એમ જાણવું. ૭.

મૂર્ખને ઉપદેશ ન આપવોઃ—

उपदेशो हि मूर्खाणां, प्रकोपाय न शान्तये।
पयःपानं भुजङ्गानां, केवलं विषवर्धनम् ॥ ८ ॥

हितोपदेश, विग्रह, श्लो० ४.

મૂર્ખને જે ઉપદેશ આપવો તે તેના પ્રકોપને માટે જ છે, શાંતિને માટે થતો નથી; જેમકે સર્પને જે દૂધ પાવું તે કેવળ વિષને જ વધારનારું થાય છે. ૮.

મૂર્ખ : પાપી:—

सर्वाशुचिनिधानस्य, कृतघ्नस्य विनाशिनः ।
शरीरकस्यापि कृते, मूढाः पापानि कुर्वते ॥ ९ ॥

पञ्चतन्त्र, पृ० ४१, श्लो० १७१.

આ શરીર સર્વ અશુચિનું નિધાન છે, કરેલા ઉપકારનો નાશ કરનાર છે અને ક્ષણમાં નાશ પામનાર છે, તેવા શરીરને માટે પણ મૂઢ પુરુષો પાપનું આચરણ કરે છે. ૯.

મૂર્ખ પણ શું ન કરે:—

यस्मिन् कृते कर्मणि सौख्यलेशो
दुःखानुबन्धस्य तथाऽस्ति नान्तः ।
मनोऽभितापो मरणं हि यावद्
मूर्खोऽपि कुर्यात् खलु तन्न कर्म ॥ १० ॥

જે કર્મ કરવાથી પોતાને સુખનો લેશ પણ થતો ન હોય, તથા દુઃખના અનુબંધનો—પરંપરાનો અન્ત થતો ન હોય, તથા મરણ પર્યંત મનમાં પરિતાપ થતો હોય એવું કર્મ મૂર્ખ માણસ પણ કરે નહીં. ૧૦.

મૂર્ખનો સંગ તજવોઃ—

वरं पर्वतदुर्गेषु, भ्रान्तं वनचरैः सह ।
न मूर्खजनसम्पर्कः, सुरेन्द्रभवनेष्वपि ॥ ११ ॥

उपदेशमाला भाषान्तर, पृ. २५८.*

પર્વતના દુર્ગો( વન, નદી વગેરે પ્રદેશો )માં ભિલ્લ વગેરે વનચરોની સાથે ભમવું સારું છે, પરંતુ ઇંદ્રના ભવનને વિષે પણ મૂર્ખ જનની સાથે રહેવું સારું નથી. ૧૧.

મનુષ્ય છતાં પશુઃ—

येषां न विद्या न तपो न दानं,
ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता
मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १२ ॥

नीतिशतक ( भर्तृहरि ), श्लो० १३.

જે મનુષ્યોને વિદ્યા ન હોય, તપ ન હોય, દાન ન હોય, જ્ઞાન ન હોય, શીલ ન હોય, ગુણ ન હોય અને ધર્મ પણ ન હોય, તેઓ આ મનુષ્યલોકને વિષે પૃથ્વી ઉપર ભારરૂપ છે અને તેઓ મનુષ્યના રૂપે મૃગો—પશુઓ વિચરે છે એમ જાણવું. ૧૨.

साहित्यसङ्गीतकलाविहीनः,
साक्षात्पशुः पुच्छविषाणहीनः ।
तृणं न खादन्नपि जीवमान—
स्तद्भागधेयं परमं पशूनाम् ॥ १३ ॥

कविताकौमुदी, पृ० ४७०, श्लो० १४*

જે મનુષ્ય સાહિત્ય, સંગીત અને કળાએ કરીને રહિત હોય તે મનુષ્ય પુંછડા અને શીંગડા વિનાનો સાક્ષાત્ પશુ જ છે. કેવળ તે તૃણને ખાધા વિના પણ જે જીવે છે તે પશુઓનું મોટું ભાગ્ય છે એમ જાણવું. ૧૩.

પંડિત અને મૂર્ખ:—

नष्टं मृतमतिक्रान्तं, नानुशोचन्ति पण्डिताः ।
पण्डितानां च मूर्खाणां, विशेषोऽयं यतः स्मृतः ॥ १४ ॥

जैनपञ्चतन्त्र, पृ० ९०, श्लो० ३३६.*

નાશી ગયેલ, મરી ગયેલ અને અતિક્રાંત એટલે જ્ઞાતિભ્રષ્ટ વગેરે થયેલનો પંડિત પુરુષો શોક કરતા નથી, કારણ કે પંડિતો અને મૂર્ખોમાં આ જ તફાવત છે. ૧૪.

खादन्न गच्छामि हसन्न जल्पे,
गतं न शोचामि कृतं न मन्ये ।
द्वयोस्तृतीयो न भवामि राजन् !,
केनास्मि मूर्खो वद कारणं किम् ? ॥ १५ ॥

भोजप्रबन्ध.

હે રાજા ! હું ખાતાં ખાતાં ચાલતો નથી, હસતી વખતે બોલતો નથી, ગયેલાનો શોક કરતો નથી, કરેલાને હું માનતો નથી (કોઈ કાર્ય મેં કર્યું હોય તો તે બાબત મેં કર્યું એમ અહંકાર કરતો નથી), બે જણની મધ્યે હું ત્રીજો થતો નથી; તો હું શી રીતે મૂર્ખ છું ? કહો, મને મૂર્ખ કહેવામાં શું કારણ છે ? ૧૫.

---



# वैद्य ( ३६ )

**સાચો વૈદ્ય અને સાચું ઔષધઃ—**

तदेव युक्तं भैषज्यं, यदारोग्याय कल्पते ।
स चैव भेषजो श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥ १ ॥

सारङ्गधरसंहिता.

જે ઔષધ આરોગ્યપણાને કરે તે જ ઔષધ યોગ્ય-શ્રેષ્ઠ છે, અને જે વૈદ્ય રોગીને રોગથી મુક્ત કરે તે જ વૈદ્ય શ્રેષ્ઠ છે. ૧.

**વૈદ્યના ગુણઃ—**

गुरोरधीताखिलवैद्यविद्यः, पीयूषपाणिः कुशलः क्रियासु ।
गतस्पृहो धैर्यधरः कृपालुः,शुद्धोऽधिकारी भिषगीदृशः स्यात् ॥२॥

જેણે ગુરુ પાસેથી બધી વૈદ્યની વિદ્યાનો અભ્યાસ કર્યો હોય, જેના હાથમાં અમૃત હોય (જે બધાને સાજા કરતો હોય ), જે ( વૈદ્યની ) ક્રિયામાં હોંશિયાર હોય, જે લાલચ વગરનો હોય, જે ધીરજવાળો હોય, જે દયાળુ હોય, જે શુદ્ધ હોય અને અધિકારવાળો હોય તે જ ( સાચો ) વૈદ્ય છે ૨.

**કુવૈદ્ય નિંદાઃ—**

वैद्यराज ! नमस्तुभ्यं, यमराजसहोदर !
यमस्तु हरति प्राणान्, वैद्यः प्राणान् धनानि च ॥ ३ ॥

યમરાજના ભાઈ સમાન હે ( કુ ) વૈદ્યરાજ ! તમને નમસ્કાર હો ! કારણ કે યમ તો ( કેવળ ) પ્રાણનું જ હરણ કરે છે પણ ( કુ )વૈદ્ય તો પ્રાણ અને ધન બન્નેનું હરણ કરે છે. ૩.

# माता-पिता ( ३७ )

માતાનો મહિમાઃ—

उपाध्याया दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितुर्माता, गौरवेणातिरिच्यते ॥ १ ॥

मनुस्मृति, अ० २, श्लो० १४५.

ઉપાધ્યાય કરતાં દશગણા આચાર્ય, આચાર્યથી સોગણા પિતા અને પિતાથી હજારગણી માતા મહત્તામાં વધી જાય છે. ૧.

ऊढो गर्भः प्रसवसमये सोढमत्युग्रशूलं,
पथ्याहारैः स्नपनविधिभिः स्तन्यपानप्रयत्नैः ।
विष्ठामूत्रप्रभृतिमलिनैः कष्टमासाद्य सद्य–
स्त्रातः पुत्रः कथमपि यया स्तूयतां सैव माता ॥ २ ॥

જે માતાએ પ્રથમ ગર્ભ વહન કર્યો એટલે ગર્ભ–વહનનું દુઃખ સહન કર્યું, પછી પ્રસૂતિને વખતે અત્યંત ઉગ્ર શૂળની પીડા સહન કરી, પછી પથ્ય ( હિતકારક ) આહારવડે, સ્નાનની વિધિવડે, સ્તનપાન કરાવવાના પ્રયત્નવડે તથા વિષ્ઠા, મૂત્ર વગેરે મલિન પદાર્થોવડે થતા કષ્ટને પામી–સહન કરી તત્કાળ કોઇ પણ પ્રકારે પુત્રનું રક્ષણ કર્યું છે, તેવી માતાની સ્તુતિ કરવી યોગ્ય છે. ૨.

**પાંચ માતાઓઃ—**

राजपत्नी गुरोः पत्नी, मित्रपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च, पञ्चैता मातरः स्मृताः ॥ ३ ॥

वृद्धचाणक्यनीति, अ० ५, श्लो० २३.

રાજાની રાણી, ગુરુની પત્ની, મિત્રની પત્ની, તથા પોતાની પત્નીની માતા ( સાસુ ) અને પોતાની માતા, આ પાંચ માતાઓ કહેલી છે. ૩.

**કોણ કયાં સુધી માતાને માને:—**

आस्तन्यपानाज्जननी पशूना-
मादारलाभावधि चाधमानाम् ।
आगेहकर्मावधि मध्यमाना-
माजीवितात्तीर्थमिवोत्तमानाम् ॥ ४ ॥

श्राद्धगुणविवरण, पृ. १९, ( आत्मा. स. )

પશુઓને ધાવે ત્યાં સુધી જ માતા હોય છે, અધમ પુરુષોને સ્ત્રી પરણે ત્યાં સુધી માતા પૂજ્ય હોય છે, મધ્યમ પુરુષોને ઘરનું કામકાજ કરે ત્યાં સુધી માતા પૂજ્ય હોય છે. અને ઉત્તમ પુરુષોને તો જીવિતપર્યંત માતા તીર્થરૂપ હોય છે. ૪.

माता पशूनां सुतसत्तयैव, धनार्जनैस्तुष्यति मध्यमानाम् ।
वीरावदातैः पुनरुत्तमानां, लोकोत्तमानां चरितैः पवित्रैः ॥५॥

भविष्यपुराण, स्कन्ध ११, अ० १९, श्लो० ६३.

પશુઓની માતા પુત્રની હયાતી માત્રથી જ સંતોષ પામે

છે, મધ્યમ જનોની માતા ધનોપાર્જનથી ખુશી થાય છે, ઉત્તમ મનુષ્યોની માતા વીરતાથી આનંદ પામે છે; જ્યારે લોકોત્તમ પુરુષોની માતા પવિત્ર ચરિત્રથી સંતુષ્ટ થાય છે. ૫.

પિતા-મહિમાઃ—

पिता गुरुः पिता देवः, पिता धर्मः सनातनः ।
पितरि प्रीतिमापन्ने, प्रीताः स्युः सर्वदेवताः ॥ ६ ॥

इतिहाससमुच्चय, अ० ६, श्लो० ३८.

પિતા જ ગુરુ છે, પિતા જ દેવ છે અને પિતા જ સનાતન ધર્મ છે. પિતા પ્રસન્ન થવાથી સર્વ દેવો પ્રસન્ન થયા જાણવા. ૬.

માતા-પિતાનો ઉપકારઃ—

यं मातापितरौ क्लेशं, सहेते सम्भवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या, कर्तुं वर्षशतैरपि ॥ ७ ॥

मनुस्मृति, अ० २, श्लो० २२७.

બાળકોને ઉત્પન્ન કરવામાં તથા ઉછેરવામાં માતાપિતાને જે ક્લેશ સહન કરવો પડે છે તેનો બદલો સેંકડો વર્ષ સેવા કરવાથી પણ વાળી શકાય તેમ નથી. ૭.

માતા, પિતા અને ગુરુઃ—

माता गङ्गासमं तीर्थं, पिता पुष्करमेव च ।
केदाराभं गुरुः प्रोक्तं, माता तीर्थं पुनः पुनः ॥ ८ ॥

स्कन्दपुराण, काशीखण्ड, अ० ७३, श्लो० ४२.

માતા ગંગા સમાન તીર્થ છે, પિતા પુષ્કર તીર્થ સમાન

છે અને ગુરુ કેદાર તીર્થ સમાન છે. વળી માતા વારંવાર તીર્થરૂપ છે-સર્વ તીર્થરૂપ છે એમ કહેલું છે. ૮.

तेषां त्रयाणां शुश्रूषा, परमं तप उच्यते ।
न तैरभ्यननुज्ञातो, धर्ममन्यं समाचरेत् ॥ ९ ॥

मनुस्मृति, अ० २, श्लो० २२९.

માતા, પિતા અને આચાર્ય એ ત્રણેની સેવા કરવી એ જ ઉત્કૃષ્ટ તપ કહેવાય છે. તેમની આજ્ઞા વિના બીજો કોઇ પણ ધર્મ આચરવો નહીં. ૯.

### માતા પિતા ગુરુ મહિમાઃ—

त एव हि त्रयो लोकास्त एव त्रय आश्रमाः ।
त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः ॥ १० ॥

मनुस्मृति, अ० २, श्लो० २३०.

તે જ ( માતા, પિતા અને ગુરુ ) સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણ લોક છે, તે ત્રણ જ બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને સંન્યસ્ત એ ત્રણ આશ્રમ છે, તેઓ જ ઋગ્, યજુ અને સામ એ ત્રણ વેદો છે, અને તેઓ જ ગાર્હપત્ય, દક્ષિણ અને આહવનીય નામના ત્રણ અગ્નિ કહેવાય છે. ૧૦.

### ખરા માતા-પિતાઃ—

माता पिता स्वः सुगुरुश्च तत्त्वात्,
प्रबोध्य यो योजति शुद्धधर्मे ।
न तत्समोऽरिः क्षिपते भवाब्धौ,
यो धर्मविघ्नादिकृतेश्च जीवम् ॥ ११ ॥

अध्यात्मकल्पद्रुम, अधिकार १२, श्लो० १०.

જે ધર્મનો બોધ આપીને શુદ્ધ ધર્મમાં જોડે તે જ તત્ત્વથી ખરેખરાં મા-બાપ, તે જ ખરેખરાં પોતાનાં હિતસ્વી, અને તે જ સુગુરુ સમજવા. જે આ જીવને સુકૃત્ય અથવા ધર્મના વિષયમાં અંતરાય કરીને સંસાર-સમુદ્રમાં ફેંકી દે છે તેના સરખો કોઇ દુશ્મન નથી. ૧૧.

जिनधर्मो मम माता, गुरुस्तातोऽथ सोदराः ।
साधवः साधर्मिकाश्च, बन्धवोऽन्यत्तु जालवत् ॥ १२ ॥

महावीरचरित्र, सर्ग १, श्लो० २५७.

જિનભાષિત ધર્મ મારી માતા છે, ગુરુમહારાજ મારા પિતા છે, બીજા સાધુઓ મારા સહોદર ભાઈઓ છે અને સાધર્મિકો મારા બંધુઓ-સગાસંબંધી છે; તે સિવાય બીજું બધું જાળ-પાશ જેવું છે. ૧૨.

संयमात्मा श्रये शुद्धोपयोगं पितरं निजम् ।
धृतिमम्बां च पितरौ, तन्मां विसृजतं ध्रुवम् ॥ १३ ॥

ज्ञानसार, त्यागाष्टक, श्लो० १.

સંયમસ્વરૂપી હું શુદ્ધ ઉપયોગરૂપી મારા પિતાનો અને ધીરજરૂપી માતાનો આશ્રય લઉં છું, માટે હે લૌકિક માતા-પિતા! મને હવે નિશ્ચયે વિસર્જન કરો-તમારા સંબંધથી છૂટો કરો. ૧૩.

**માતા-પિતાની ફરજઃ—**

निजप्रजा बालकभावकालात्,
सद्धर्मनिष्ठा सुविचारपुष्टा ।

रजस्तमोयुक्तकलत्रमुक्ता,
कार्या पितृभ्यां हितकारकाभ्याम् ॥ १४ ॥

मुनि हिमांशुविजय.

હિતૈષી માતાપિતાએ પોતાની સંતતિને બાલ્યાવસ્થાથી જ સાચા ધર્મમાં સ્થિર, ઉન્નત વિચારોથી પુષ્ટ તથા ખરાબ આચારવિચારવાળી સ્ત્રીઓની સોબતથી દૂર રહેનારી બનાવવી જોઇએ. ૧૪.

ખરાબ માતા–પિતાઃ—

माता वैरी पिता शत्रुर्बालो येन न पाठितः ।
न शोभते सभामध्ये, हंसमध्ये बको यथा ॥ १५ ॥

वृद्धचाणक्यनीति, अ० २, श्लो० ११.

જેણે પોતાના બાળકને ભણાવ્યો ન હોય તે માતા તેની વેરી છે અને તે પિતા પણ તેનો શત્રુ છે એમ જાણવું; કેમકે જેમ હંસની મધ્યે બગલો શોભતો નથી તેમ તે મૂર્ખ પુત્ર વિદ્વાનોની સભામાં શોભતો નથી. ૧૫.

માતા–પિતાદિનું પોષણ કરવું:—

वृद्धौ च मातापितरौ, सतीं भार्यां सुतान् शिशून् ।
अप्यकर्मशतं कृत्वा, भर्तव्यान् मनुरब्रवीत् ॥ १६ ॥

मनुस्मृति, अ० ४, श्लो० २६.

વૃદ્ધ માતાપિતા હોય, ભાર્યા સતી હોય અને પુત્રો બાળક હોય તો તે સર્વનું સેંકડો અકાર્ય કરીને પણ ભરણ-પોષણ કરવું એમ મનુએ કહ્યું છે. ૧૬.

માતા-પિતાની સેવાનું ફળઃ—

मातृपित्रादिवृद्धानां, नमस्कारं करोति यः ।
तीर्थयात्राफलं तस्य, तत्कार्योऽसौ दिने दिने ॥ १७ ॥

श्राद्धगुणविवरण, पृ० २९. ( आत्मा. स. )

જે મનુષ્ય હમેશાં માતા, પિતા વગેરે વૃદ્ધોને નમસ્કાર કરે છે તેને તીર્થયાત્રાનું ફળ પ્રાપ્ત થાય છે; તેથી હમેશાં તેમને નમસ્કાર કરવો. ૧૭.

स कृतज्ञः पुमान् लोके, स धर्मगुरुपूजकः ।
स शुद्धधर्मभाक् चैव, य एतौ प्रतिपद्यते ॥ १८ ॥

पितृभक्तिअष्टक २५ ( हरिभद्रसूरि ), श्लो० ७.

જે પુરુષ આ બન્ને માતા-પિતાને અંગીકાર કરે છે, એટલે તેમની આજ્ઞાને માને છે તે જ પુરુષ લોકમાં કૃતજ્ઞ છે, તે જ ધર્મ અને ગુરુનો પૂજક છે અને તે જ શુદ્ધ ધર્મને ભજનારો છે. ૧૮.

मातापित्रोश्च शुश्रूषां, ये कुर्वन्त्यादृता नराः ।
वर्जयन्ति दिवा स्वापं, ते नराः स्वर्गगामिनः ॥ १९ ॥

इतिहाससमुच्चय, अ० ७, श्लो० २९.

જે મનુષ્યો આદરપૂર્વક માતા-પિતાની સેવા કરે છે, તથા જેઓ દિવસે નિદ્રાનો ત્યાગ કરે છે તે મનુષ્યો સ્વર્ગે જાય છે. ૧૯.

तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ।
तेष्वेव त्रिषु तुष्टेषु, तपः सर्वं समाप्यते ॥ २० ॥

मनुस्मृति, अ० २, श्लो० २२८.

(બ્રહ્મચારીએ) તે માતાપિતાનું તથા પોતાના આચાર્ય (ગુરુ)નું નિરંતર પ્રિય-મન ગમતું-કરવું જોઈએ. તે ત્રણે તુષ્ટમાન થાય તો તેનો સર્વ તપ સંપૂર્ણ થાય છે. ૨૦.

# पुत्र (३८)

**પુત્રમહિમાઃ—**

अपुत्रस्य गतिर्नास्ति, स्वर्गो नैव च नैव च ।
तस्मात् पुत्रमुखं दृष्ट्वा, स्वर्गं गच्छन्ति मानवाः ॥ १ ॥

જે માણસને પુત્ર ન હોય તેની સદ્દગતિ થતી નથી તેમજ તેને સ્વર્ગની પણ પ્રાપ્તિ થતી નથી. એટલા માટે પુત્રનું મુખ જોઇને ( એટલે કે પુત્રવાળા ) માણસો સ્વર્ગે જાય છે. ૧.

सगुणो निर्गुणो वाऽपि, पुत्रोऽर्हः पितृसम्पदाम् ।
सगुणः स्याद्यदि तदा, पुण्यं हि पितुरुज्ज्वलम् ॥ २ ॥
त्रिषष्टि०, पर्व १०, सर्ग १२, श्लो० १११.

પુત્ર ગુણવાન હોય કે નિર્ગુણી હોય તો પણ તે પિતાની સંપદાને લાયક હોય છે-પિતાની સંપત્તિનો ભોક્તા હોય છે, તેમાં પણ જો તે પુત્ર ગુણવાન હોય તો તે પિતાનુ ઉજ્જવળ પુણ્ય જાણવું. ૨.

**સુપુત્ર પ્રશંસાઃ—**

एकेनाऽपि सुपुत्रेण, सिंही स्वपिति निर्भयम् ।
सहैव दशभिः पुत्रैर्भारं वहति गर्दभी ॥ ३ ॥
चाणक्यनीति, अ० १३, श्लो० ५.

એક જ સુપુત્ર હોવાથી સિંહણ ભય રહિત સુખે સૂવે છે, ( તેના ઉદરનિર્વાહની તેને ચિંતા નથી. ) અને ગધેડી દશ પુત્રો સહિત નિરંતર ભાર વહન કર્યા કરે છે. ( તો પણ તેની નિર્વાહાદિકની ચિંતા દૂર થતી નથી. ) ૩.

भारं वोढुं क्षमे पुत्रे, निराभारः पिता ननु ।
बालेऽपि हि सुते हन्त, सिंही स्वपिति निर्भया ॥ ४ ॥

त्रिषष्टि०, पर्व २, सर्ग १, श्लो० १८९

પુત્ર ગૃહભાર ઉપાડવામાં સમર્થ થાય ત્યારે પિતા ભાર રહિત થાય છે. જેમકે સિંહણ પોતાનો પુત્ર બાળક છતાં પણ ભય રહિત સૂઈ રહે છે. ૪.

किं जातैर्बहुभिः करोति हरिणी पुत्रैरकार्यक्षमैः,
पर्णं वापि वनान्तरे प्रचलिते ये यान्ति भीतिं गताः ।
एकेनैव करीन्द्रदर्पदलनव्यापारबद्धस्पृहा,
सिंही दीर्घपराक्रमेण मनसा पुत्रेण गर्वायते ॥ ५ ॥

अन्योक्तिमुक्तावली.

કાંઇ પણ કાર્ય કરી ન શકે તેવા ઘણા પુત્રોને હરિણી પ્રસવે છે તેમનાથી તે શું કરી શકે ? કેમકે તે પુત્રો તો વનમાં એક પાંદડું પણ ખખડે કે તરત જ ભય પામીને નાસી જાય છે; પરંતુ હાથીનો ગર્વ દળી નાંખવાના વ્યાપારમાં જેની દૃઢ-ઇચ્છા હોય છે એવી સિંહણ મોટા પરાક્રમવાળા એક જ પુત્રવડે મનમાં ગર્વિષ્ઠ થાય છે. ૫.

## ઉત્તમ પુત્રઃ—

सम्पदि यस्य न हर्षो विपदि विषादो रणे च धीरत्वम् ।
तं भुवनत्रयतिलकं, जनयति जननी सुतं विरलम् ॥ ६ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ८१.

સંપત્તિમાં જેને હર્ષ ન હોય, વિપત્તિમાં ખેદ ન હોય અને રણસંગ્રામમાં ધીરતા હોય એવા ત્રણ ભુવનના તિલક સમાન કોઇક જ પુત્રને માતા પ્રસવે છે. ૬.

स एव रम्यः पुत्रो यः, कुलमेव न केवलम् ।
पितुः कीर्तिं च धर्मं च, गुणांश्चापि विवर्धयेत् ॥ ७ ॥

જે પુત્ર કેવળ કુળને વૃદ્ધિ પમાડે એટલું જ નહીં, પરંતુ પિતાની કીર્તિને, ધર્મને અને ગુણોને પણ વૃદ્ધિ પમાડે તે જ રમ્ય–શ્રેષ્ઠ–પુત્ર છે. ૭.

## કુપુત્ર નિંદાઃ—

निरुत्साहं निरानन्दं, निर्वीर्यमरिनन्दनम् ।
मा स्म सीमन्तिनी काचिज्जनयेत् पुत्रमीदृशम् ॥ ८ ॥

हितोपदेश, सुहृद्भेद, श्लो० ७.

ઉત્સાહ રહિત, આનંદ રહિત, પરાક્રમ રહિત અને શત્રુને આનંદ પમાડે એવા પુત્રને કોઇ પણ સ્ત્રી જન્મ ન આપો (આવા પુત્ર કરતાં પુત્ર ન જ હોય તે સારું). ૮.

## પુત્રથી જ સદ્ગતિ થતી નથીઃ—

बहुपुत्रा दुली गोधा, ताम्रचूडस्तथैव च ।
तेषां च प्रथमं स्वर्गः, पश्चाल्लोको गमिष्यति ॥ ९ ॥

उत्तराध्ययनसूत्रटीका (कमलसंयम), पृ० २७३ *

( જો પુત્રવાળા જ સ્વર્ગે જતા હોય તો ) કાચળી, ઘો અને કુકડાને ઘણા પુત્રો હોય છે, તેથી તેઓ પ્રથમ સ્વર્ગે જશે, અને ત્યારપછી બીજાં મનુષ્યો સ્વર્ગે જશે. ૯.

**પુત્ર સાથેનું વર્તનઃ—**

लालयेत् पञ्च वर्षाणि, दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे, पुत्रे मित्रत्वमाचरेत् ॥ १० ॥

वृद्धचाणक्यनीति, अ० ३, श्लो० १८.

પુત્રનું પાંચ વર્ષ સુધી લાલનપાલન કરવું, ત્યારપછી ભણાવવા માટે દશ વર્ષ સુધી તેને તાડન કરવું-અંકુશમાં રાખવો ( કે જેથી ઉદ્ધત થાય નહી ), પછી જ્યારે સોળમું વર્ષ પ્રાપ્ત થાય ત્યારે પુત્રના પર મિત્રભાવનું આચરણ કરવું-પુત્રને મિત્ર સમાન ગણવો. ૧૦.

लालनाद्बहवो दोषास्ताडनाद्बहवो गुणाः ।
तस्मात्पुत्रं च शिष्यं च, ताडयेन्न तु लालयेत् ॥ ११ ॥

वृद्धचाणक्यनीति. अ० २, श्लो० १२.

લાડ લડાવવાથી ઘણા દોષો થાય છે અને તાડન કરવાથી ઘણા ગુણો થાય છે, તેથી પુત્રને અને શિષ્યને તાડના કરવી યોગ્ય છે; પરંતુ તેને લાડ લડાવવા યોગ્ય નથી. ૧૧.



# बन्धु ( ३९ )

## સાચો બંધુઃ—

यं दृष्ट्वा वर्धते स्नेहः, क्रोधश्च परिहीयते ।
स विज्ञेयो मनुष्येण, एष मे पूर्वबान्धवः ॥ १ ॥

सूक्तमुक्तावलि, पृ० २२९, श्लो० २९. ( ही. हं )*

જેને જોવાથી સ્નેહ વધે અને ક્રોધ નાશ પામે તેને મનુષ્યે 'આ મારો પૂર્વનો બાંધવ છે' એમ જાણવો. ૧.

## બંધુની ફરજઃ—

आतुरे व्यसने प्राप्ते, दुर्भिक्षे शत्रुसङ्कटे ।
राजद्वारे स्मशाने च, यस्तिष्ठति स बान्धवः ॥ २ ॥

वृद्धचाणक्यनीति, अ० १, श्लो० १२.

વ્યાધિ, કષ્ટ, દુકાળ અને શત્રુનું સંકટ પ્રાપ્ત થયું હોય ત્યારે તથા રાજદ્વારમાં અને સ્મશાનમાં જરુર પડે ત્યારે જે સહાયકારક થઈને પાસે ઊભો રહે તે જ બાંધવ કહેવાય છે. ૨.






## ગૃહસ્થાશ્રમ મહિમાઃ—

सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता न दुर्भाषिणी,
सन्मित्रं सधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः ।
आतिथ्यं जिनपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे,
साधोः सङ्गमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥ १ ॥

वृद्धचाणक्यनीति, अ० ११, श्लो० १

આનંદવાળું ઘર, બુદ્ધિમાન પુત્રો, મધુર વચન બોલનારી સ્ત્રી, ધનવાળા સારા મિત્રો, પોતાની સ્ત્રીને વિષે જ પ્રીતિ, આજ્ઞાને માનનારા સેવકો, અતિથિનો સત્કાર, જિનેશ્વરની પૂજા, ઘરમાં હમેશાં મિષ્ટ અન્નપાન, તથા નિરંતર સાધુના સંગની સેવાઃ (આ સર્વ ગૃહસ્થાશ્રમને વિષે હોય છે, તેથી) તે ગૃહસ્થાશ્રમ ધન્ય છે—શ્રેષ્ઠ છે. ૧.

## સાચો ગૃહસ્થઃ—

गृहस्थस्तु दयायुक्तो धर्ममेवाऽनुचिन्तयेत् ।
पोष्यवर्गार्थसिद्ध्यर्थं, न्यायवर्ती स बुद्धिमान् ॥ २ ॥

पाराशरस्मृति, अ० १२, श्लो० ४२.

બુદ્ધિવાળો ગૃહસ્થ તેને કહેવો જોઇએ જે દયાવાળો હોય,

ધર્મનું જ ચિંતન કરતો હોય અને નોકરવર્ગની અર્થસિદ્ધિ માટે ખ્યાલ રાખતો હોય તથા ન્યાયપૂર્વક વર્તાવ કરનારો હોય. ૨.

ગૃહસ્થનું સુખઃ—

यदि रामा यदि च रमा, यदि तनयो विनयधीगुणोपेतः ।
तनये तनयोत्पत्तिः, सुरवरनगरे किमाधिक्यम् ? ॥ ३ ॥

જો સારી ભાર્યા હોય, પુષ્કળ ધન હોય, વિનય, બુદ્ધિ અને ગુણે કરીને સહિત એવો પુત્ર હોય, તથા પુત્રને પણ પુત્રની ઉત્પત્તિ હોય–છોકરાને ઘેર છોકરા હોય, તો શ્રેષ્ઠ દેવના નગરમાં–સ્વર્ગમાં આનાથી બીજું શું અધિક છે ? સ્વર્ગ કરતાં પણ આ સુખ અધિક છે. ૩.

ગૃહસ્થની- ફરજઃ—

दया दानं दमो देवपूजा भक्तिर्गुरौ क्षमा ।
सत्यं शौचं तपोऽस्तेयं, धर्मोऽयं गृहमेधिनाम् ॥ ४ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ५.

દયા, દાન, ઇંદ્રિયોનુ દમન, દેવપૂજા, ગુરુભક્તિ, ક્ષમા, સત્ય, શૌચ–પવિત્રતા, તપ અને અચૌર્યઃ આ સર્વ ગૃહસ્થાશ્રમીઓનો ધર્મ છે. ૪.

अहिंसा सत्यवचनं, सर्वभूतानुकम्पनम् ।
शमो दानं यथाशक्ति, गार्हस्थ्यो धर्म उच्यते ॥ ५ ॥
परदारेष्वसंसर्गो धर्मस्त्रीपरिरक्षणम् ।
अदत्तादानविरमो मधुमांसविवर्जनम् ॥ ६ ॥

एष पञ्चविधो धर्मो बहुशाखः सुखोदयः ।
देहिभिर्देहपरमैः कर्त्तव्यो देहसम्भवः ॥ ७ ॥

અહિંસા-હિંસાનો ત્યાગ, સત્ય વચન, સર્વ પ્રાણીઓ પર દયા, ઇંદ્રિયનિગ્રહ અને યથાશક્તિ દાન એ ગૃહસ્થનો ધર્મ કહેવાય છે.

પરસ્ત્રીનો ત્યાગ, પોતાની સ્ત્રીનું સંરક્ષણ, અદત્ત વસ્તુનો સર્વથા ત્યાગ, મધુ-મદિરા અને માંસનો ત્યાગ : આ પાંચ પ્રકારનો ધર્મ બહુ વિસ્તારવાળો અને સુખદાયક છે, માટે પોતાના દેહને ઉત્તમ માનનાર પ્રાણીઓએ દેહથી કરવા યોગ્ય ઉપર્યુક્ત ધર્મ અવશ્ય કરવો જોઈએ. ૫, ૬, ૭.

ગૃહસ્થના ગુણ:—

गुरुभक्तो भृत्यपोषी, दयावाननसूयकः ।
नित्यजापी च होमी च, सत्यवादी जितेन्द्रियः ॥ ८ ॥
स्वदारे यस्य सन्तोषः, परदारनिवर्तनम् ।
अपवादं न कुर्वीत, तस्य तीर्थफलं गृहे ॥ ९ ॥
परदारान् परद्रव्यं, हरते यो दिने दिने ।
सर्वतीर्थाभिषेकेण, तस्य पापं न नश्यति ॥ १० ॥

वेदव्यासस्मृति, अ० ४, श्लो० ३, ४, ५.

જે ગુરુજન પર ભક્તિવાળો હોય, ચાકરનું પોષણ કરનાર હોય, દયાવાળો, ઈર્ષ્યા રહિત, નિત્ય જપ કરનાર, હોમ કરનાર, સત્યવાદી અને જિતેંદ્રિય હોય, જેને પોતાની સ્ત્રીને વિષે સંતોષ હોય, જે પરસ્ત્રીનો ત્યાગી હોય, અને જે કોઈની

નિંદા કરતો ન હોય તેને ઘેર બેઠાં જ તીર્થનું ફળ મળે છે. જે માણસ પરસ્ત્રી અને પરધનનું હરણ કરતો હોય તેનું પાપ સર્વ તીર્થના સ્નાનવડે પણ નાશ પામતું નથી. ૮, ૯, ૧૦.

दया लज्जा क्षमा श्रद्धा, प्रज्ञा त्यागः कृतज्ञता ।
एते यस्य गुणाः सन्ति, गृहस्थो मुख्य उच्यते ॥ ११ ॥

दक्षस्मृति, अ० २, श्लो० ६७.

દયા, લજ્જા, ક્ષમા, શ્રદ્ધા, બુદ્ધિ, દાન અને કૃતજ્ઞતા—કરેલા કાર્યની કદરઃ આટલા ગુણો જેનામાં હોય તે મુખ્ય-ઉત્તમ ગૃહસ્થ કહેવાય છે. ૧૧.

## [ श्रावक ]

### શ્રાવકપણાનો મહિમાઃ—

जिनो देवः कृपा धर्मो गुरवो यत्र साधवः ।
श्रावकत्वाय कस्तस्मै, न श्लाघेताविमूढधीः ? ॥ १२ ॥

योगशास्त्र, पृ० २६९, श्लो० १४०. (प्र. स.)

જે શ્રાવકપણામાં રાગદ્વેષ રહિત જિનેશ્વર દેવ છે, દયા-મૂળ ધર્મ છે અને ક્ષમાદિક દશ પ્રકારને ધારણ કરનારા સાધુઓ ગુરુ છે તે શ્રાવકપણાને કોણ સારી બુદ્ધિવાળો ન વખાણે ? ૧૨

### ચૌદ પ્રકારના શ્રાવકઃ—

मृत—चालिणी—महिष—हंस—शुकस्वभावा
मार्जार—कङ्क—मशकाज—जलूकतुल्याः

सच्छिद्रकुम्भ-पशु-सर्प-गिलोपमाना-
स्ते श्रावका भुवि चतुर्दशधा भवन्ति ॥ १३ ॥

મડદુ, ચાળણી, પાડો, હંસ અને પોપટની જેવા સ્વભાવવાળા, બિલાડો, કંકપક્ષી, મચ્છર, બકરો અને જળોની સરખા, તથા છિદ્ર સહિત ઘડો, પશુ, સર્પ અને મત્સ્યની ઉપમાવાળાઃ આ રીતે આ જગતમાં ચૌદ પ્રકારના શ્રાવકો હોય છે. ૧૩.

**શ્રાવક શબ્દનો અર્થઃ—**

श्रद्धालुतां श्राति पदार्थचिन्तनात्,
धनानि पात्रेषु वपत्यनारतम् ।
किरत्यपुण्यानि सुसाधुसेवना-
दतोऽपि तं श्रावकमाहुरुत्तमाः ॥ १४ ॥

श्राद्धविधि, पृ० ३३, श्लो० ३०. ( आत्मा. स. )

જીવાદિક પદાર્થોનું ચિંતવન કરવાથી શ્રદ્ધાને ઉત્પન્ન કરે છે, નિરંતર સુપાત્રને વિષે ધનને વાવે છે-વાપરે છે અને ઉત્તમ સાધુઓની સેવા કરવાથી પાપકર્મનો નાશ કરે છે. આ કારણથી પણ ઉત્તમ પુરુષો તેને શ્રાવક કહે છે.( श्रातिમાંથી श्रा, वपतिમાંથી व અને किरतिમાંથી क લઇને શ્રાવક શબ્દ બનાવ્યો છે.) ૧૪.

श्रवन्ति यस्य पापानि, पूर्वबद्धान्यनेकशः ।
आवृतश्च व्रतैर्नित्यं, श्रावकः सोऽभिधीयते ॥ १५ ॥

श्राद्धगुणविवरण, पृ० १, श्लो० २.

જેના પૂર્વે બંધાયેલાં અનેક પ્રકારનાં પાપો સ્રવે છે- નાશ પામે છે અને જે નિરંતર વ્રતોવડે વીંટાયેલો છે-વ્રત સહિત છે તે શ્રાવક કહેવાય છે. ૧૫.

**શ્રાવક કર્તવ્યઃ—**

पूजाऽर्हतां गुरोः सेवा, सर्वज्ञवचसां श्रुतिः ।
पात्रे दानं सतां सङ्गः, फलं मनुजजन्मनः ॥ १६ ॥

सूक्तरत्नावली, पृ० ४६, श्लो० ४७, ( आत्मा स. )

અરિહંતની પૂજા કરવી, ગુરુની સેવા કરવી, સર્વજ્ઞના વચનનું શ્રવણ કરવું, પાત્રને વિષે દાન દેવું અને સત્પુરુષનો સંગ કરવોઃ આ સર્વ મનુષ્ય જન્મનું ફળ છે. ૧૬.

गुरुशुश्रूषया जन्म, चित्तं सद्ध्यानचिन्तया ।
श्रुतं यमशमे याति, विनियोगं स पुण्यभाक् ॥ १७ ॥

तत्त्वामृत, श्लो० १९.

જેનો જન્મ ગુરુની સેવામાં ઉપયોગી થાય છે, જેનું ચિત્ત શુભ ધ્યાનમાં ઉપયોગી થાય છે અને જેનું જ્ઞાન યમ અને શમતામાં ઉપયોગી થાય છે તે મનુષ્ય પુણ્યશાળી છે.૧૭.

त्रैकाल्यं जिनवन्दनं प्रतिदिनं सङ्घस्य सम्माननं,
स्वाध्यायो गुरुसेवनं च विधिना दानं तथाऽऽवश्यकम् ।
शक्त्या च व्रतपालनं वरतपो ज्ञानस्य पाठस्तथा,
सैष श्रावकपुङ्गवस्य कथितो धर्मो जिनेन्द्रागमे ॥ १८ ॥

उपदेशतरङ्गिणी, पृ० २२५, ( य. वि. ग्रं. )*

હમેશાં ત્રણ કાળ જિનેશ્વરનું વંદન-પૂજન કરવું, ચતુ-

વિધ સંઘનું સન્માન કરવું, સ્વાધ્યાય ( સજઝાયધ્યાન ) કરવો, ગુરુની સેવા કરવી, વિધિપૂર્વક દાન દેવું, તથા આવશ્યક ( પ્રતિક્રમણ ) કરવું, શક્તિ પ્રમાણે વ્રતનું પાલન કરવું, શ્રેષ્ઠ તપ કરવો, તથા જ્ઞાનનો પાઠ-નવું જ્ઞાન ભણવું: આ સર્વ જિનેશ્વરના આગમમાં ઉત્તમ શ્રાવકનો ધર્મ કહેલો છે. ૧૮.

निद्रान्ते परमेष्ठिसंस्मृतिरथो देवार्चनाव्यापृतिः,
साधुभ्यः प्रणतिः प्रमादविरतिः सिद्धान्ततत्त्वश्रुतिः ।
सर्वस्योपकृतिः शुचिव्यवहृतिः सत्पात्रदाने रतिः,
श्रेयो निर्मलधर्मकर्मनिरतिः श्लाघ्या नराणां स्थितिः ॥१९॥

सूक्तमुक्तावली, पृ० ३, श्लो० ३७ ( दे. ला. )*

નિદ્રાને અંતે-પ્રાતઃકાળે ઉઠીને પંચપરમેષ્ઠિનું સ્મરણ કરવું, ત્યારપછી જિનેશ્વર દેવની પૂજાનો વ્યાપાર કરવો, પછી સાધુને વંદના કરવી, પ્રમાદનો ત્યાગ કરવો, સિદ્ધાંતના તત્ત્વનું શ્રવણ કરવુ, સર્વ પ્રાણીઓ ઉપર ઉપકાર કરવો, પવિત્ર ( ન્યાયયુક્ત ) વેપાર કરવો, સત્પાત્રને દાન આપવામાં પ્રીતિ રાખવી એટલે સુપાત્રને દાન આપવું, તથા કલ્યાણકારક નિર્મળ ( નિર્દોષ ) ધર્મકર્મમાં તત્પર રહેવું: આવા પ્રકારની મનુષ્યોની સ્થિતિ વખાણવા લાયક છે. શ્રાવકે હમેશાં આ પ્રમાણે અનુક્રમે કરવાનું છે. ૧૯.

कर्तव्यं जिनवन्दनं विधिपरैर्हर्षोल्लसन्मानसैः,
सच्चारित्रविभूषिताः प्रतिदिनं सेव्याः सदा साधवः ।

श्रोतव्यं च दिने दिने जिनवचो मिथ्यात्वनिर्नाशनं,
दानादौ व्रतपालने च सततं कार्या रतिः श्रावकैः ॥२०॥

उपदेशतरङ्गिणी, पृ० २३१. ( य वि. ग्रं. )

શાસ્ત્રમાં કહેલ વિધિ પ્રમાણે વર્તવામાં તત્પર અને મનમાં હર્ષથી ઉલ્લાસ પામતા એવા શ્રાવકોએ હમેશાં જિનેશ્વરનું વંદન કરવું અર્થાત્ મનના હર્ષપૂર્વક વિધિથી વંદન કરવું, ઉત્તમ ચારિત્રથી શોભતા સાધુઓની હમેશાં સેવા કરવી, હમેશાં મિથ્યાત્વનો નાશ કરનાર જિનેશ્વરનું વચન ( શાસ્ત્ર ) સાંભળવું, તથા દાનાદિકમાં અને વ્રત પાળવામાં નિરંતર પ્રીતિ કરવી—યત્ન કરવો. ૨૦.

ब्राह्मे मुहूर्त्ते उत्तिष्ठेत्, परमेष्ठिस्तुतिं पठन् ।
किंधर्मा किंकुलश्चास्मि, किंव्रतोऽस्मीति च स्मरन् ॥ २१ ॥

योगशास्त्र, पृ० २१०, श्लो० १२२. ( प्र. स. )

શ્રાવકે પ્રાતઃકાળમાં બ્રાહ્મ મુહૂર્તે એટલે ચાર ઘડી રાત્રિ બાકી હોય તે વખતે પંચપરમેષ્ઠીની સ્તુતિ કરતાં ઉભા થવું એટલે જાગીને તરત પંચપરમેષ્ઠીનું સ્મરણ કરવું. પછી મારો કયો ધર્મ છે? મારું કયું કુળ છે? મારે શું વ્રત છે? તેનું સ્મરણ કરવું. ૨૧.

ततो गुरूणामभ्यर्णे, प्रतिपत्तिपुरःसरम् ।
विदधीत विशुद्धात्मा, प्रत्याख्यानं प्रकाशनम् ॥ २२ ॥

—ત્યારપછી ગુરુની પાસે વિનયપૂર્વક શુદ્ધ મનવાળા શ્રાવકે પ્રગટ રીતે પચ્ચખ્ખાણ ગ્રહણ કરવું. ૨૨.

**શ્રાવકનું ભોજન—**

अर्हद्भ्यः प्रथमं निवेद्य सकलं सत्साधुवर्गाय च,
प्राप्ताय प्रविभागतः सुविधिना दत्त्वा यथाशक्तितः ।
देशायातसधर्मचारिभिरलं सार्धं च काले स्वयं,
भुञ्जीतेति सुभोजनं गृहवतां पुण्यं जिनैर्भाषितम् ॥२३॥

પ્રથમ રાંધેલી સર્વ વસ્તુ જિનેશ્વરની પાસે નૈવેદ્યરૂપ કરીને, પછી ગોચરીને માટે ઘેર આવેલા ઉત્તમ સાધુવર્ગને શક્તિ પ્રમાણે વિધિપૂર્વક અતિથિસંવિભાગ કરીને ( દાન દઈને ) ત્યારપછી પરદેશથી આવેલા સાધર્મિકોની સાથે ભોજન સમયે પોતે ભોજન કરવું. આ પ્રમાણે ગૃહસ્થીઓનું સુભોજન પુણ્યરૂપ થાય છે એમ જિનેશ્વરોએ કહ્યું છે. ૨૩.

**માર્ગાનુસારીના પાંત્રીશ ગુણ—**

न्यायसम्पन्नविभवः, शिष्टाचारप्रशंसकः ।
कुलशीलसमैः सार्धं, कृतोद्वाहोऽन्यगोत्रजैः ॥ २४ ॥
पापभीरुः प्रसिद्धं च, देशाचारं समाचरन् ।
अवर्णवादी न क्वापि, राजादिषु विशेषतः ॥ २५ ॥
अनतिव्यक्तगुप्ते च, स्थाने सुप्रातिवेश्मिके ।
अनेकनिर्गमद्वारविवर्जितनिकेतनः ॥ २६ ॥
कृतसङ्गः सदाचारैर्मातापित्रोश्च पूजकः ।
त्यजन्नुपप्लुतं स्थानमप्रवृत्तश्च गर्हिते ॥ २७ ॥
व्ययमायोचितं कुर्वन्, वेषं वित्तानुसारतः ।
अष्टभिर्धीगुणैर्युक्तः, शृण्वानो धर्ममन्वहम् ॥ २८ ॥

अजीर्णे भोजनत्यागी, काले भोक्ता च सात्म्यतः ।
अन्योऽन्याप्रतिबन्धेन, त्रिवर्गमपि साधयेत् ॥ २९ ॥
यथावदतिथौ साधौ, दीने च प्रतिपत्तिकृत् ।
सदाऽनभिनिविष्टश्च, पक्षपाती गुणेषु च ॥ ३० ॥
अदेशाकालयोश्चर्यां, त्यजन् जानन् बलाबलम् ।
वृत्तस्थज्ञानवृद्धानां, पूजकः पोष्यपोषकः ॥ ३१ ॥
दीर्घदर्शी विशेषतः, कृतज्ञो लोकवल्लभः ।
सलज्जः सदयः सौम्यः, परोपकृतिकर्मठः ॥ ३२ ॥
अन्तरङ्गारिषड्वर्गपरिहारपरायणः ।
वशीकृतेन्द्रियग्रामो गृहिधर्माय कल्पते ॥ ३३ ॥

योगशास्त्र, पृ० ५०, श्लो० ४७ थो ५६. ( प्र. स. )

(૧) ન્યાયથી ધન ઉપાર્જન કરનાર હોય, ઉત્તમ પુરુષોના આચારની પ્રશંસા કરનાર હોય, (૩) તથા અન્ય ગોત્રમાં ઉત્પન્ન થયેલા સમાન કુળ અને શીલવાળાની સાથે વિવાહ કરનાર હોય, (૪) પાપકર્મથી ભય પામતો હોય, (૫) પ્રસિદ્ધ એવા દેશના આચારનું પાલન કરતો હોય, (૬) કોઈનો અવર્ણ-વાદ બોલતો ન હોય અને રાજા વગેરેનો વિશેષે કરીને અવર્ણવાદ બોલતો ન હોય, (૭) અત્યંત પ્રગટ નહીં અને અત્યંત ગુપ્ત નહીં એવા તથા સારા પાડોશવાળા સ્થાનને વિષે નીકળવાના તથા પ્રવેશ કરવાના અનેક દ્વાર ન હોય એવું ઘર કરીને તેમાં રહેનાર શ્રાવક હોય, (૮) નિરંતર સારા આચરણવાળા પુરુષોનો સંગ કરનારો હોય, (૯) માતાપિતાની પૂજા કરનાર હોય, (૧૦) ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરનાર હોય, (૧૧) લોક અને શાસ્ત્રમાં નિંદેલા કર્મ કરવામાં તેની

પ્રવૃત્તિ ન હોય, (૧૨) આવકના પ્રમાણુમાં ખર્ચ કરનાર હોય, (૧૩) ધનને અનુસારે પહેરવેશ રાખે, (૧૪) આઠ પ્રકારના બુદ્ધિના ગુણે કરીને સહિત હોય, (૧૫) નિરંતર ધર્મનું શ્રવણુ કરતો હોય, (૧૬) અજીર્ણું થયું હોય તે વખતે ભોજનનો ત્યાગ કરે, (૧૭) સમય પ્રમાણે આત્માને હિતકારક ભોજન કરે, (૧૮) પરસ્પર પીડા-બાધા ઉત્પન્ન ન થાય તેવી રીતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને પણ સાધે, (૧૯) યોગ્યતા પ્રમાણે અને શક્તિ પ્રમાણે અતિથિને વિષે, (૨૦) સાધુને વિષે અને દીન વગેરે જનને વિષે ભક્તિ કરનાર હોય, (૨૧) કદી પણ કદાગ્રહી હોય નહીં-ગુણોને વિષે જ પક્ષપાત કરનાર હોય, (૨૨) અયોગ્ય દેશ અને અયોગ્ય કાળને વિષે ચર્યા ( ચાલવા )નો ત્યાગ કરે, (૨૩) પોતાના અને પરના બળ અને અબળને જાણનાર હોય, (૨૪) સારા આચારમાં વર્તનાર અને જ્ઞાનવડે મોટા એવા સાધર્મીઓની પૂજા કરનાર હોય, (૨૫) કુટુંબ તથા સેવકવર્ગનું પોષણ કરનાર હોય, (૨૬) દીર્ઘદર્શી એટલે ભવિષ્યમા શું થશે તેનો વિચાર કરનાર હોય, (૨૭) વિશેષજ્ઞ એટલે કૃત્ય, અકૃત્ય, પોતાના અને પર વગેરેના તફાવતને જાણનાર હોય, (૨૮) કરેલા કાર્યને જાણનાર હોય, (૨૯) લોકને પ્રિય હોય, (૩૦) લજ્જાવાળો, (૩૧) દયાવાળો, (૩૨) શાંત સ્વભાવવાળો અને (૩૩) પરોપકાર કરવામાં તત્પર હોય, (૩૪) ( ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષ એ) છ આભ્યંતર શત્રુઓના સમૂહનો નાશ કરવામાં તત્પર હોય તથા (૩૫) ઇંદ્રિયોના સમૂહને વશ કરનાર હોય એવો શ્રાવક ગૃહસ્થધર્મ અંગીકાર કરવાને લાયક છે. ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૩.



# पति (४१)

## પતિ-મહિમાઃ—

पतिर्भार्यापरो धर्मः, पतिरेव हि दैवतम् ।
पतिरेव परो बन्धुः, पतिरेव परा गतिः ॥ १ ॥

इतिहाससमुच्चय, अ० ६, श्लो० २६.

નારીને પોતાનો પતિ જ શ્રેષ્ઠ ધર્મ છે, પતિ જ દૈવતરૂપ છે, પતિ જ ઉત્તમ બંધુ ( સગાસંબંધી ) છે અને પતિ જ ઉત્તમ ગતિ છે. ૧.

## પતિના ગુણઃ—

कुलं च शीलं च सनाथता च,
वित्तं च विद्या च वपुर्वयश्च ।
एतान् गुणान् सप्त निरीक्ष्य देया,
ततः परं भाग्यवशा हि कन्या ॥ २ ॥

धर्मकल्पद्रुम, पृ० ५२, श्लो० ९०, (प्र. स.)*

સારું કુળ, સારું શીલ ( સદાચાર ), નાથસહિતપણું ( પિતા વગેરે હોય તેવાપણું ), ધન, વિદ્યા, શરીર અને ઉમ્મરઃ આ સાત ગુણો વરને વિષે જોઈને કન્યા આપવી. ત્યારપછી કન્યા પોતાના ભાગ્યને આધીન છે. ( એટલે કે સાત ગુણો જોઈને આપ્યા છતાં પાછળથી કન્યા દુઃખી થાય

તેમાં કન્યાના પિતાદિકનો દોષ નથી. કન્યાના ભાગ્યનો દોષ છે એમ જાણવું. ) ૨.

वपुर्वंशो वयो वित्तं, विद्याविधिविदग्धता ।
विवेको विनयश्चेति, वरे सप्त गुणा अमी ॥ ३ ॥

સારું શરીર, ઉત્તમ વંશ, યુવાન વય, ધન, વિદ્યાની વિધિમાં ચતુરાઈ ( અથવા વિદ્યામાં અને કાર્ય કરવામાં ચતુરાઈ ); વિવેક અને વિનય આ સાત ગુણો વરને વિષે જોવા જોઈએ. (અથવા વર એટલે ઉત્તમ પુરુષને વિષે આ સાત ગુણ રહેલા હોય છે એવો પણ સામાન્ય અર્થ થઈ શકે છે.) ૩.

પતિસેવા-ફળઃ—

न व्रतैर्नोपवासैश्च, धर्मेण विविधेन च ।
नारी स्वर्गमवाप्नोति, प्राप्नोति पतिपूजनात् ॥ ४ ॥

शङ्खस्मृति, अ० ६, श्लो० ८

સ્ત્રીઓ વ્રત કરવાથી, ઉપવાસોવડે કે વિવિધ પ્રકારની ધર્મક્રિયાવડે સ્વર્ગને પામતી નથી; માત્ર એક પતિની જ સેવા કરવાથી સ્વર્ગને પામે છે. ( અહીં વ્રત એટલે યમ-નિયમ જાણવાં ). ૪.

न सा भार्येति वक्तव्या, यस्या भर्ता न तुष्यति ।
तुष्टे भर्तरि नारीणां, सन्तुष्टाः सर्वदेवताः ॥ ५ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० १०७.

જે સ્ત્રીનો પતિ (-તેનાથી ) પ્રસન્ન ન થતો હોય તેને પત્ની ન કહેવી, કેમકે જો પતિ પ્રસન્ન થાય તો ( તે સ્ત્રી ઉપર ) બધા દેવતા તુષ્ટમાન થયા સમજવા. ૫.



## पत्नी ( ४२ )

પત્ની-મહિમાઃ—

नास्ति भार्यासमो बन्धुर्नास्ति भार्यासमः सखा ।
नास्ति भार्यासमं लोके, नरस्यार्त्तस्य भेषजम् ॥ १ ॥

इतिहाससमुच्चय, अ०८, श्लो० ३४.

આ જગતમાં પીડા પામતા પુરુષને ભાર્યા સમાન બીજો કોઈ બંધુ નથી, ભાર્યા સમાન બીજો કોઇ મિત્ર નથી અને ભાર્યા સમાન બીજું કોઇ ઓષધ નથી. ૧.

विना प्रियां को गृहमागतानां, प्राघूर्णकानां मुनिसत्तमानाम् ।
करोति पूजाप्रतिपत्तिमन्यः, कथं च शोभां लभते मनुष्यः? ॥२॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ७, पृ० २१३. (आत्मा. स )

પોતાને ઘેર અતિથિરૂપે આવેલા ઉત્તમ મુનિઓની પૂજાને તથા સત્કારને સ્ત્રી વિના બીજો કોણ કરે ? અને પુરુષ પણ તેના વિના શી રીતે શોભા પામે ? ( માટે ગૃહસ્થીઓને આવાં ધાર્મિક કાર્યો માટે સ્ત્રીની આવશ્યકતા છે. ) ૨.

પત્નીના ગુણઃ—

पुत्रसूः पाककुशला, पवित्रा च पतिव्रता ।
पद्माक्षी पञ्चपैर्नारी, भुवि संयाति गोरवम् ॥ ३ ॥

પુત્રને પ્રસવનારી, પાકમાં કુશળ–રસોઈમાં નિપુણ, પવિત્ર

આચરણુવાળી, પતિવ્રતા અને પદ્માક્ષી-કમળ જેવાં નેત્ર-વાળીઃ આ પાંચ પકારવડે સ્ત્રી પૃથ્વી પર ગૌરવપણું પામે છે. ૩.

कार्येषु मन्त्री करणेषु दासी,
भोज्येषु माता शयनेषु रम्भा ।
धर्मानुकूला क्षमया धरित्री,
भार्या च षाड्गुण्यवतीह दुर्लभा ॥ ४ ॥

મોટા કામકાજમાં મંત્રી જેવી, કામકાજ કરવામાં દાસી જેવી, ભોજન કરાવવામાં માતા જેવી, શયનને વિષે રંભા અપ્સરા જેવી, ધર્મકાર્યમાં અનુકૂળતા વાળી અને ક્ષમાને વિષે પૃથ્વી જેવીઃ આ છ ગુણવાળી ભાર્યા પ્રાપ્ત થવી દુર્લભ છે. ૪.

अनुकूलां विमलाङ्गीं कुलजां कुशलां सुशीलसम्पन्नाम् ।
पञ्चलकारां भार्या, पुरुषः पुण्योदयाल्लभते ॥ ५ ॥

અનુકૂળ આચરણુ કરનારી, નિર્મળ અંગવાળી, ઉત્તમ કુળમાં જન્મેલી, કુશળતાવાળી અને ઉત્તમ શીલવાળીઃ આવા પાંચ લકારવાળી ભાર્યાને પુણ્યના ઉદયથી જ પુરુષ પામે છે. ૫.

### પત્ની-ધર્મ:—

अभ्युत्थानमुपागते गृहपतौ तद्भाषणे नम्रता,
तत्पादार्पितदृष्टिरासनविधौ तस्योपचर्या स्वयम् ।
भुक्ते भर्तरि भोजनं प्रकुरुते सुप्ते शयीत प्रिया,
प्राज्ञैः पुत्रि ! निवेदिताः कुलवधूसिद्धान्तधर्मा अमी ॥६॥

धर्मकल्पद्रुम, पृ० ७६, श्लो० ४००. ( प्र. स. )

હે પુત્રી ! જ્યારે ઘરધણી–પતિ–ઘેર આવે ત્યારે ઉભા થવું, તે કાંઇ બોલે તે નમ્રતાથી સાંભળી અંગીકાર કરવું, તેના પાદ ઉપર દૃષ્ટિ રાખવી, તેને બેસવા માટે પોતે જ આસન આપી સેવા કરવી, તે ભર્તાર ભોજન કરી રહે ત્યારપછી પોતે ભોજન કરવું અને તે સૂઇ જાય ત્યારપછી પોતે સૂવું; આ પ્રમાણે કુળવધૂના ધર્મો સિદ્ધાંતમાં કહેલા છે. ૬.

પત્ની : સાચો સહકારી:—

धर्मकामार्थकार्येषु, भार्या पुंसः सहायिनी ।
विदेशगमने चास्य, सैव विश्वासकारिणी ॥ ७ ॥

इतिहाससमुच्चय, अ० ८, श्लो० ३३.

પુરુષને ધમ, અર્થ અને કામના કાર્યો સાધવામાં સ્ત્રી જ સહાયભૂત છે, અને પરદેશગમનમાં તે પુરુષને તે સ્ત્રી જ વિશ્વાસપાત્ર છે. ૭.






સ્ત્રી મહિમાઃ—

अस्मिन्नसारे संसारे, सारं सारङ्गलोचना ।
यत्कुक्षिप्रभवा एत, वस्तुपाल ! भवादृशाः ॥ १ ॥

अमरचन्द्रसूरि.

આ અસાર સંસારમાં મૃગ સમાન નેત્રવાળી-સ્ત્રી સારભૂત છે, કેમકે હે વસ્તુપાળ ! જેની કુક્ષિથી આ તમારી જેવા મહાપુરુષો ઉત્પન્ન થાય છે. ૧.

असारे खलु संसारे, सारं सारङ्गलोचना ।
इति सञ्चिन्त्य वै शम्भुरर्धाङ्गे पार्वतीं दधौ ॥ २ ॥

योगवासिष्ठ, श्लो० ३१.

આ અસાર સંસારમાં હરણુના જેવા નેત્રવાળી સ્ત્રી જ સારભૂત છે, એમ વિચારીને મહાદેવે પોતાના અર્ધ અંગમ પાર્વતીને ધારણ કરી છે. ૨.

नित्यं स्नाता सुगन्धा च, नित्यं च प्रियवादिनी ।
अल्पभुङ् मितवक्त्री च, देवता सा न मानुषी ॥ ३ ॥

હમેશાં ન્હાયેલી, સુગંધ શરીરવાળી, નિરંતર પ્રિય વચન બોલનારી, અલ્પ ભોજન કરનારી અને પરિમિત ( કામ જેટલું જ ) બોલનારીઃ આવી સ્ત્રી માનુષી નથી, પણ તે દેવીરૂપ જ છે. ૩.

સારી સ્ત્રીનાં લક્ષણઃ—

पीनोरुः पीनगण्डा लघुसमदशना पद्मनेत्रान्तरक्ता,
विम्बौष्ठी तुङ्गनासा गजगतिगमना दक्षिणावर्तनाभिः ।
स्निग्धाङ्गी वृत्तवक्त्रा पृथुमृदुजघना सुस्वरा चारुकेशा,
भर्ता तस्याः क्षितीशो भवति च सुभगा पुत्रमाता च नारी॥४॥

धर्मकल्पद्रुम, पृ० ५२, श्लो० ८२. (प्र. स)

જેના સાથળ જાડા હોય, જેના ગંડસ્થળ પુષ્ટ હોય, જેને ઝીણા અને સરખા દાંત હોય, જેનાં નેત્ર કમળ જેવાં હોય અને નેત્રના ખૂણા રાતા હોય, જેના ઓષ્ટ બિંબ જેવા રાતા હોય, જેનું નાક ઉંચું હોય, જેની ચાલ હાથી જેવી હોય, જેની નાભિ દક્ષિણ આવર્તવાળી હોય, જેનું શરીર ચીકાશવાળું હોય, જેનું મુખ ગોળ હોય, જેનું જઘન મોટું અને કોમળ હોય, જેનો સ્વર મધુર હોય અને જેના કેશ સુંદર હોય તેવી સ્ત્રીનો ભર્તાર રાજા થાય, અને તે સૌભાગ્યવાળી થાય તથા તે પુત્રની માતા થાય. ૪.

સ્ત્રીના ગુણઃ—

शीलं मार्दवमार्जवः कुशलता निर्लोभता च त्रपा,
वात्सल्यं स्वपरातिथिप्रभृतिके प्रेष्ये वरावर्जनम् ।
औचित्यं श्वशुरौकसि स्थिरमनास्तद्दूषणाच्छादनं,
स्त्रीणां मण्डनमीदृशो गुणगणः शेषं तु भारात्मकम् ॥ ५ ॥

धर्मकल्पद्रुम, पृ० ९४, श्लो० २. (प्र. स.)

શીલ, મૃદુતા, સરળતા, કુશળતા, લોભરહિતપણું, લજ્જા, પોતાના, પર અને અતિથિને વિષે વત્સલતા, ચાકર, વર્ગને વિષે શ્રેષ્ઠ વશીકરણુ, ઉચિતપણું, સસરાના ઘરને વિષે મનની સ્થિરતા અને તેમના દોષનું આચ્છાદનઃ આ સર્વ ગુણુને સમૂહ સ્ત્રીઓના અલંકારરૂપ છે; બાકીના સુવર્ણાદિકના અલંકારો તો ભારભૂત છે. ૫.

गाम्भीर्यं धैर्यमौदार्यं, चतुरत्वं विलोभता ।
सर्व्वंसहत्वं माधुर्यमार्जवं सुस्त्रियां गुणाः ॥ ६ ॥

धर्मकल्पद्रुम, पल्लव २, श्लो० ८५.

ગંભીરતા, ધીરતા, ઉદારતા, ચતુરાઇ, લોભરહિતપણું, બધું સહનકરવાપણું, મધુરતા અને સરળતાઃ એ સારી સ્ત્રીઓના ગુણો છે. ૬.

સ્ત્રીના બત્રીશ ગુણઃ—

सुरूपा सुभगा शान्ता, सुवेषा हि सुनेत्रका ।
सुगन्धश्वासभृद् दक्षा, विशिष्टा च सुखाश्रया ॥ ७ ॥
नातिमाना नातिनम्रा, मधुराक्षरभाषिणी ।
सलज्जा रसिका गीतनृत्यज्ञा वाद्यकोविदा ॥ ८ ॥
सुस्वराऽलोभि(मि)नी पीनस्तनी वृत्तानना पुनः ।
प्रेमवती स्फीतिमती, पतिभक्ता विनीतका ॥ ९ ॥
सत्यवाक् सुव्रतोदारा, ससन्तोषा च धार्मिकी ।
दोषाच्छादनका क्षान्तियुक्ता स्त्रिया गुणा अमी ॥ १० ॥

धर्मकल्पद्रुम, पृ० ५२, श्लो० ७७, ७८, ७९, ८०.

સ્ત્રીના બત્રીશ ગુણ આ પ્રમાણે છે-સારું રૂપ ૧, સારું

ભાગ્ય ૨, શાંત સ્વભાવ ૩, સારો વેષ ૪, સારાં નેત્ર ૫, સુગંધી શ્વાસ ૬, ડહાપણ ૭, વિશેષ પ્રકારના ગુણ ૮, સુખે રહેવું ૯, શરીર અતિ મોટું ન હોય ૧૦, અતિ નાનું પણ ન હોય ૧૧, મધુર શબ્દ હોય ૧૨, લજ્જા સહિત હોય ૧૩, રસિક હોય ૧૪, ગીતમાં નિપુણ હોય ૧૫, નૃત્ય જાણતી હોય ૧૬, વાજિંત્ર વગાડવામાં હુંશિયાર હોય ૧૭, સારા સ્વરવાળી હોય ૧૮, લોભ રહિત હોય ( અથવા શરીર ઉપર લોમ એટલે વાળ ન હોય ) ૧૯, પુષ્ટ સ્તનવાળી હોય ૨૦, ગોળ મુખવાળી હોય ૨૧, પ્રેમવાળી હોય ૨૨, તીક્ષ્ણ બુદ્ધિવાળી હોય ૨૩, પતિને વિષે ભક્તિવાળી હોય ૨૪, વિનયવાળી હોય ૨૫, સત્ય વચન બોલનારી હોય ૨૬, સારું વ્રત ધારણ કરનારી હોય ૨૭, ઉદાર દિલની હોય ૨૮, સંતોષવાળી હોય ૨૯, ધર્મિષ્ઠ હોય ૩૦, દોષને ઢાંકનારી હોય ૩૧ અને ક્ષમા ગુણ સહિત હોય ૩૨. ૭. ૮, ૯, ૧૦.

### સ્ત્રીના સોળ દોષઃ—

> शुष्काङ्गी कूपगण्डा प्रविरलदशना श्यामताल्वोष्ठजिह्वा,
> पिङ्गाक्षी वक्रनासा खरपरुषनखा वामना चातिदीर्घा ॥
> श्यामाङ्गी सन्नतभ्रूः कुचयुगविषमा रोमजङ्घाऽतिकेशी,
> सा नारी वर्जनीया धनसुतरहिता षोडशालक्षणाढ्या ॥११॥

धर्मकल्पद्रुम, पृ० ५२, श्लो० ८१. (प्र. स.)

જે સ્ત્રીનું શરીર સુકું હોય, જેના ગંડસ્થળમાં ખાડા હોય, જેના દાંત છૂટા છૂટા હોય, જેનું તાળવું, હોઠ અને જીભ શ્યામ હોય, જેનાં નેત્ર પીળાં હોય, જેની નાસિકા વાંકી હોય, જેના નખ કઠણ અને ખરસટ હોય, જે અતિ

નીચી હોય, જે અતિ ઊંચી-લાંબી હોય, જેનું શરીર કાળું હોય, જેની ભ્રકુટિ નમેલી હોય, જેના બે સ્તનો સરખા ન હોય, જેના સાથળમાં વાળ હોય, જેના શરીરે ઘણા કેશ હોય અથવા મસ્તક પર ઘણા મોટા કેશ હોય. આવા સોળ કુલક્ષણવાળી સ્ત્રી ધન અને પુત્ર રહિત થાય છે તેથી તેવી સ્ત્રી વર્જવા લાયક છે-તેવી સ્ત્રી સાથે વિવાહ કરવો નહીં. ૧૧.

## સ્ત્રીના સોળ શણગારઃ—

आदौ मज्जनचिरहारतिलकं नेत्राञ्जनं कुण्डलं,
नासामौक्तिकपुष्पमालभरणं झङ्कारकृन्नूपुरम् ।
अङ्गे चन्दनकञ्चुकीकुचमणिक्षुद्रावली घण्टिका,
ताम्बूलं करकङ्कणं निगदिताः शृङ्गारकाः षोडश ।।१२।।

अनङ्गरङ्ग, श्लो० ४८.

પ્રથમ સ્નાન કરવું, પછી વસ્ત્ર પહેરવાં, હાર પહેરવો, કપાળે તિલક કરવું, નેત્રમાં અંજન આંજવું, કાને કુંડલ પહેરવાં, નાકે મોતીની વાળી પહેરવી, હૃદયમાં પુષ્પની માળા ધારણ કરવી, પગે ઝમકાર કરતાં ઝાંઝર પહેરવાં, શરીર પર ચંદન લગાડવું, કાંચળી પહેરવી, તેના પર કુચમણિ પહેરવી-રાખવી, કેડે ક્ષુદ્રાવલી-કંદોરો પહેરવો, ઘંટિકા પહેરવી, તાંબૂલ ખાવું, તથા હાથે કંકણ પહેરવાં આ પ્રમાણે સ્ત્રીઓને સોળ શણગાર હોય છે. ૧૨.

## સ્ત્રી-ચરિત્રની અગમ્યતાઃ—

न सा कला न तज्ज्ञानं, न सा बुद्धिर्न तद्बलम् ।
ज्ञायते यद्वशाल्लोके, चरित्रं चलचक्षुषाम् ।। १३ ।।

उपदेशप्रासाद ( भाषान्तर ), भाग २, पृ० १७. ( प्र. स. )

આ જગતમાં તેવી કોઇ કળા નથી, તેવું કોઈ જ્ઞાન નથી, તેવી કોઈ બુદ્ધિ નથી અને તેવું કોઈ બળ નથી કે જેના વશથી ચપળ નેત્રવાળી સ્ત્રીઓનું ચરિત્ર જાણી શકાય. ૧૩.

## વિધવા સ્ત્રીને ત્યાજ્યઃ—

कुङ्कुमं कज्जलं कामः, कुसुमं कङ्कणं तथा ।
गते भर्तरि नारीणां, ककाराः पञ्च दुर्लभाः ॥ १४ ॥

કંકુ, કાજળ, કામ, કુસુમ અને કંકણુઃ આ પાંચ કકાર સ્ત્રીઓને પતિના મરણુ પછી દુર્લભ છે-તજવા યોગ્ય છે. (અર્થાત્ વિધવા સ્ત્રીને કંકુનું તિલક, નેત્રમાં કાજળ, મૈથુન, પુષ્પની માળા અને હાથમાં કંકણુ (ચુડી) આ પાંચ વસ્તુઓ તજવાની છે.) ૧૪.

## સાસરે જતી સ્ત્રીને શીખામણઃ—

निर्व्याजा दयिते ननान्दृषु नता श्वश्रूषु भक्ता भवेः,
स्निग्धा बन्धुषु वत्सला परिजने स्मेरा सपत्नीष्वपि ।
पत्युर्मित्रजने विनर्मवचना रुष्टा च तद्द्वेषिषु,
स्त्रीणां संवननं तदद्भुतमिदं वीतौषधं भर्तृषु ॥ १५ ॥

धर्मकल्पद्रुम, पृ० ५४, श्लो० ५७, ( प्र. स. )

હે પુત્રી ! તું પતિને વિષે કપટ રહિત થજે, નણંદોની પાસે નમ્ર થજે, સાસુઓને વિષે ભક્તિવાળી થજે, સગાસંબંધીને વિષે સ્નેહવાળી થજે, પરિવારને વહાલી થજે, શોકોને વિષે પ્રસન્ન રહેજે, પતિના મિત્રોની પાસે હાંસીનાં વચન બોલજે, અને પતિના શત્રુઓ ઉપર ક્રોધવાળી થજેઃ આ સર્વ પતિને વિષે સ્ત્રીઓનું ઔષધ વિનાનું અદ્ભુત વશીકરણુ છે. ૧૫.

# सती ( ४४ )

સતીનું લક્ષણ:—

पदन्यासो गेहाद्बहिरहिफणारोपणसमो
निजावासादन्यद्भवनमपरद्वीपतुलितम् ।
वचो लोकालभ्यं कृपणधनतुल्यं मृगदृशः,
पुमानन्यः कान्ताद्विधुरिव चतुर्थीसमुदितः ॥ १ ॥

મૃગના સરખી દૃષ્ટિવાળી પતિવ્રતા સ્ત્રીને પોતાના ઘરની બહાર જે પગ મૂકવો તે સર્પની ફણા ઉપર પગ મૂકવા જેવો છે, પોતાના ઘરથી બીજે ઘેર જવું તે બીજા દ્વીપમાં જવા તુલ્ય છે, તેણીનું વચન કૃપણ( લોભી )ના ધનની જેમ બીજા લોક મેળવી શકતા નથી, અને પોતાના પતિ સિવાય અન્ય પુરુષ શુકલ પક્ષની ચોથના ઉગેલા ચંદ્ર જેવો છે. ( ચોથનો ચંદ્ર જોનાર અશુભ ફળને પામે છે તેથી તે જોવા લાયક નથી. ) ૧.

पङ्गुं मूकं च कुब्जं च, कुष्टाङ्गं व्याधिपीडितम् ।
आपत्सु च गतं नाथं, न त्यजेत् सा महासती ॥ २ ॥

सावित्रीनाटक, अङ्क ४, श्लो० २७

લંગડો, મુંગો, કુબડો, કોઢીયો, રોગપીડિત કે આપત્તિને પામેલો હોય તો પણ પતિને જે ન તજે તે જ મહાસતી છે. ૨.

## સતી મહિમાઃ—

पतिकार्यरता नित्यं, भर्तुश्चित्तानुवर्तिनी ।
यस्येदृशी भवेद् भार्या, स्वर्गस्तस्य त्विहैव हि ॥ ३ ॥

सावित्रीनाटक, श्लो० २९.

પતિના હૃદયને અનુસરનારી અને તેના જ કાર્યમાં તલ્લીન રહેનારી એવી જેને ભાર્યા હોય તેને આ લોકમાં જ સ્વર્ગ છે. ૩.

## સતી : પરપુરુષત્યાગીઃ—

ऐश्वर्यराजराजोऽपि, रूपमीनध्वजोऽपि च ।
सीतया रावण इव, त्याज्यो नार्या नरः परः ॥ ४ ॥

સતી સીતાએ જેમ ઐશ્વર્યમાં રાજરાજેશ્વર જેવા અને રૂપમાં કામદેવ સમાન એવા પણ રાવણનો ત્યાગ કર્યો હતો, એ જ પ્રમાણે સ્ત્રીએ પરપુરુષનો ત્યાગ કરવો જોઇએ. ૪.

## સતીનું કર્તવ્ય—

स्वाध्यायाध्ययनं जिनेन्द्रमहनं शुश्रूषणं सत्पतेः,
पात्रे दानविधिस्तपोऽप्यनुपमं साधर्मिके बन्धुधीः ।
संवेगाधिगमो मनः शममयं सत्त्वेषु नित्यं कृपा,
प्रायेणोत्तमधर्मकर्म तदिदं स्त्रीणां सतीनां भवेत् ॥ ५ ॥

धर्मकल्पद्रुम, पृ. ५०, श्लो० २८. ( प्र स. )

સ્વાધ્યાયનું ભણવું, જિનેંદ્રની પૂજા, સારા પતિની સેવા, સુપાત્રને વિષે દાન, ઉત્તમ તપ, સાધર્મિક જનને વિષે બંધુબુદ્ધિ, સંવેગની પ્રાપ્તિ, શમતામય મન અને નિરંતર પ્રાણીઓને વિષે દયાઃ આ સર્વ ઉત્તમ ધર્મકાર્ય પ્રાયે કરીને સતી સ્ત્રીઓને હોય છે. ૫.




પરસ્ત્રી નિંદા—

स्वपतिं या परित्यज्य, निस्त्रपोपपतिं भजेत् ।
तस्यां क्षणिकचित्तायां, विश्रम्भः कोऽन्ययोषिति ॥ १ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ९४.

જે નિર્લજ્જ સ્ત્રી પોતાના પતિને મૂકી અન્ય પતિ-આશકને સેવે છે, તેવી ક્ષણિક ચિત્તવાળી પરસ્ત્રીનો વિશ્વાસ શો ? અર્થાત્ પરસ્ત્રીનો વિશ્વાસ ન જ રાખવો. ૧.

इन्द्रधनुः कराऽस्पृक् च, न वशः पवनो यथा ।
तथा दुर्ग्राह्यमेव स्यात्, परस्त्रीहृदयं सदा ॥ २ ॥

हिङ्गुलप्रकरण, परस्त्रीप्रक्रम, श्लो० ३.

જેમ ઇંદ્રધનુષને હાથથી સ્પર્શ કરાતો નથી તથા પવનને વશ કરી શકતો નથી તેમ પરસ્ત્રીનું મન પણ હુંમેશા જાણી શકાતું નથી. ૨.

प्राणसन्देहजननं, परमं वैरकारणम् ।
लोकद्वयविरुद्धं च, परस्त्रीगमनं त्यजेत् ॥ ३ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ९६

પ્રાણનાશના સંશયને ઉત્પન્ન કરનાર, અતિશય શત્રુતાનું કારણ અને આ લોક તથા પરલોક એમ બન્ને લોકથી વિરુદ્ધ એવા પરસ્ત્રી-ગમનનો ત્યાગ કરવો. ૩.

उदर्कभूतिमिच्छद्भिः, सद्भिः खलु न दृश्यते ।
चतुर्थीचन्द्रलेखेव, परस्त्रीभालपट्टिका ॥ ४ ॥

योगवासिष्ठ, अ० १६, श्लो० १४.

ભવિષ્યમાં આબાદીને ઇચ્છનાર સત્પુરુષો શુક્લ પક્ષના ચોથના ચંદ્રની જેમ પરસ્ત્રીના કપાળરૂપી પટ્ટિકા ને જોતાં જ નથી. (ચોથનો ચંદ્ર જોવાથી અશુભ પરિણામ આવે છે.) ૪.

પરસ્ત્રી : પનોતી:—

लोके दुर्ग्रहता ख्याता, या सार्धसप्तवार्षिकी ।
परस्त्री सैव विज्ञेया, यतः प्राप्नोति चापदम् ॥ ५ ॥

हिङ्गुलप्रकरण, परस्त्रीप्रक्रम, श्लो० ४.

દુનિયામાં જે સાડાસાત વરસની પનોતી પ્રખ્યાત છે તે આ પરસ્ત્રીને જ જાણવી, કેમકે તેથી દુ:ખ મળે છે. ૫.

પરસ્ત્રી ગમનનું કડવું ફળ:—

षण्ढत्वमिन्द्रियच्छेदं, वीक्ष्याब्रह्मफलं सुधीः ।
भवेत्स्वदारसन्तुष्टोऽन्यदारान् वा विवर्जयेत् ॥ ६ ॥

त्रिषष्टि, पर्व १, सर्ग ३, श्लो० २३.

અબ્રહ્મ–મૈથુન સેવનારને નપુંસકપણું પ્રાપ્ત થાય છે તથા તેની ગુપ્ત ઇંદ્રિયોનો છેદ થાય છે, આવું અબ્રહ્મનું ફળ જોઇને બુદ્ધિમાન માણસે પોતાની સ્ત્રીથી જ સંતોષ રાખવો અથવા તેમ ન બની શકે તો પરસ્ત્રીનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ. ૬.

सर्वस्वहरणं बन्धं, शरीरावयवच्छिदाम् ।
मृतश्च नरकं घोरं, लभते पारदारिकः ॥ ७ ॥

योगशास्त्र, प्रकाशक २, श्लो० ९७.

પરસ્ત્રીને ભોગવનાર પુરુષને આ ભવમાં પોતાના સર્વ ધનનું હરણ પ્રાપ્ત થાય છે, બંધ પ્રાપ્ત થાય છે અને તેના શરીરના અવયવો છેદાય છે, તથા મર્યા પછી તે ઘોર નરકને પામે છે. ૭.

विक्रमाक्रान्तविश्वोऽपि, परस्त्रीसन्निधावपि ।
कृत्वा कुलक्षयं प्राप, नरकं दशकन्धरः ॥ ८ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ९९.

રાવણે પોતાના પરાક્રમવડે આખા વિશ્વને આક્રમિત કર્યું હતું-વશ કર્યું હતું, તો પણ તેણે માત્ર પરસ્ત્રીને (સીતાને) પોતાની પાસે જ રાખી એટલે કે તેનો સ્પર્શ પણ કર્યો નહોતો, તો પણ તે રાવણ પોતાના આખા કુળનો ક્ષય કરી નરકે ગયો. ૮.

नपुंसकत्वं तिर्यक्त्वं, दौर्भाग्यं च भवे भवे ।
भवेन्नराणां स्त्रीणां चान्यकान्तासक्तचेतसाम् ॥ ९ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० १०३.

અન્ય કાંતા(સ્ત્રી)ને વિષે આસક્ત ચિત્તવાળા પુરુષોને અને અન્ય કાંત (પુરૂષ) ને વિષે આસક્ત ચિત્તવાળી સ્ત્રીઓને ભવ-ભવને વિષે નપુંસકપણું, તિર્યંચપણું અને દુર્ભાગ્ય પ્રાપ્ત થાય છે. (માટે પરસ્ત્રી અને પરપુરુષગમનનો ત્યાગ કરવો.) ૯.

तस्माद्धर्मार्थिना त्याज्यं, परदारोपसेवनम् ।
नयन्ति परदारास्तु, नरकानेकविंशतिम् ॥ १० ॥

कुमारपालप्रबन्ध, पत्र ८४. ( आत्मा. स. )

—તેથી ધર્માર્થી માણસે પરસ્ત્રી–સેવનનો ત્યાગ કરવો જોઇએ; કારણ કે, પરસ્ત્રી–સેવન તો એકવીશ વાર નરકમાં લઇ જાય છે. ૧૦.

त्यजेत्सुखार्थी परदारसङ्गं, नोचेत्स पद्मोत्तरवद्भवेच्च ।
मतान्तरे गौतमतापसस्य, दारानुरागादभवद्रवेः किम्? ॥११॥

हिङ्गुलप्रकरण, परस्त्रीप्रक्रम, श्लो० ५.

સુખના અર્થી માણસે પરસ્ત્રીનો સંગ તજવો, નહિંતર પદ્મોત્તર રાજાની પેઠે ( આપદા ) થાય છે. વળી અન્ય દર્શનીઓમાં પણ ગૌતમ ઋષિની સ્ત્રીના અનુરાગથી સૂર્યની શી દશા થઇ છે? ૧૧.

रणे फलेच्च वृक्षश्चेत्, सुयशः स्यात् कुकर्मणः ।
कुवाक्याच्छं लभते यत्तदा परस्त्रियः सुखम् ॥ १२ ॥

हिङ्गुलप्रकरण, परस्त्रीप्रक्रम, श्लो० २.

જો રેતીના રણમાં વૃક્ષ ફલવાળું થાય, કુકર્મથી ઉત્તમ યશ થાય, તથા કુવચનથી જો સુખ મળે તો જ પરસ્ત્રી-સેવનથી સુખ મળે. ૧૨.

પરસ્ત્રીત્યાગ ઉપદેશઃ—

नासक्त्या सेवनीया हि, स्वदारा अप्युपासकैः ।
आकरः सर्वपापानां, किं पुनः परयोषितः । १३ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ९३.

શ્રાવકોએ પોતાની સ્ત્રીને પણ આસક્તિપૂર્વક સેવવી ન જોઇએ, તો પછી સર્વ પાપોની ખાણ સમાન પરસ્ત્રી માટે તો શું કહેવું ? અર્થાત્ પરસ્ત્રી ન જ સેવવી. ૧૩.

स्वदाररक्षणे यत्नं, विदधानो निरन्तरम् ।
जानन्नपि जनो दुःखं, परदारान् कथं व्रजेत् ?॥ १४ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ९८.

( પોતાની સ્ત્રી સાથે કોઇ ખરાબ આચરણ કરે તો પોતાને કેટલું દુઃખ થાય ? એવી જ રીતે પોતાની માફક પારકી સ્ત્રીના પતિને પણ દુઃખ થાય જ ને ? એ પ્રમાણે ) જાણતો છતો અને સ્વસ્ત્રીના રક્ષણ માટે નિરંતર યત્ન કરતો છતો ડાહ્યો માણસ પરસ્ત્રી-પાસે કેમ જાય ? ૧૪.

भीरोराकुलचित्तस्य, दुःस्थितस्य परस्त्रियाम् ।
रतिर्न युज्यते कर्तुमुपशूनं पशोरिव ॥ १५ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ९५.

કસાઇખાના પાસે વધ કરવાને આણેલા પશુની માફક, પરસ્ત્રીમાં આસક્ત પુરુષને અન્ય તરફથી ભય હોય છે, તેનું ચિત્ત આકુળ–વ્યાકુળ હોય છે અને ગમે તેવી જમીન ઉપર

પડ્યા રહેવું વગેરે સંકટો ભોગવવાં પડે છે; માટે ઉત્તમ પુરુષે પરસ્ત્રીમાં રતિ કરવી યુક્ત નથી. ૧૫.

પરસ્ત્રીત્યાગ ફળઃ—

मनसाऽपि परेषां यः, कलत्राणि न सेवते ।
स हि लोकद्वये देव !, तेन वै सा धरा धृता ॥ १६ ॥

कुमारपालप्रबन्ध, पत्र ८४. ( आत्मा. स. )

હે મહારાજ ! જે મનુષ્ય મનથી પણ પરસ્ત્રીને સેવતો નથી તે જ ખરેખર આ લોક અને પરલોક એમ બન્ને લોકમાં ધન્ય છે; અને આવા નરવીરવડે જ પૃથ્વી ટકી રહી છે. ૧૬.

मातृवत् परदारान् ये, मन्यन्ते वै नरोत्तमाः ।
न ते यान्ति नरश्रेष्ठ ! कदाचिद्यमयातनाम् ॥ १७ ॥

पद्मपुराण, अध्याय ३१, श्लो० ८७.

હે નરશ્રેષ્ઠ (રાજા) ! જે ઉત્તમ પુરુષો પરસ્ત્રીને માતા તુલ્ય માને છે તે પુરુષો કદાપિ યમરાજની કરેલી પીડાને પામતા નથી. ૧૭.



# वेश्या ( ४६ )

વેશ્યાનિંદા:—

मांसमिश्रं सुरामिश्रमनेकविटचुम्बिम् ।
को वेश्यावदनं चुम्बेदुच्छिष्टमिव भोजनम् ॥ १ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ८९.

વેશ્યાનું મુખ નિરંતર માંસથી મિશ્ર, મદિરાથી મિશ્ર અને અનેક જાર પુરુષોએ ચુંબન કરેલું હોય છે. તેનું ઉચ્છિષ્ટ ભોજનની જેમ કોણ ચુંબન કરે ? ૧.

लोभार्थिनी निर्लज्जा च, पापिष्टा पापकुण्डिका ।
विटचुम्बिता च निःस्नेहा, कथं सेव्या पणाङ्गना ? ॥ २ ॥

हिङ्गुलप्रकरण, वेश्याप्रक्रम, श्लो० २.

ફક્ત લોભના જ પ્રયોજનવાલી, લજ્જા વિનાની, પાપિષ્ટ, પાપોના કુંડ સરખી, જારપુરુષોથી ચુંબન કરાએલી તથા સ્નેહ વિનાની એવી વેશ્યા સ્ત્રીને શા માટે સેવવી જોઈએ ? ૨.

सा कण्ठाश्लेषमाधत्ते, परं प्रीतिविवर्जिता ।
तेनाज्ञास्तत्र बध्यन्ते, यथा सिंहाश्च पञ्जरे ॥ ३ ॥

हिङ्गुलप्रकरण, वेश्याप्रक्रम, श्लो० ३.

તે કંઠને આલિંગન તો કરે છે, પણ તે પ્રેમ વિનાની

હોય છે, માટે અજ્ઞાની માણુસો, પાંજરામાં જેમ સિંહ પુરાય છે તેમ, તેણીની સાથે (પ્રીતિથી) બંધાય છે. ૩.

कदाऽपि वेश्या न गुणार्थिनी स्याद्रूपार्थिनी नैव हितार्थिनी च ।
विद्यार्थिनी नापि न मन्यसे चेद्वार्तां शृणु त्वं कयवन्नकस्य ॥ ४ ॥

हिङ्गुलप्रकरण, वेश्याप्रक्रम, श्लो० ५.

વેશ્યા સ્ત્રી કદાપિ પણ ગુણોની, રૂપની હિતની કે વિદ્યાની અર્થિની (પ્રયોજનવાલી) હોતી નથી, તથા હે ભવ્યપ્રાણી ! જો તું તે વાત ન માનતો હો તો તું કયવન્નકની કથા સાંભલ ! ૪.

धनं हरन्तीं निधनं करन्ती-
मोजश्च तेजश्च विनाशयन्तीम् ।
रोग्यन्धवृद्धानपि कामयन्तीं,
को नाम वेश्यामभिलाषुकः स्यात् ? ॥ ५ ॥

मुनि हिमांशुविजय.

ધનને હરનારી, બળને તથા તેજ(કાંતિ-ઉત્સાહ)નો નાશ કરનારી, રોગી, આંધળા અને જરાજીર્ણ ઘરડાઓને પણ ધનના લોભથી ચાહનારી એવી વેશ્યાને કયો ડાહ્યો માણુસ ચાહે-તેના ઉપર પ્રેમ કરે ? ૫.

વેશ્યા : અગ્નિઃ—

वेश्याऽसौ मदनज्वाला, रूपेन्धनसमन्विता ।
कामिभिर्यत्र हूयन्ते, यौवनानि धनानि च ॥ ६ ॥

વેશ્યા એ સૌન્દર્યરૂપ બળતણવાળી કામદેવની જ્વાલા સમાન છે, જેમાં કામીપુરુષો પોતાનાં યૌવન અને ધન હોમી દે છે. ૬.

**વેશ્યા : ધનલોભીઃ—**

विक्तेन वेत्ति वेश्या स्मरसदृशं कुष्ठिनं जराजीर्णम् ।
वित्तं विनापि वेत्ति स्मरसदृशं कुष्ठिनं जराजीर्णम् ॥७॥

क्षमेन्द्रकवि.

વેશ્યા વિત્તથી ( ધનના લોભથી ) કોઢીયા અને વૃદ્ધ માણસને પણ કામદેવ જેવો જાણે છે-માને છે, અને ધન વિનાના કામદેવ જેવા પુરુષને પણ કોઢીયો અને વૃદ્ધ જાણે છે-માને છે, વેશ્યાને માત્ર ધન જ પ્રિય છે, મનુષ્ય પ્રિય કે અપ્રિય નથી. ૭.

**વેશ્યાથી કડવું ફળઃ—**

न देवान्न गुरून्नापि, सुहृदो न च बान्धवान् ।
असत्सङ्गरतिर्नित्यं, वेश्यावश्यो हि मन्यते ॥ ८ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ९१.

દુષ્ટ જનોના સંગમાં પ્રીતિવાળો અને નિરંતર વેશ્યાને વશ થયેલો પુરુષ દેવને, ગુરુઓને, મિત્રોને તથા બાંધવોને માનતો નથી. ૮.

वेश्यासङ्गाच्च सद्यैव, नश्यन्त्यङ्गच्छविर्यशः ।
लज्जा च सन्ततिः सिद्धिर्द्रव्यं च गृहगाङ्गना ॥ ९ ॥

हिङ्गुलप्रकरण, वेश्याप्रक्रम, श्लो० ४.

વેશ્યાના સંગથી સાત વસ્તુઓ શરીરની કાન્તિ, યશ, લજ્જા, સંતતિ, સિદ્ધિ, ધન તથા ઘરની સ્ત્રીઓનો નાશ થાય છે. ૯.

**વેશ્યાત્યાગ ઉપદેશઃ—**

कुष्ठिनोऽपि स्मरसमान्, पश्यन्तीं धनकाङ्क्षया ।
तन्वन्तीं कृत्रिमस्नेहं, निःस्नेहां गणिकां त्यजेत् ॥१०॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ९२.

વેશ્યા ધનની ઇચ્છાથી કોઢીયાને પણ કામદેવ સમાન જુએ છે અને તેના પર કૃત્રિમ સ્નેહ બતાવે છે,-આવી વાસ્તવિક સ્નેહ રહિત ગણિકાનો ત્યાગ કરવો યોગ્ય છે. ૧૦.



# आचार ( ४७ )

## આચાર–મહિમાઃ—

आचारः परमो धर्म आचारः परमं तपः ।
आचारः परमं ज्ञानमाचारात् किं न साध्यते ? ॥ १ ॥

यजुर्वेदआह्निक, पृ. ९, श्लो० १३.

આચાર ઉત્કૃષ્ટ ધર્મ છે, આચાર ઉત્તમ તપ છે, આચાર ઉત્તમ જ્ઞાન છે, આચારથી શું શું સિદ્ધ ન થાય ? ૧.

आचाराल्लभते धर्ममाचाराल्लभते धनम् ।
आचारात्सर्वमाप्नोति आचारो हंसलक्षणम् ॥ २ ॥

यतिधर्मसङ्ग्रह, श्लो० १९.

આચારથી ધર્મ પ્રાપ્ત થાય છે, આચારથી ધનની પ્રાપ્તિ થાય છે, આચારથી સર્વ પ્રાપ્ત થાય છે. આચાર જ આત્માનું લક્ષણ છે. ( અહીં હંસ એટલે આત્મા અર્થ કરવાનો છે. ) ૨.

## કોની સાથે કેમ વર્તવુંઃ—

दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने,
प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जनेष्वार्जवम् ।
शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता,
ये चैवं पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः ॥ ३ ॥

नीतिशतक ( भर्तृहरी ), श्लो० २२.

સ્વજનને વિષે દાક્ષિણ્યતા, પરજનને વિષે દયા, દુર્જનને વિષે નિત્ય શઠતા, સજ્જનના ઉપર પ્રીતિ, રાજપુરુષની પાસે નીતિ, વિદ્વાન જનોની પાસે સરળતા, શત્રુ ઉપર શૂરતા, ગુરુજનની પાસે ક્ષમા અને સ્ત્રી જનની પાસે ધૂર્તતા રાખવી. આ પ્રમાણે જે પુરુષો ઉપર કહેલી કળાઓમાં કુશળ હોય તેમને આશ્રીને જ આ લોકની સ્થિતિ પ્રવર્તે છે. ૩.

## આચારનો વિચારઃ—

प्रत्यहं प्रत्यवेक्षेत, नरश्चरितमात्मनः ।
किं नु मे पशुभिस्तुल्यं, किं वा सत्पुरुषैरिति ॥ ४ ॥

योगशास्त्र, पृ. ५५. ( प्र. स. )*

મનુષ્યે હમેશાં પોતાનુ ચરિત્ર વિચારવું જોઇએ કે મારું કયું આચરણ પશુને તુલ્ય છે અને કયું આચરણ સત્પુરુષને તુલ્ય છે ? ૪.

## આચારભિન્નતાઃ—

एकोदरसमुद्भूता, एकनक्षत्रजातकाः ।
न भवन्ति समाः शीलैर्यथा बदरीकण्टकाः ॥ ५ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ५, श्लो० ४.

એક જ ઉદરમાં ઉત્પન્ન થયા હોય અને એક જ નક્ષત્રમાં જન્મ પામ્યા હોય તો પણ તે મનુષ્યો બોરડીના કાંટાની જેમ સમાન શીલવાળા હોતા નથી ( બોરડીના સાથે રહેલા બે કાંટામાંથી એક સીધો અને એક વાંકો હોય છે. સરખા હોતા નથી. ) ૫.

કુઆચારઃ—

कर्मेन्द्रियाणि संयम्य, य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा, मिथ्याचारः स उच्यते ॥ ६ ॥

भगवद्गीता, अध्याय ३, श्लो० ६.

જે પુરુષ કર્મેંદ્રિયોને રુંધીને ( સંન્યાસ-ચારિત્ર લઈને) પછી મનમાં ઈંદ્રિયોના વિષયોનું સ્મરણ કરે છે તે મૂઢ આત્માવાળો પુરુષ મિથ્યા આચારવાળો કહેવાય છે. ૬.

આચારફળઃ—

आचारः प्रथमो धर्मो नृणां श्रेयस्करो महान् ।
इहलोके परा कीर्तिः, परत्र परमं सुखम् ॥ ७ ॥

यजुर्वेदआह्निक, पृ० ११, श्लो० २६.

આચાર એ મનુષ્યોનો પહેલો ધર્મ છે, તે મહાન છે અને કલ્યાણને કરવાવાળો છે અને તેથી આ લોકમાં ખૂબ કીર્તિ મળે છે અને પરલોકમાં પરમ સુખ મળે છે. ૭.

परस्त्रीपरद्रव्येषु, जीवहिंसासु यो मतिम् ।
न करोति पुमान् भूप ! तोष्यते तेन केशवः ॥ ८ ॥

विष्णुपुराण, अध्याय १६, श्लो० ११३.

હે રાજા ! જે માણસ પરસ્ત્રીને વિષે, પરધનને વિષે અને જીવહિંસાને વિષે બુદ્ધિ કરતો ન હોય તે પુરુષવડે વિષ્ણુ ભગવાન ખુશી થાય છે. ૮.

સદાચારની દુર્લભતાઃ—

चक्तृत्वशक्तिः कवितापटुत्वं,
सल्लेखकत्वं जनरञ्जकत्वम् ।
एतत् परं वा सुलभं समस्तं,
चरित्रशुद्धिस्तु मता दुरापा ॥ ९ ॥

मुनि हिमांशुविजय.

વકતૃત્વશક્તિ, કવિતા બનાવવાની કુશળતા, સારી લેખનશક્તિ અને મનુષ્યોને પોતાની ભક્તિ-બુદ્ધિથી મુગ્ધ કરવાની હોંશિયારીઃ આ બધું ય સુલભ છે, અથવા તે સિવાય બીજી પણ બધી યોગ્યતા મેળવવી સહેલી છે; પરન્તુ પોતાનું ચરિત્ર-જીવન દોષ વગરનું-પવિત્ર બનાવવું તે દુર્લભ છે-કઠિન છે. ૯.

[ लोकाचार ]

લોકાચારના જ્ઞાન વગરનો : મૂર્ખઃ—

काव्यं करोतु परिजल्पतु संस्कृतं वा,
सर्वाः कलाः समधिगच्छतु वाच्यमानाः ।
लोकस्थितिं यदि न वेत्ति यथानुरूपां,
सर्वस्य मूर्खनिकरस्य स चक्रवर्ती ॥ १० ॥

नीतिशतक ( भर्तृहरी ), श्लो० २८.

પુરુષ ભલે કવિતા બનાવો, અથવા સંસ્કૃત ભાષા સારી રીતે બોલો, તથા પુસ્તકમાંથી વાંચી-વાંચીને સર્વ કળાઓને

જાણો; પરંતુ જો તે યથાર્થપણે લોકની સ્થિતિને-વ્યવહારને જાણતો ન હોય, તો તે સર્વ મૂર્ખ જનોનો ચક્રવર્તી જાણવો. ૧૦.

## લોકાચારવિરુદ્ધનો ત્યાગ:—

कार्येण लोके निजधर्मगर्हणा,
विचारचर्चाऽऽचरणैस्तु यैर्भुवि ।
स्यात् तन्न कार्यं सुहितावहं भव-
दपीह भव्यं स्वविचारदृष्टितः ॥ ११ ॥

मुनि हिमांशुविजय.

જે કાર્ય, વિચાર, ચર્ચા કે આચરણ કરવાથી લોકમાં સ્વધર્મની નિંદા કે હાંસી થતી હોય તે કાર્ય, પોતાના વિચાર પ્રમાણે ગમે તેટલું હિતકર હોય તો પણ, ન કરવું જોઇએ. ૧૧.

लोकः खल्वाधारः सर्वेषां धर्मचारिणां यस्मात् ।
तस्माल्लोकविरुद्धं धर्मविरुद्धं च सन्त्याज्यम् ॥ १२ ॥

उमास्वातिवाचक.

કારણકે ધર્મનું આચરણ કરનાર સર્વ પુરુષોનો આધાર લોકો જ ( ગૃહસ્થાશ્રમી જ ) છે, તેથી કરીને લોક-વિરુદ્ધ અને ધર્મવિરુદ્ધ સર્વનો ત્યાગ કરવો જોઇએ. ૧૨.

---

## दिनचर्या (४८)

જાગવાનો નિયમઃ—

ब्राह्मे मुहूर्त्ते बुध्येत, धर्मार्थौ चानुचिन्तयेत् ।
नेक्षेतादित्यमुद्यन्तं, नास्तं यान्तं कदाचन ॥ १ ॥

महाभारत, विराटपर्व, अ० ७, श्लो० ५२.

બ્રાહ્મ મુહૂર્ત્તે એટલે ચાર ઘડી રાત્રિ હોય ત્યારે જાગૃત થવું, તથા ધર્મ અને અર્થનો વિચાર કરવો. તથા ઉદય પામતા અને અસ્ત પામતા સૂર્યને કદાપિ જોવો નહીં. ૧.

મળ-મૂત્ર-ત્યાગ નિયમ—

मौनी वस्त्रावृतः कुर्यादिने सन्ध्याद्वयेऽपि च ।
उदङ्मुखः शकृन्मूत्रे, रात्रौ याम्याननः पुनः ॥ २ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ४८.

કપડું પહેરીને દિવસ અથવા પ્રાતઃકાળ કે સાયંકાળનો સમય હોય તો ઉત્તર દિશામાં મોઢું રાખીને અને જો રાત્રિનો સમય હોય તો દક્ષિણ દિશામાં મોઢું રાખીને કંઇ પણ બોલ્યા વગર પેશાબ અને ઝાડો કરવો. ૨.

उदङ्मुखो दिवा रात्रावुत्सर्गं दक्षिणामुखः ।
आबाधासु यथाकामं, कुर्यान्मूत्रपुरीषयोः ॥ ३ ॥

महाभारत, शान्तिपर्व, अ० ३३, श्लो० ७१.

મળ કે મૂત્રની બાધા થાય ત્યારે ઇચ્છા પ્રમાણે દિવસે ઉત્તર તરફ મુખ રાખીને અને રાત્રિએ દક્ષિણ તરફ મુખ રાખીને તેનો ત્યાગ કરવો. ૩.

**પ્રાતઃકર્મ:—**

केशप्रसाधनादर्शदर्शनं दन्तधावनम् ।
पूर्वाह्ण एव कार्याणि, देवतानां च पूजनम् ॥ ४ ॥

महाभारत, शान्तिपर्व, अ० ३९, श्लो० २९.

કેશનું પ્રસાધન-તેલ વગેરે નાખવું, અરિસામાં પોતાનું મુખ જોવું, દાતણ કરવું, તથા દેવનું પૂજન કરવું: આ આ સર્વ કાર્યો પ્રાતઃકાળે જ કરવાનાં છે. ૪.

**આચમન કર્યા પછી શું કરવું:—**

देवार्चनादिकार्याणि, तथा गुर्वभिवादनम् ।
कुर्वीत च समाचम्य, तद्वदेव भुजिक्रियाम् ॥ ५ ॥

महाभारत, आदिपर्व, अ० १३, श्लो० १७.

દેવપૂજા વગેરે કાર્યો અને ગુરુને વંદનાનું કાર્ય આચમન કરીને કરવાનું છે અર્થાત્ હાથ-મુખ વગેરે સાફ કરી પવિત્ર થઈ કરવાનું છે, અને ભોજનક્રિયા પણ તે જ રીતે કરવાની છે. ૫.

**દિવસમાં કરવાનાં છ કાર્ય:—**

पूजा प्रभूणां सुगुरोः सपर्या, स्वाध्यायवृत्तिर्विशदं तपश्च ।
दानं दया सद्गृहिणां भवन्ति,कर्माण्यमूनि प्रतिवासरं षट् ॥६॥

જિનેશ્વરની પૂજા, સદ્‌ગુરુની સેવા, સ્વાધ્યાય–સજઝાય ધ્યાન, નિર્મળ તપ, દાન અને દયાઃ આ છ કર્મો હમેશાં ગૃહસ્થીઓને કરવાનાં હોય છે. ૬.

देवपूजा गुरूपास्तिः, स्वाध्यायः संयमस्तपः ।
दानं चेति गृहस्थानां, षट् कर्माणि दिने दिने ॥ ७ ॥

पुण्यधनकथा, पृ० २१, श्लो० ८२.

દેવની પૂજા, ગુરુની સેવા, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાનઃ આ છ કર્મ ગૃહસ્થાશ્રમીઓને દરરોજ કરવાનાં છે. ૭.

કેવી રીતે ન બેસવુંઃ—

नोर्ध्वजानुश्चिरं तिष्ठेन्न भवेदुत्कटासनः ।
तद्वन्नोपविशेत् प्राज्ञः, पादेनाकृष्य चासनम् ॥ ८ ॥

महाभारत, विराटपर्व, अ० १९, श्लो० २७.

ડાહ્યા પુરુષે જાનુ ( ઢીંચણ ) ઉંચા રાખીને ચિરકાળ સુધી રહેવું નહીં, ઘણા વખત સુધી ઉત્કટ આસને–ઉભડક રહેવું નહીં, તથા પગવડે આસનને ખેંચીને તેના પર બેસવું નહીં. ૮.

વસ્ત્રનો નિયમઃ—

अन्यदेव भवेद्वासः, शयनीये नरोत्तम ! ।
अन्यदर्चासु देवानामन्यद्धार्यं सभासु च ॥ ९ ॥

महाभारत, शान्तिपर्व, अ० २२, श्लो० ४०.

હે નરોત્તમ ! સૂતી વખતે પહેરવાનું વસ્ત્ર જુદું હોવું

જોઈએ, દેવની પૂજા વખતે જુદું હોવું જોઈએ, અને સભાને વિષે જુદું વસ્ત્ર પહેરવું જોઈએ. ૯.

एकवस्त्रो न भुञ्जीत, न कुर्याद्देवतार्चनम् ।
न कञ्चुकं विना कार्या, देवार्चा स्त्रीजनेन तु ॥ १० ॥

श्राद्धविधि, पृ. ४९, श्लो० १५.

એક કપડું પહેરીને ભોજન કરવું નહીં તેમ જ દેવતાની પૂજા પણ કરવી નહીં અને સ્ત્રીઓએ કણજો પહેર્યા વગર દેવની પૂજા ન કરવી. ૧૦.

### શું ઘરથી દૂર કરવું:—

दूरादावसथान्मूत्रं, दूरात्पादावसेचनम् ।
उच्छिष्टोत्सर्जनं दूरात्सदा कार्यं हितैषिणा ॥ ११ ॥

महाभारत, शान्तिपर्व, अ० ७८, श्लो० ३४.

પોતાના કલ્યાણને ઇચ્છનાર પુરુષે હમેશાં ઘરથી દૂર મૂત્ર કરવું, ઘરથી દૂર પગ ધોવા અને ઘરથી દૂર એંઠું વગેરે ઉચ્છિષ્ટ વસ્તુનો ત્યાગ કરવો. ૧૧.

### કઇ દિશામાં શું કરવું:—

स्नानं पूर्वमुखीभूय, प्रतीच्यां दन्तधावनम् ।
उदीच्यां श्वेतवासांसि, पूजा पूर्वोत्तरामुखी ॥ १२ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ९८.

પૂર્વ દિશાએ મુખ કરીને સ્નાન કરવું, પશ્ચિમ દિશાએ મુખ કરીને દાતણ કરવું, ઉત્તર દિશાએ મુખ કરીને શુદ્ધ

વસ્ત્ર પહેરવાં અને પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મુખ કરીને દેવપૂજા કરવી. ૧૨.

**સ્નાન અને ભોજનઃ—**

स्नानं कृत्वा जलैः शीतैर्भोक्तुमुष्णं न युज्यते ।
जलैरुष्णैस्तथा शीतं, तैलाभ्यङ्गश्च सर्वदा ॥ १३ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ९.

ઠંડા પાણીથી ન્હાયા પછી તરત ગરમ ભોજન ન કરવું, અને ગરમ પાણીથી ન્હાયા પછી તરત શીતલ ભોજન ન કરવું. તેમજ ગમે તેવા પાણીથી ન્હાયા પછી તૈલાભ્યંગ (તેલનું મર્દન) તો કોઇ કાળે પણ ન કરવું. ૧૩.

**સંધ્યાસમયઃ—**

नक्षत्रेषु समस्तेषु, भ्रष्टतेजस्सु भास्वतः ।
यावदर्धोदयस्तावत्प्रातःसन्ध्याऽभिधीयते ॥ १४ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ४९.

જ્યારે સર્વ નક્ષત્રો નિસ્તેજ એટલે નજરે દેખાતાં બંધ પડી જાય છે અને સૂર્યના બિંબનો અર્ધો ઉદય થયેલો દેખવામાં આવે છે ત્યારે પ્રાતઃસંધ્યાનો સમય થયો એમ કહેવાય છે. ૧૪.

**સંધ્યાસમયે વર્જ્યઃ—**

सन्ध्यायां श्रीद्रुहं निद्रां, मैथुनं दुष्टगर्भकृत् ।
पाठं वैकल्यदं रोगप्रदां भुक्तिं न चाचरेत् ॥ १५ ॥

विवेकविलास, उल्लास ४, श्लो० ७.

સંધ્યાકાળે નિદ્રા લેવાથી લક્ષ્મીનો નાશ થાય, મૈથુન સેવવાથી દુષ્ટ ગર્ભ થાય, પાઠ-સ્વાધ્યાય કરવાથી વિકળ-ગાંડો થાય અને ભોજન કરવાથી રોગ ઉત્પન્ન થાય; તેથી આ સર્વ બાબત સાયંકાળે વર્જવી. ૧૫.

चत्वारि खलु कर्माणि, सन्ध्यायां वर्जयेद् बुधः ।
आहारं मैथुनं निद्रां, स्वाध्यायं च विशेषतः ॥१६॥
आहाराज्जायते व्याधिः, क्रूरगर्भश्च मैथुनात् ।
निद्रातो धननाशश्च, स्वाध्याये मरणं भवेत् ॥ १७ ॥

संवर्तस्मृति, श्लो०, ९७, ९८.

ડાહ્યા પુરુષે સંધ્યા સમયે ચાર કાર્યો તજવાં યોગ્ય છે. આહાર (ભોજન) ૧, મૈથુન ૨, નિદ્રા ૩ અને વિશેષે કરીને સ્વાધ્યાય ૪ અવશ્ય ત્યાગ કરવા લાયક છે; કેમકે તે વખતે આહાર કરવાથી શરીરે વ્યાધિ થાય છે, મૈથુન સેવવાથી રહેલો ગર્ભ ક્રૂર થાય છે, નિદ્રા કરવાથી ધનનો નાશ થાય છે અને સ્વાધ્યાય કરવાથી મરણ થાય છે. ૧૬, ૧૭.

રાત્રે શું ન કરવું:—

पानीयस्य क्रिया नक्तं, तथैव दधि सक्तवः ।
वर्जनीया महाराज ! निशीथे भोजनक्रिया ॥ १८ ॥

महाभारत, शान्तिपर्व, अ० ८२, श्लो० ४३.

હે મહારાજ ! રાત્રિએ પાણી ગળવા વગેરેની ક્રિયા, તથા દહીં અને સાથવાનું ભોજન વર્જવાનું છે; તથા રાત્રિએ ભોજનક્રિયા વર્જવાની છે. ૧૮.

## दन्तधावन (४९)

દાતણ કેવું જોઇએ:—

अवक्राग्रन्थि सत्कूर्च, सूक्ष्माग्रं द्वादशाङ्गुलम् ।
कनिष्टाग्रसमस्थौल्यं, ज्ञातवृक्षं सुभूमिजम् ॥ १ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ६२

દાતણ સીધું, ગાંઠ વિનાનું, જેનો સારો કુચો થાય એવું, જેનો અગ્રભાગ કોમળ હોય એવું, બાર આંગળ લાંબું, ટચલી આંગળી જેટલું જાડું, જાણીતા વૃક્ષનું તથા સારી ભૂમિમાં થએલા વૃક્ષનું હોવું જોઇએ. ૧.

વર્જ્ય દાતણ:—

दन्तान्मौनपरस्तेन, घर्षयेद्वर्जयेत्पुनः ।
दुर्गन्धं शुषिरं शुष्कं, स्वाद्वम्लं लवणं च तत् ॥ २ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ६५.

મૌનપણે દાતણથી દાંત ઘસવા અને દુર્ગંધવાળું, અંદરથી પોલું, સુકું, મીઠું, ખાટું, અને ખારું એવું દાતણ વર્જવું. ૨.

દંતધાવન-વિધિ:—

विलिख्य रसनां जिह्वानिर्लेखिन्या शनैः शनैः ।
शुचिप्रदेशे प्रक्षाल्य, दन्तकाष्टं पुनस्त्यजेत् ॥ ३ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ६८.

જીભીવડે ( દાતણની ચીરવડે ) ધીરે ધીરે જીભ ઉપરનો મળ ઉતારવો અને પછી દાતણ ધોઇને આગળ શુદ્ધ ભૂમિ ઉપર નાખી દેવું. ૩.

अभावे दन्तकाष्टस्य, मुखशुद्धिविधिः पुनः ।
कार्यो द्वादशगण्डूषै–र्जिह्वोल्लेखस्तु सर्वदा ॥ ४ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ६७

દાતણ મળી શકે નહિ તો બાર કોગળા કરી મુખ શુદ્ધિ કરવી. પણ જીભ ઉપરનો મેલ તો હંમેશાં ઘસીને ઉતારવો. ૪.

तल्लीनमानसः स्वस्थो दन्तमांसमपीडयन् ।
उत्तराभिमुखः प्राचीमुखो वा निश्चलासनः ॥ ५ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ६४.

દાંત ઘસતી વખતે સ્વસ્થ થઇ ઘસવામાં જ બરાબર ચિત્ત રાખવું, દાંતની આજુબાજુના માંસને ( પેઢાને ) પીડા ન થાય એમ ઘસવું, ઉત્તર અથવા પૂર્વ દિશા તરફ મુખ કરી નિશ્ચળ બેસવું. ૫.

दन्तदार्ढ्याय तर्जन्या, घर्षयेद्दन्तपीठिकाम् ।
आदावतः परं कुर्याद्दन्तधावनमादरात् ॥ ६ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ६०.

દાંતને મજબૂત કરવા માટે પહેલાં તર્જની આંગળીવડે દાંતના પેઢા ઘસવા અને પછી દાંત ઘસવા જોઇએ. ૬.

દંતધાવન નિષેધઃ—

व्यतीपाते रवेर्वारे, सङ्क्रान्तौ ग्रहणे न तु ।
दन्तकाष्ठं नवाष्टैकभूतपक्षान्तषट्सुषु ॥ ७ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ६६

વ્યતીપાતનો દિવસ, રવિવાર, સંક્રાતિનો દિવસ, ગ્રહણનો દિવસ, નવમી, અષ્ટમી, પ્રતિપદા, ચતુર્દશી, પૂર્ણિમા, અમાવાસ્યા અને ષષ્ઠી એટલા દિવસે દંતકાષ્ઠ (દાતણ) કરવું નહિ. ૭.

कासश्वासज्वराजीर्णशोकतृष्णास्यपाकयुक् ।
न च कुर्याच्छिरोनेत्रहृत्कर्णामयवानपि ॥ ८ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ७१.

જે માણસને ઉધરસ આવતી હોય, દમ ચઢતો હોય, તાવ આવતો હોય, અજીર્ણ થયું હોય, સોજો હોય, તરસ લાગી હોય કે મોઢું આવી ગયું હોય અને જેને માથામાં, આંખમાં, હૈયામાં અને કાનમાં દુઃખાવો હોય તેવા માણસે (દાતણ) કરવું નહિ. ૮.

प्रतिपद्दशमीषष्ठीमध्याह्ने नवमीतिथौ ।
सङ्क्रान्तावर्कवारे च, न कुर्याद्दन्तधावनम् ॥ ९ ॥

शङ्खस्मृति.

પડવો, દશમ, છઠની બપોરે, નોમના દિવસે, સંક્રાન્તિના દિવસે અને રવિવારે દાતણ ન કરવું જોઇએ. ૯.

श्राद्धे जन्मदिने चैव, विवाहेऽजीर्णदोषतः ।
व्रते चैवोपवासे च, वर्जयेद्दन्तधावनम् ॥ १० ॥

यमस्मृति, श्लो० ८७.

શ્રાદ્ધને દિવસે, જન્મને દિવસે, વિવાહમાં, અજીર્ણના દોષમાં, વ્રતને દિવસે અને ઉપવાસને દિવસે દાતણ કરવું નહીં. ૧૦.

દંતધાવન-ફળઃ—

यद्याद्यवारिगण्डूषाद्बिन्दुरेकः प्रधावति ।
कण्ठे तदा नरैर्ज्ञेयं, शीघ्रं भोजनमुत्तमम् ॥ ११ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ६१.

જો દાતણ કરતાં પહેલાં કોગળાનું એક બિંદુ ગળામાં ઉતરી જાય તો મનુષ્યોએ જાણવું કે આજે શીઘ્ર અને સારું ભોજન મળશે. ૧૧.

सम्मुखं पतितं स्वस्य, शान्तानां ककुभां च यत् ।
ऊर्ध्वस्थं सुखदं तत् स्यादन्यथा दुःखहेतवे ॥ १२ ॥

विवेकविलास, उल्लास १, श्लो०६९.

તે દાતણ જો આપણી સામું પડે, શાંત દિશામાં પડે, અથવા ઊંધું પડે તો તે સુખકારી સમજવું અને એથી ઉલટી રીતે પડે તો દુઃખનું કારણ જાણવું. ૧૨.

ऊर्ध्वं स्थित्वा क्षणं पश्चात्, पतत्येव यदा पुनः ।
मिष्टाहारस्तदादिष्टस्तद्दिने शास्त्रकोविदैः ॥ १३ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ७०.

શાસ્ત્રના જાણનારાઓનું વચન છે કે જે દિવસે (દાતણ) થોડો વખત ઉંચુ રહીને પછી પડી જાય તે દિવસે જમવામાં ગળપણ મળે. ૧૩.

## हजामत (५०)

હજામતનો સમયઃ—

दिवाकीर्तिप्रयोगे तु, वाराः प्रोक्ता मनीषिभिः ।
सौम्येज्यशुक्रसोमानां, क्षेमारोग्यसुखप्रदाः ॥ १ ॥

विवेकविलास, उल्लास २, श्लो० १६.

હજામત કરાવવા માટે બુધવાર, ગુરુવાર, શુક્રવાર અને સોમવાર સુખ-શાંતિ અને આરોગ્યને આપનારાં છે, એમ વિદ્વાનોનું કહેવું છે. ૧.

क्षौरं प्रोक्तं विपश्चिद्भिर्मृगे पुष्ये चरेषु च ।
ज्येष्ठाश्विनीकरद्वन्द्वरेवतीषु च शोभनम् ॥ २ ॥

विवेकविलास, उल्लास २, श्लो० १७.

મૃગ નક્ષત્ર, પુષ્ય નક્ષત્ર, ચર નક્ષત્ર, જયેષ્ઠા નક્ષત્ર, અશ્વિની નક્ષત્ર, હસ્ત નક્ષત્ર અને ચિત્રા નક્ષત્રમાં હજામત કરાવવી સારી છે એમ વિદ્વાનોનું કહેવું છે. ૨.

क्षौरे राजाज्ञया जाते, नक्षत्रं नावलोक्यते ।
कैश्चित्तीर्थे च शोके च, क्षौरमुक्तं शुभार्थिभिः ॥ ३ ॥

विवेकविलास, उल्लास २, श्लो० १८.

રાજાની આજ્ઞાથી જો હજામત કરાવવી પડે તો નક્ષત્ર

જોવાની જરુર નથી હોતી. વળી કેટલાક હિતકારી પુરુષોનું કહેવું છે કે તીર્થસ્થાનમાં અને શોકના પ્રસંગે ( પણ ) હજામત માટે નક્ષત્ર જોવાની જરૂર નથી. ૩.

कल्पयेदेकशः पक्षे, रोमश्मश्रुकचान्नखान् ।
न चात्मदशनाग्रेण, स्वपाणिभ्यां च नोत्तमः ॥ ४ ॥

विवेकविलास, उल्लास २, श्लो० २०.

એક પખવાડીયામાં એક વાર રૂંવાડા, દાઢી, મૂછ, કેશ અને નખને સમારવા જોઈએ. પોતાના દાંતના અગ્રભાગવડે નખને તથા પોતાના હાથવડે ઉત્તમ પુરુષે કેશને સમારવા–કાતરવા, કાપવા નહીં. ૪.

હજામત–નિષેધઃ—

चतुर्थी नवमी षष्ठी, चतुर्दश्यष्टमी तथा ।
अमावास्या च दैवज्ञैः, क्षौरकर्मणि नेष्यते ॥ ५ ॥

विवेकविलास, उल्लास २, श्लो० १५.

ચોથ, નોમ, છઠ, ચૌદશ, આઠમ અને અમાસ, આટલી તિથિઓ જ્યોતિષિઓએ ક્ષૌરકર્મ( હજામત )ને માટે ઇચ્છેલી નથી. આટલી તિથિએ ક્ષૌર કરાવવું નહીં. ૫.

रात्रौ सन्ध्यासु विद्यादौ, क्षौरं नोक्तं तथोत्सवे ।
भूषाभ्यङ्गाशनस्नानपर्वयात्रारणेष्वपि ॥ ६ ॥

विवेकविलास, उल्लास १, श्लो० १९.

રાત્રિએ, સંધ્યાકાળને વિષે, વિદ્યાના આરંભમાં, ઉત્સવમાં, શણગારને વખતે, અભ્યંગ ( તેલ–મર્દન ) વખતે ભોજન

અને સ્નાન કરી રહ્યા પછી, કોઈ પર્વને દિવસે તથા યાત્રાએ અથવા સંગ્રામને વિષે જતાં ક્ષૌર કરાવવું નહિ. ૬.

अभ्यक्तस्नाताशितभूषितयात्रारणोन्मुखैः क्षौरम् ।
विद्यादिनिशासन्ध्यापर्वसु नवमेऽह्नि च न कार्यम् ॥७॥

श्राद्धविधि. पृ० ४८*

અભ્યંગ કર્યા પછી, સ્નાન કર્યા પછી, જમ્યા પછી, આભૂષિત થયા પછી, પ્રયાણને દિવસે, યુદ્ધમાં જવા તૈયાર થયા હોય તે વખતે, વિદ્યા ભણવાના પહેલે દિવસે, રાત્રિ સમયે, સંધ્યા સમયે અને પર્વતિથિએ તથા હજામત કરાવ્યા પછીના નવમે દિવસે ક્ષૌરકર્મ કરાવવું નહીં—હજામત કરાવવી નહીં. ૭.

## વાળ બીજા પાસે ઓળાવવા:—

केशप्रसाधनं नित्यं, कारयेदथ निश्चलः ।
कराभ्यां युगपत् कुर्यात्, स्वोत्तमाङ्गे स्वयं न तत् ॥८॥

विवेकविलास, उल्लास १, श्लो० ७१.

મનુષ્યે નિશ્ચળ—સ્થિર થઈને દરરોજ કેશનું પ્રસાધન—ઓળવું (બીજા પાસે) કરાવવું. પોતે પોતાના મસ્તક ઉપર એકી સાથે બન્ને હાથવડે તે (કેશ સમારવાનું કાર્ય) કરવું નહીં. ૮.



## स्नान (५१)

स्नान-महत्त्वः—

स्नानं नाम मनःप्रसादसदनं दुःस्वप्नविध्वंसनं,
शौचस्यायतनं प्रलापहरणं कामाग्निसन्दीपनम् ।
रूपद्योतिकरं वपुःसुखकरं संवर्धनं तेजसः,
स्त्रीणां मन्मथकारकं सुखकरं स्नाने दशैते गुणाः ॥१॥

अनङ्गरङ्ग, श्लो० ३०.

સ્નાન એ મનની પ્રસન્નતાનું ઘર છે, અશુભ સ્વપ્નનો નાશ કરનાર છે, પવિત્રતાનું સ્થાન છે, પ્રલાપને-ઉન્માદને નાશ કરનાર છે, કામરૂપી અગ્નિને દીપ્ત કરે છે, રૂપને પ્રકાશિત કરે છે, શરીરને સુખકારક છે, તેજને વધારનાર છે, સ્ત્રીઓને કામદેવ ઉત્પન્ન કરનાર છે અને સુખને કરનાર છે. આ પ્રમાણે સ્નાનના દશ ગુણો છે. ૧.

સ્નાન-વિધિઃ—

पीड्यन्ते जन्तवो यत्र, जलमध्ये व्यवस्थिताः ।
स्नाने कृते ततः पार्थ !, पुण्यं पापसमं भवेत् । २ ॥

भागवत, स्कन्ध ११. अ० २६, श्लो० ८.

હે અર્જુન ! જે જળમાં સ્નાન કરવાથી તેમાં રહેલા જંતુઓ પીડા પામે છે, તેથી પુણ્ય અને પાપ સરખાંજ થાય છે. ૨.

गृहे चैवोत्तमं स्नानं, जलं चैवं तु शोधितम् ।
तथा त्वं पाण्डवश्रेष्ठ ! गृहे स्नानं समाचर ॥ ३ ॥
भागवत, स्कन्ध ११, अ० ९, श्लो० ३२.

હે શ્રેષ્ઠ પાંડવ! ઘેર જ શુદ્ધ કરેલા જળવડે સ્નાન કરવું એજ ઉત્તમ છે, તેથી તું ઘેર જ સ્નાન કર. ૩.

સ્નાન ક્યારે કરવું:—

रते वान्ते चिताधूमस्पर्शे दुःस्वप्नदर्शने ।
क्षौरकर्मण्यपि स्नायाद्गलितैः शुद्धवारिभिः ॥ ४ ॥
विवेकविलास, उल्लास २, श्लो १४.

સ્ત્રી-સંગ કરે, ઊલટી થાય, (સ્મશાનમાં) ચિતાનો ધૂમાડો લાગે, માઠું સ્વપ્ન આવે અને ક્ષૌરકર્મ કરાવે તો ગળેલા શુદ્ધ જળથી ન્હાવું. ૪.

દ્રવ્યસ્નાન:—

जलेन देहदेशस्य, क्षणं यच्छुद्धिकारणम् ।
प्रायोऽन्यानुपरोधेन, द्रव्यं स्नानं तदुच्यते ॥ ५ ॥
स्नानाष्टक हरिभद्र), श्लो० १.

પ્રાયે કરીને અન્ય જે મળાદિક તેને રોકવામાં અસમર્થ એવા પાણીવડે, શરીરના અમુક ભાગની શુદ્ધિનું જે કારણ હોય તે દ્રવ્ય સ્નાન કહેવાય છે. ૫.

સ્નાન નિષેધ:—

द्वितीया वर्जिता स्नाने, दशमी चाष्टमी तथा ।
त्रयोदशीचतुर्दश्यौ, षष्ठी पञ्चदशी कुहूः ॥ ६ ॥
विवेकविलास, उल्लास २, श्लो० १.

બીજ, છઠ, આઠમ, દશમ, તેરશ, ચૌદશ, પુનમ અને અમાવાસ્યાના દિવસે સ્નાન કરવું નહિ. ૬.

नग्नार्त्तः प्रोषितायातः, सुचैलो भुक्तभूषितः ।
नैव स्नायादनुव्रज्य, बन्धून् कृत्वा च मङ्गलम् ॥७॥

विवेकविलास, उल्लास २, श्लो० ३.

નગ્ન દશામાં, રોગાદિકથી પીડિત હોય ત્યારે, પરદેશથી આવેલ, સારાં વસ્ત્ર સહિત, ભોજન કરીને, આભૂષણો પહેરીને, બાંધવાદિકને વળાવીને આવ્યા પછી તેમજ માંગલિક કાર્ય કર્યા પછી સ્નાન કરવું નંહીં. ૭.

अज्ञाते दूःप्रवेशे च, चण्डालैर्दूषितेऽथवा ।
तरुच्छन्ने सशैवाले, न स्नानं युज्यते जले ॥ ८ ।

विवेकविलास, उल्लास २, श्लो० ८.

અજાણ્યું; વિષમ માર્ગવાળું, ચંડાળોએ દૂષિત કરેલું, વૃક્ષોથી ઢંકાયલું અને શેવાળવાળું, એવા પાણીમાં ન્હાવું એ ઠીક નથી. ૮.

कूपे हृदेऽधमं स्नानं, नद्यामेव च मध्यमम् ।
वाप्यां च वर्जयेत्स्नानं, तटाके नैव कारयेत् ॥ ९ ॥

भागवत उत्तरार्धे, स्कन्ध ११, अ० ६३, श्लो० ९.

કુવામાં અને હ્રદમાં સ્નાન કરવું તે અધમ છે, નદીમાં સ્નાન કરવું તે મધ્યમ છે, વાવમાં સ્નાન વર્જવું જોઇએ અને તળાવને વિષે સ્નાન ન જ કરવું જોઇએ. ૯.

न प्रशस्तं निशि स्नानं, राहोरन्यत्र दर्शनात् ।
न भुक्तोत्तरकालं च, न गम्भीरजलाशये ॥ १० ॥

महाभारत, विराटपर्व, अ० ७७, श्लो० २८.

રાહુના દર્શન સિવાય અન્યત્ર એટલે ગ્રહણના નિમિત્ત સિવાય બીજે વખતે રાત્રિએ સ્નાન કરવું સારું નથી. ભોજન કર્યા પછી સ્નાન કરવું નહીં, તથા ઊંડા જળાશયમાં પણ સ્નાન કરવું નહીં. ૧૦.

દુષ્ટનું સ્નાન નિરર્થકઃ—

मृदो भारसहस्रेण, जलकुम्भशतेन च ।
न शुध्यन्ति दुराचाराः, स्नातास्तीर्थशतैरपि ॥ ११ ॥

स्कन्दपुराण, काशीखण्ड, अध्याय ६, श्लो० ३६.

હજાર ભાર માટીવડે અને જળભરેલા સો કુંભવડે તથા સેંકડો તીર્થોને વિષે સ્નાન કરાયા હોય તો પણ દુરાચારી પુરુષો શુદ્ધ થતા નથી. ૧૧.

दुष्टमन्तर्गतं चित्तं, तीर्थस्नानान्न शुध्यति ।
शतशोऽपि जलैर्धौतं, मद्यभाण्डमिवाशुचि ॥ १२ ॥

तत्त्वामृत, श्लो० ३१९.

શરીરની અંદર રહેલું દૂષિત ચિત્ત તીર્થમાં સ્નાન કરવાથી શુદ્ધ થતું નથી. જેમકે અપવિત્ર એવું મદિરાનુ પાત્ર સેંકડો વખત જળથી ધોયું હોય તો પણ તે શુદ્ધ થતું નથી. ૧૨.

સ્નાન અને મર્દન:--

स्नानं शुद्धाम्भसा यतन्न कदाचिन्निषिध्यते ।
तिथिवारादिकं यत्तु, तैलाभ्यङ्गे तदीक्ष्यते । १३ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ५.

ચોકખા પાણીથી સ્નાન કરવાનો નિષેધ કોઈ પણ વારે નથી કરવામાં આવ્યો. (માત્ર) તેલ ચોળવા માટે જ તિથિ, વાર વગેરે જોવામાં આવે છે. ૧૩.

न पर्वसु न तीर्थेषु, न सङ्क्रान्तौ न च वैधृतौ ।
न विष्टौ न व्यतीपाते, तैलाभ्यङ्गः प्रशस्यते ॥ १४ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ४.

પર્વના દિવસોમાં, તીર્થસ્થાનમાં, સંક્રાન્તિના દિવસે, વૈધૃતિયોગમાં, વ્યતીપાતમાં કે વિષ્ટિયોગમાં શરીરે તેલ ચોળવાનો નિષેધ કરવામાં આવે છે. ૧૪.

સ્નાનફળ:--

आदित्यादिषु वारेषु, तापः कान्तिर्मृतिर्धनम् ।
दारिद्र्यं दुर्भगत्वं च, कामाप्तिः स्नानतः क्रमात् ॥ १५

विवेकविलास, उल्लास २, श्लो० २.

રવિવારે સ્નાન કરવાથી તાપ થાય છે, સોમવારે સ્નાન કરવાથી તેજ મળે છે, મંગળવારે સ્નાન કરવાથી મરણ નિપજે છે, બુધવારે સ્નાન કરવાથી ધન મળે છે, ગુરુવારે સ્નાન કરવાથી દરિદ્રપણું મળે છે, શુક્રવારે સ્નાન કરવાથી દુર્ભાગ્ય મળે છે અને શનિવારે સ્નાન કરવાથી ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે. ૧૫.

# देवपूजा ( ५२ )

**સાચી દેવપૂજાઃ—**

येन केनाप्युपायेन, यस्य कस्यापि देहिनः ।
सन्तोषं जनयेत् प्राज्ञस्तदेवेश्वरपूजनम् ॥ १ ॥

भागवत, स्कन्ध ११, अ० १३, श्लो० ३०.

ડાહ્યા માણસે કોઇ પણ પ્રાણીને કોઇ પણ ઉપાયવડે સંતોષ પમાડવો તે જ ખરું ઇશ્વર પૂજન છે. ( આવી સેવા કરવાથી જ ઇશ્વર પ્રસન્ન થાય છે, તેથી તેનું પૂજન થયું કહેવાય છે. ) ૧.

**દેવપૂજા-વિધિઃ—**

धूपं दहति पापानि, दीपो मृत्युविनाशनः ।
नैवेद्यैर्विपुलं राज्यं, प्रदक्षिणा शिवप्रदा ॥ २ ॥

उपदेशतरङ्गिणी, पृ. १८८. ( य. वि. ग्रं. )

જિનેશ્વરની પૂજામાં કરેલો ધૂપ પાપને બાળે છે, દીવો મૃત્યુનો વિનાશ કરે છે, નૈવેદ્ય મોટું રાજ્ય આપે છે અને પ્રદક્ષિણા મોક્ષને આપે છે. ૨.

प्रविश्य विधिना तत्र, त्रिःप्रदक्षिणयेज्जिनम् ।
पुष्पादिभिस्तमभ्यर्च्य, स्तवनैरुत्तमैः स्तुयात् ॥ ३ ॥

योगशास्त्र, प्रकाश ३, श्लो० १२३.

તે જિનચૈત્યને વિષે વિધિપૂર્વક પ્રવેશ કરીને જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરવી. પછી પુષ્પાદિકવડે તેની પૂજા કરીને ઉત્તમ સ્તવનોવડે તેની સ્તુતિ કરવી. ૩.

शुचिः पुष्पामिषस्तोत्रैर्देवमभ्यर्च्य वेश्मनि ।
प्रत्याख्यानं यथाशक्ति, कृत्वा देवगृहं व्रजेत् ॥ ४ ॥

योगशास्त्र, प्रकाश ३, श्लो० १२२.

પવિત્ર થઇ ઘરમાં રાખેલા દેવને પુષ્પ, નવેદ્ય અને સ્તોત્રવડે પૂજી યથાશક્તિ પચખ્ખાણુ કરી દેવગૃહ પ્રત્યે-ગામના ચૈત્ય પ્રત્યે જવું. ૪.

દ્રવ્યપૂજા:—

स्वर्गापवर्गदो द्रव्यस्तवोऽत्रापि सुखावहः ।
हेतुश्चित्तप्रसत्तेस्तत्कर्तव्यो गृहिणा सदा ॥ ५ ॥

योगसार, प्रस्ताव १, श्लो० ३१.

દ્રવ્યપૂજા આ ભવમાં પણ સુખ આપનાર છે, પરભવમાં સ્વર્ગ અને મોક્ષને આપનાર છે, તથા ચિત્તની નિર્મળતાનું કારણુ છે; તેથી ગૃહસ્થીઓએ આ દ્રવ્યપૂજા અવશ્ય કરવા લાયક છે. ૫.

ભાવપૂજા:—

आराधितोऽस्त्वसौ भावस्तवेन व्रतचर्यया ।
तस्य पूजादिना द्रव्यस्तवेन तु सरागता ॥ ६ ॥

योगसार, प्रस्ताव १, श्लो० २९.

આ પરમાત્મા વ્રતના આચરણરૂપ ભાવસ્તવવડે જ પૂજાયેલા હો. તે પરમાત્માની પૂજા વગેરે દ્રવ્યસ્તવવડે તો સંરાગતા થાય છે. ૬.

## આઠ ભાવ પુષ્પો:—

अहिंसा परमं पुष्पं, पुष्पमिन्द्रियनिग्रहः ।
सर्वभूतदया पुष्पं, क्षमा पुष्पं विशेषतः ॥ ७ ॥
ध्यानपुष्पं तपः पुष्पं, ज्ञानपुष्पं च सप्तमम् ।
सत्यं चैवाष्टमं पुष्पं, तेन पु(तु)ष्यन्ति देवताः ॥ ८ ॥

मार्कण्डेयपुराण, अ० ९, श्लो० ८.

અહિંસા એ ઉત્તમ પુષ્પ છે, ઇંદ્રિયોનો નિગ્રહ એ બીજું પુષ્પ છે, સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવી એ ત્રીજું પુષ્પ છે, ક્ષમા એ વિશેષે કરીને ચોથું પુષ્પ છે, ધ્યાન એ પાંચમું પુષ્પ છે, તપ એ છઠ્ઠું પુષ્પ છે, જ્ઞાન એ સાતમું પુષ્પ છે, અને સત્ય એ આઠમું પુષ્પ છે. આ પુષ્પોવડે પૂજવાથી દેવતાઓ તુષ્ટમાન થાય છે. ૭, ૮.

अहिंसा प्रथमं पुष्पं, द्वितीयं करणग्रहः ।
तृतीयकं भूतदया, चतुर्थं क्षान्तिरेव च ॥ ९ ॥
शमस्तु पञ्चमं पुष्पं, ध्यानं दानं च सप्तमम् ।
सत्यं चैवाष्टमं पुष्पमेतैस्तुष्यति केशवः ॥ १० ॥

पद्मपुराण, खण्ड ४, अ० ८४, श्लो० ५६-५७.

અહિંસા પહેલું પુષ્પ છે, ઇંદ્રિયોનો નિગ્રહ બીજું પુષ્પ

છે, જીવદયા ત્રીજું પુષ્પ છે, ક્ષમા એ ચોથું પુષ્પ છે, શમતા એ પાંચમું પુષ્પ છે, ધ્યાન એ છઠ્ઠું પુષ્પ છે, દાન એ સાતમું પુષ્પ છે અને સત્ય એ આઠમું પુષ્પ છે: આ પુષ્પોવડે શ્રીકૃષ્ણ ભગવાન તુષ્ટ થાય છે. ૯, ૧૦.

**દેવપૂજા ફળ:—**

फलं पूजाविधातुः स्यात्, सौभाग्यं जनमान्यता ।
ऐश्वर्यं रूपमारोग्यं, स्वर्गमोक्षसुखान्यपि ॥ ११ ॥

पाण्डवचरित्र (गद्य).

જિનેશ્વરની પૂજા કરનાર મનુષ્યને સૌભાગ્ય, લોકને વિષે માન, ઐશ્વર્ય, રૂપ, નીરોગતા અને સ્વર્ગ તથા મોક્ષનાં સુખ; આ સર્વ ફળ પ્રાપ્ત થાય છે. ૧૧.

यान्ति दुष्टदुरितानि दूरतः, कुर्वते सपदि सम्पदः पदम् ।
भूषयन्ति भुवनानि कीर्तयः, पूजया विहितया जगद्गुरोः ॥१२॥

उपदेशतरङ्गिणी, पृ. २००, (य. वि. ग्रं.)

જગદ્ગુરુની-જિનેશ્વરની પૂજા કરવાથી દુષ્ટ પાપો દૂર જતાં રહે છે, તત્કાળ સંપત્તિઓ સ્થાનને કરે છે અને કીર્તિઓ ભુવનને શોભાવે છે એટલે જગતમાં કીર્તિ વિસ્તાર પામે છે. ૧૨.

करोति पुष्पैर्जिननायकस्य,
पूजां त्रिकालं तनुमान् सदा यः ।
तस्यामरेशावनिनाथचक्र-
वर्त्यादिलक्ष्मीर्वशगा भवेद् द्राक् ॥ १३ ॥

पुण्यधनकथा, पृ० १.

જે પ્રાણી હમેશાં ત્રણે કાળ પુષ્પોવડે જિનેંદ્રની પૂજા કરે છે તે પ્રાણીને દેવેંદ્ર, નરેંદ્ર અને ચક્રવર્ત્તી વગેરેની લક્ષ્મી શીઘ્ર વશ થાય છે. ૧૩.

जिनार्चाकारकाणां न, कुजन्म कुगतिर्न च ।
न दारिद्र्यं न दौर्भाग्यं, न चान्यदपि कुत्सितम् ॥१४।

त्रिषष्टि०, पर्व १०, स.११, श्लो० ३७८.

જિનેશ્વરની પૂજા કરનારા પ્રાણીઓને કુજન્મ, કુગતિ, દારિદ્ર, દુર્ભાગ્ય અને બીજું કાંઇ પણ કુત્સિત–નિંદિત હોતું નથી. ૧૪.

पापं लुम्पति दुर्गतिं दलयति व्यापादयत्यापदं,
पुण्यं सञ्चिनुते श्रियं वितनुते पुष्णाति नीरोगताम् ।
सौभाग्यं विदधाति पल्लवयति प्रीतिं प्रसूते यशः,
स्वर्गं यच्छति निर्वृतिं च रचयत्यर्चाऽर्हतां निर्मिता ॥१५॥

सिन्दूरप्रकरण, श्लो० ९.

જો જિનેશ્વરની પૂજા કરી હોય તો તે પાપનો લોપ કરે છે, દુર્ગતિને દળી નાંખે છે, આપત્તિનો નાશ કરે છે, પુણ્યને એકત્ર કરે છે, લક્ષ્મીને વિસ્તારે છે, નીરોગપણાને પુષ્ટ કરે છે, સૌભાગ્યને કરે છે, પ્રીતિને પલ્લવિત કરે છે, યશને ઉત્પન્ન કરે છે, સ્વર્ગને આપે છે અને મોક્ષને રચે છે. ૧૫.

स्वर्गस्तस्य गृहाङ्गणं सहचरी साम्राज्यलक्ष्मीः शुभा,
सौभाग्यादिगुणावलिर्विलसति स्वैरं वपुर्वेश्मनि ।
संसारः सुतरः शिवं करतलक्रोडे लुठत्यञ्जसा,
यः श्रद्धाभरभाजनं जिनपतेः पूजां विधत्ते जनः ॥१६॥

सिन्दूरप्रकरण, श्लो० १०.

મોટી શ્રદ્ધાના સ્થાનરૂપ જે માણસ જિનેશ્વરની પૂજા કરે છે તેના ઘરનું આંગણું જ સ્વર્ગ સમાન છે, ચક્રવર્ત્તીની શુભ લક્ષ્મી તેની સખી છે, સૌભાગ્ય વગેરે ગુણોની શ્રેણી તેના શરીરરૂપી ઘરને વિષે ઇચ્છા પ્રમાણે વિલાસ કરે છે, તેને સંસારસમુદ્ર સુખે તરવા લાયક થાય છે અને તેના હસ્તતલના મધ્ય ભાગમાં શીઘ્રપણે મુક્તિ આળોટે છે. ૧૬.

જિનપૂજા:—

यः पुष्पैर्जिनमर्चति स्मितसुरस्त्रीलोचनैः सोऽर्च्यते,
यस्तं वन्दत एकशस्त्रिजगता सोऽहर्निशं वन्द्यते।
यस्तं स्तौति परत्र वृत्रदमनस्तोमेन स स्तूयते,
यस्तं ध्यायति क्लृप्तकर्म्मनिधनः स ध्यायते योगिभिः ॥१७॥

सिन्दूरप्रकरण, श्लो० १२.

જે મનુષ્ય જિનેશ્વરને પુષ્પોવડે પૂજે છે તે પુરુષ દેવાંગનાઓનાં વિકસ્વર લોચનોવડે પૂજાય છે, જે મનુષ્ય જિનેંદ્રને એક વાર જ વંદન કરે છે તેને ત્રણ જગત નિરંતર વાંદે છે, જે મનુષ્ય તે ભગવાનની સ્તુતિ કરે છે તેની પરલોકમાં ઇંદ્રના સમૂહ સ્તુતિ કરે છે, તથા જે મનુષ્ય તે પ્રભુનું ધ્યાન કરે છે તે કર્મના નાશ કરનાર પુરુષનું યોગીઓ ધ્યાન કરે છે. ૧૭.

प्रसादनार्थं जगतां जनो यथा,
करोति चेष्टां विविधां समादरात्।

तथैव चेद् विश्वपतेः प्रसादने,
तनोति सिद्धिः सुलभा भवेत् तदा ॥ १८ ॥
मुनि हिमांशुविजय

જેમ જગત્‌ને–( જગત્‌માં કહેવાતા રાજા, શેઠ, સ્ત્રી વગેરે મોટા આકર્ષક માણસોને ) પ્રસન્ન કરવા મનુષ્ય બહુ આદરપૂર્વક અનેક પ્રકારની પ્રવૃત્તિ કરે છે તેવી જ પ્રવૃત્તિ (ચેષ્ટા) જો તે પરમાત્માને પ્રસન્ન કરવા કરે તો, તેને ( મનુષ્યને ) બધી ( ઐહિક અને પારલૌકિક ) સિદ્ધિઓ સહેલી થઇ જાય–મળી આવે. ૧૮.

गृहादिकर्माणि विहाय भव्याः,
श्रीवीतरागं परिपूजयन्ति ।
ये शुद्धभावात्त्रिदशाधिपत्वं,
सम्पादयन्त्याशु शिवं क्रमेण ॥ १९ ॥

જે ભવ્ય પ્રાણીઓ પોતાના ઘર વગેરેનાં કાર્યોને છોડીને શુદ્ધ ભાવથી શ્રીવીતરાગની પૂજા કરે છે તેઓ દેવોનું ઇંદ્રપણુ ભોગવીને અનુક્રમે શીઘ્ર મોક્ષને મેળવે છે. ૧૯.

जिनेन्द्रपूजा सुगतिं तनोति,
ददाति राज्यं च सुरेन्द्रलक्ष्मीम् ।
छिनत्ति दुःखानि च देहभाजां,
नीरोगतां राति सुरूपतां च ॥ २० ॥

જિનેશ્વરની પૂજા પ્રાણીઓને સદ્‌ગતિ વિસ્તારે છે, રાજ્ય આપે છે, સ્વર્ગની લક્ષ્મી આપે છે, દુઃખને છેદી નાખે છે, નીરોગીપણું આપે છે, તથા સારું રૂપ આપે છે. ૨૦.




## અન્ન-મહિમાઃ—

लज्जा स्नेहः स्वरमधुरता बुद्धयो यौवनश्रीः,
प्राणातङ्कः पवनसमता दुःखहानिर्विलासः ।
धर्मः शास्त्रं सुरगुरुमतिः शौचमाचारचिन्ता,
पूर्णे सर्वे जठरपिठरे प्राणिनां सम्भवन्ति ॥ १ ॥

जैनपञ्चतन्त्र, पृ० २४७, श्लो० ७३.

લજ્જા, સ્નેહ, મધુર સ્વર, બુદ્ધિ, યુવાવસ્થાની શોભા, પ્રાણનો વિસ્તાર, વાયુની સમતા-તુલ્યતા, દુઃખનો વિનાશ, વિલાસ, ધર્મ, શાસ્ત્ર, દેવ અને ગુરુને વિષે બુદ્ધિ, શૌચ-પવિત્રતા અને આચારવિચાર એ સર્વે ગુણો પ્રાણીઓનું પેટ પૂર્ણ ભરાયેલું હોય તો જ સંભવે છે. ૧.

अन्नं वै प्राणिनां प्राणा, अन्नमोजःप्रदौषधी ।
तस्मादन्नसमं रत्नं, न भूतं न भविष्यति ॥ २ ॥

वैद्यरसराजसमुच्चय, अ० ८. श्लो० ४७.

અન્ન જ પ્રાણીઓના પ્રાણ છે અને અન્ન જ શરીરના બળને આપનાર ઉત્તમ ઔષધ છે, તેથી આ પૃથ્વી પર અન્ન જેવું બીજું કોઇ રત્ન થયું નથી અને થશે પણ નહીં. ૨.

ભોજનસમયઃ—

देवसाधुपुरस्वामिस्वजनव्यसनादिषु ।
ग्रहणे च न भोक्तव्यं, सत्यां शक्तौ विवेकिना ॥ ३ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० १९.

વિવેકી પુરુષે શક્તિ હોય તો દેવ, સાધુ, નગરનો સ્વામી અને સ્વજન, એમાંના કોઈને પણ કષ્ટ વગેરે પ્રાપ્ત થયું હોય, તથા ચંદ્ર સૂર્યનું ગ્રહણ હોય તે વખતે ભોજન કરવું નહીં. ૩.

કોને જમાડીને જમવું:—

पितुर्मातुः शिशूनां च, गर्भिणीवृद्धरोगिणाम् ।
प्रथमं भोजनं दत्त्वा, स्वयं भोक्तव्यमुत्तमैः ॥ ४ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० २०.

ઉત્તમ પુરુષોએ પિતાને, માતાને, બાળકોને, ગર્ભિણીને, વૃદ્ધને તથા રોગીને પ્રથમ ભોજન આપીને પછી પોતાએ ભોજન કરવું જોઈએ. ૪.

याममध्ये न भोक्तव्यं, यामयुग्मं न लङ्घयेत् ।
याममध्ये रसोत्पत्तिर्युग्मादूर्ध्वं बलक्षयः ॥ ५ ॥

आयुर्वेद, माध्यन्दिनी शाखा, श्लो० १८०.

દિવસના પહેલા પહોરમાં ભોજન કરવું નહીં, તથા બે પહોરને ઉલ્લંઘન કરવા નહીં એટલે બે પહોર પૂરા થાય ત્યાં સુધી ભૂખ્યા રહેવું નહીં; કેમકે પહેલા પહોરમાં ભોજન

કરવાથી રસની ઉત્પત્તિ થાય છે અને બે પહોર ગયા પછી ભોજન કરવાથી બળનો ક્ષય થાય છે. ૫.

## ભોજન કેવું લેવું:—

हितं मितं सदाऽश्नीयात्, यत्सुखेनैव जीर्यते ।
धातुः प्रकुप्यते येन, तदन्नं वर्जयेद्यतिः ॥ ६ ॥

अत्रिस्मृति, श्लो० १०९.

સુખે કરીને જીર્ણ–પાચન થાય તેવું હિતકારક અને માપસર અન્ન ખાવું જોઇએ, પરંતુ જેનાથી શરીરની ધાતુ કોપ–વિકાર પામે તેવું અન્ન મુનિએ વર્જવું જોઇએ. ૬.

आहारस्य तु द्वौ भागौ, तृतीयमुदकस्य तु ।
वायोः सञ्चरणार्थाय, चतुर्थमवशेषयेत् ॥ ७ ॥

कात्यायन.

પોતાના ઉદરના બે ભાગ પૂરાય તેટલો આહાર કરવો, ત્રીજો ભાગ જળથી પૂર્ણ કરવો અને ચોથો ભાગ વાયુના સંચારને માટે ખુલ્લો–ખાલી રાખવો. ૭.

## કેવી રીતે ભોજન ન કરવું:—

साकाशे सातपे सान्धकारे द्रुमतलेऽपि च ।
कदाचिदपि नाश्नीयादूर्ध्वीकृत्य च तर्जनीम् ॥ ८ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ३०.

ઉઘાડી જગ્યામાં, તડકામાં, અંધારામાં, વૃક્ષ નીચે અને અંગુઠા પાસેની આંગળી ઉંચી રાખીને કોઇ વખત ભોજન કરવું નહિ. ૮.

अधौतमुखहस्तांह्रिर्नग्नश्च मलिनांशुकः ।
सव्येन हस्तेनोपात्तस्थालो भुञ्जीत न क्वचित् ॥ ९ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ३१.

હાથ, મોઢું અને પગ ધોયા વગર, મેલા કપડા પહેરીને અને ડાબા હાથમાં થાળી પકડીને કદાપિ ભોજન કરવું નહિ. ૯.

एकवस्त्रान्वितश्चार्द्रवासा वेष्टितमस्तकः ।
अपवित्रोऽतिगार्द्ध्यश्च, न भुञ्जीत विचक्षणः ॥ १० ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ३२.

બુદ્ધિશાળી માણસે એક કપડું પહેરીને, લીલું કપડું પહેરીને, મસ્તક ઉપર કપડું વીંટાળીને, શરીર પવિત્ર કર્યા વગર અને બહુ જ લોલુપતાપૂર્વક ભોજન કરવું નહિ. ૧૦.

उपानत्सहितो व्यग्रचित्तः केवलभूस्थितः ।
पर्यङ्कस्थो विदिग्याम्याननो नाद्यात्कृशासनः ॥११॥

विवेकविलास, उल्लास ३, श्लो० ३३.

જોડા પહેરીને, વ્યગ્ર ચિત્તે, કેવળ ભૂમિ ઉપર જ બેસીને, પલંગ ઉપર બેસીને, વિદિશા (ખૂણા) તરફ મોઢું રાખીને અને સાંકડા આસન ઉપર બેસીને ભોજન કરવું નહિ. ૧૧.

आसनस्थपदो नाद्याच्चण्डालैश्च निरीक्षितः ।
पतितैश्च तथा भिन्ने, भाजने मलिनेऽपि च ॥१२॥

विवेकविलास, उल्लास ३, श्लो० ३४.

આસન ઉપર પગ રાખીને, ચંડાલ અને ધર્મભ્રષ્ટ

માણુસોની દેખતાં અને તૂટેલાં તથા ગંદા વાસણમાં ભોજન કરવું નહિ. ૧૨.

### ભોજન કેવું ન ખાવું:—

अमेध्यसम्भवं नाद्याद् दृष्टं भ्रूणादिघातकैः ।
रजस्वलापरिस्पृष्टमाघ्रातं गोश्वपक्षिभिः ॥ १३ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ३५.

અપવિત્ર વસ્તુનું બનેલું, બાળક વગેરેની હત્યા કરનાર પુરુષે જોયેલું, અભડાયેલી સ્ત્રીનું અડેલું અને બળદ કુતરા અને પંખીએ સુંઘેલું ભોજન ખાવું નહિ. ૧૩.

### અજીર્ણમાં ભોજન ત્યાગ:—

अजीर्णे पुनराहारे, गृह्यमाणः प्रकोपयेत् ।
वातं पित्तं तथा श्लेष्मदोषमाशु शरीरिणाम् ॥ १४ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० २३.

અજીર્ણમાં આહાર કરવાથી મનુષ્યોને તત્કાળ વાત, પિત્ત અને કફ દોષ પ્રકોપ પામે છે. ૧૪.

### મૌન ભોજન ફળ:—

यस्तु संवत्सरं पूर्ण, भुङ्क्ते मौनेन सर्वदा ।
युगकोटिसहस्रेषु, स्वर्गलोके महीयते ॥ १५ ॥

अत्रिस्मृति, अध्याय १, श्लो० ३२४.

જે મનુષ્ય સંપૂર્ણ એક વર્ષ સુધી હંમેશાં મૌનપણે ભોજન કરે તે હજાર કરોડ યુગ સુધી સ્વર્ગલોકમાં પૂજાય છે. ૧૫.

## ભૂખ્યા ભોજન કરવું:—

अग्नावुदीर्णे जातायां, बुभुक्षायां च भोजनम् ।
आयुर्बलं च वर्णं च, संवर्धयति देहिनाम् ॥ १६ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० २२.

જઠરાગ્નિ પ્રદીપ્ત થાય અને ભૂખ બરાબર લાગી હોય તે વખતે ભોજન કરવાથી મનુષ્યોનું આયુષ્ય, બળ અને વર્ણ વૃદ્ધિ પામે છે. ૧૬.

## જેવું ભોજન તેવી સંતતિ:—

दीपो भक्षयते ध्वान्तं, कज्जलं च प्रसूयते ।
यदन्नं भक्षयेन्नित्यं, जायते तादृशी प्रजा ॥ १७ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ८, श्लो० ३.

દીવો અંધકારનું ભક્ષણ કરે છે તેથી તે કાજળને ઉત્પન્ન કરે છે, તે જ પ્રમાણે મનુષ્ય હમેશાં જેવું અન્ન ખાય છે તેવી જ તેની સંતતિ ઉત્પન્ન થાય છે. ૧૭.

## છ ઋતુનું ભોજન:—

सूक्ष्मं गोधूमचूर्णं घृत-गुडसहितं नालिकेरोरुखण्डं,
एला-पत्रादि-सुण्ठी-मरिच-तजयुतं पेशलं नागपुष्पम् ।
पक्त्वा ताम्रे कटाहे टलपटलतले पावके मन्दकान्तौ,
धन्यैर्हेमन्तकाले प्रचुरघृतयुता भुज्यते लापनश्रीः ॥१८॥

सारङ्गधरसंहिता, अध्याय ७, श्लो०१४

ઘી ગોળ સહિત ઘઉંનો ઝીણો આટો, નાળીયેરની સાથે ઘણી ખાંડ, એલાયચી, તમાલપત્ર, સુંઠ, મરી અને તજવડે

યુક્ત મનોહર નાગપુષ્પ–નાગરવેલનું પાન, તાંબાના પાત્રમાં મંદ કાંતિવાળા અગ્નિ ઉપર પકાવેલી ઘણા ઘીવડે યુક્ત લાપશીઃ આ સર્વ પદાર્થ હેમંત ઋતુમાં ધન્ય પુરુષો ખાય છે. ૧૮.

शरदि यज्जलं पीतं, यद्भुक्तं पौषमाघयोः ।
ज्येष्ठाषाढे च यत्सुप्तं, तेन जीवन्ति मानवाः ॥१९॥

उपदेशप्रासाद, भाग २, पृ. १४. ( प्र. स. )*

શરદ ઋતુમાં ( આસો તથા કાર્તિક માસમાં ) જે જળ પીધું હોય, પોષ અને માઘ માસમાં જે ભોજન કર્યું હોય, તથા જેઠ અને અષાડ માસમાં જે નિદ્રા લીધી હોય તેનાથી મનુષ્યો જીવે છે–એટલે તે તે માસમાં તે તે પદાર્થો જીવિતને પુષ્ટિ કરનારા છે. ૧૯.

वर्षासु लवणममृतं, शरदि जलं गोपयश्च हेमन्ते ।
शिशिरे चामलकरसो, घृतं वसन्ते गुडश्च ग्रीष्मान्ते ॥२०॥

उपदेशप्रासाद, भाग २, पृ० १४. (प्र स.)*

વર્ષા ઋતુમાં મીઠું–લૂણ અમૃત સમાન છે, શરદ ઋતુમાં જળ અમૃત સમાન છે, હેમંત ઋતુમાં ગાયનું દૂધ અમૃત સમાન છે, શિશિર ઋતુમાં આમળાનો રસ અમૃત સમાન છે, વસંત ઋતુમાં ઘી અમૃત સમાન છે અને ગ્રીષ્મ ઋતુમાં ગોળ અમૃત સમાન છે. ૨૦.

ભોજન પછી શું કરવું અને શું ન કરવું:—

करेण सलिलार्द्रेण, न गण्डौ नापरं करम् ।
नेक्षणे च स्पृशेत्किन्तु, स्प्रष्टव्ये जानुनी श्रिये ॥ २१ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ५४.

( ભોજન કર્યા બાદ ધોયેલો ) ભીનો હાથ ગાલ ઉપર, ડાબા હાથે અને બન્ને આંખોએ અડાડવો નહીં, પરન્તુ એ હાથ બન્ને જાંઘ ઉપર લગાડવો મંગળકારી છે. ૨૧.

मा करेण करं पार्थ ! मा गल्लौ मा च चक्षुषी ।
जानुनी स्पृश राजेन्द्र ! भर्तव्या बहवो यदि ॥ २२ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ५५.

હે રાજાધિરાજ અર્જુન ! જો તું ઘણા માણસોનું પોષણ કરવા ચાહતો હોય તો ( ભીના ) હાથે હાથને, ગાલને કે આંખને સ્પર્શ ન કરતાં જંઘાને સ્પર્શ કરજે. ૨૨.

भोजनानन्तरं याच्यं, शलाकाद्वयमादरात् ।
यद्येका पतिता भूमावायुर्वित्तं च हीयते ॥ २३ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ६०

ભોજન કરી લીધા પછી વિનયપૂર્વક ( દાંત ખોતરવા માટે ) બે સળીઓ માગવી અને એમાંથી એક જો જમીન ઉપર પડી જાય તો ધન અને આયુષ્યનો નાશ થાય. ૨૩.

भोजनानन्तरं वामकटिस्थो घटिकाद्वयम् ।
शयीत निद्रया हीनं, पूर्वं पदशतं व्रजेत् ॥ २४ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ६१.

ભોજન કર્યા પછી સૌથી પહેલાં સો ડગલા ચાલવું અને ત્યારબાદ બે ઘડી સુધી ડાબે પડખે ઉંઘ લીધા વગર સૂવું. ૨૪.

ચહાનિંદા:—

अज्ञैरज्ञैस्तरुणजरठैः ब्रह्मणैरन्त्यजातैः,
पौरैर्ग्राम्यैर्नरपतिवरैर्निगृहैर्निस्वकैश्च ।
प्रातः सायं नियमिततयाऽभ्यर्चितो भक्तिभावाद्
हाहा ! चाहा ! हत कलियुगे कर्षति प्राणवित्तम् ॥ २५ ॥

બુદ્ધિશાળી અને બુદ્ધિહીન, તરુણ અને વૃદ્ધ, બ્રાહ્મણ કે શૂદ્ર, શહેરી કે ગ્રામીણ, રાજા કે ગરીબ-નિર્ધન, સવારે કે સાંજે નિયમિતપણે ભક્તિપૂર્વક ચાની પૂજા કરે છે-ચહા પીવે છે, ખરેખર આ ચહા કળિયુગમાં પ્રાણ અને પૈસાનું પાણી કરે છે. ૨૫.





# क्षुधा ( ५४ )

ક્ષુધાની વેદના:—

त्यजेत्क्षुधार्तो महिलां सपुत्रां,
खादेत् क्षुधार्त्ता भुजगी स्वमण्डम् ।
बुभुक्षितः किं न करोति पापं ?
क्षीणा नरा निष्करुणा भवन्ति ॥ १ ॥

काव्यरविमण्डल, सर्ग ३, श्लो० २७.

ભૂખથી પીડાયેલો માણસ પુત્ર સહિત સ્ત્રીનો ત્યાગ કરે છે, ભૂખથી પીડાયેલી સર્પિણી પોતાનાં ઇંડાંને ખાઈ જાય છે, ભૂખ્યો માણસ કયું પાપ ન કરે ? ( કારણ કે) ક્ષીણ થયેલા માણસો દયા રહિત ( નિર્દય ) થાય છે. ૧.

ભૂખ્યો શું ન કરે:—

मानं मुञ्चति गौरवं परिहरत्यायाति दीनात्मतां,
लज्जामुत्सृजति श्रयत्यदयतां नीचत्वमालम्बते ।
भार्याबन्धुसुतासुतेष्वपकृतीर्नानाविधाश्चेष्टते,
किं किं यन्न करोति निन्दितमपि प्राणी क्षुधापीडितः ? ॥२॥

ક્ષુધાથી પીડા પામેલો પ્રાણી કયા કયા નિંદિત કાર્યને પણ નથી કરતો ? સર્વ કાર્યને કરે છે; કેમકે તે માનને

મૂકી દે છે, ગૌરવનો ત્યાગ કરે છે, દીનતાને પામે છે, લજ્જાનો ત્યાગ કરે છે, નિર્દયપણાનો આશ્રય કરે છે, નીચતાનું અવલંબન કરે છે, તથા સ્ત્રી, બંધુ, પુત્રી અને પુત્રને વિષે પણ વિવિધ પ્રકારના અપકાર કરે છે. ૨.

## ક્ષુધા : સર્વ અનર્થકારીઃ—

आदौ रूपविनाशिनी कृशकरी कामस्य विध्वंसिनी,
पुत्रभ्रातृकलत्रछेदनकरी लज्जां च निर्नाशिनी ।
ज्ञानं मन्दकरी तपःक्षयकरी धर्मस्य निर्मूलनीं,
सा मां पीडति सर्वदोपजननी प्राणप्रहारी क्षुधा ॥ ३ ॥

मार्कण्डपुराण, स्कन्ध ९, अध्याय १७, श्लो० ९.

જે ક્ષુધા પ્રથમ રૂપનો વિનાશ કરે છે, પછી શરીરને કૃશ કરે છે, કામનો નાશ કરે છે, પુત્ર, ભાઈ અને સ્ત્રીનું છેદન કરે છે, લજ્જાનો નાશ કરે છે, જ્ઞાનને મંદ કરે છે, તપનો ક્ષય કરે છે અને ધર્મને નિર્મૂળ (નાશ) કરે છે, તે સર્વ દોષને ઉત્પન્ન કરનારી તથા પ્રાણનું હરણ કરનારી ક્ષુધા મને અત્યંત પીડા કરે છે. ૩.





# जल ( ५५ )

## કેવું જળ ન પીવું:—

न पिबेत् पशुवत्तोयं, पीतशेषं च वर्जयेत् ।
तथा नाञ्जलिना पेयं, पयः पथ्यं सितं यतः ॥ १ ॥

विवेकविलास, उल्लास ३, श्लो० ५३.

પશુઓની માફક પાણી પીવું નહિ તેમજ એઠું પાણી પણ પીવું નહિ અને જરૂરત પ્રમાણેનું પાણી જ ગુણકારી હોવાના કારણે ખોબાવડે પાણી પીવું નહિ. ૧.

## જળ કેમ પીવું:—

अत्यम्बुपानान्न विपच्यतेऽन्न-
मनम्बुपानाच्च स एव दोषः ।
तस्मान्नरो वह्निविवर्धनार्थं,
मुहुर्मुहुर्वारि पिबेदभूरि ॥ २ ॥

ઘણું જળ પીવાથી અન્ન પચતું નથી અને જળ નહીં પીવાથી પણ તે જ દોષ થાય છે એટલે કે અન્ન પચતું નથી; તેથી મનુષ્યે જઠરાગ્નિને વધારવા માટે વારંવાર થોડું થોડું જળ પીવું જોઇએ. ૨.

જળના અનંત જીવો:—

कुसुम्भकुङ्कुमाम्भोवन्निचितं सूक्ष्मजन्तुभिः ।
न दृढेनापि वस्त्रेण, शक्यं शोधयितुं जलम् ॥ ३ ॥

उत्तरमीमांसा, श्लो० ३८.

કુસુંબ અને કંકુના જળમાં જેમ તે રંગ વ્યાપીને રહેલ છે તેમ જળમાં સૂક્ષ્મ જંતુઓ પણ વ્યાપીને રહેલા છે, તેથી દૃઢ-જાડા વસ્ત્રવડે પણ જળ શોધી શકાય તેમ નથી. ૩.

लूतास्यतन्तुपतिते, ये बिन्दौ सन्ति जन्तवः ।
सूक्ष्मा भ्रमरमानास्ते, नैव मान्ति त्रिविष्टपे ॥ ४ ॥

महाभारत, शान्तिपर्व, अ० १९, श्लो० ३०.

કરોળીયાની જાળમાંથી પડેલા એક જ બિંદુમાં જેટલા સૂક્ષ્મ જંતુઓ રહેલા છે તે બધા જો ભમરા જેવડા બની જાય તો ત્રણે લોકમાં ન સમાઈ શકે. ૪.

જળનો ગુણ:—

अजीर्णे भेषजं वारि, जीर्णे वारि बलप्रदम् ।
अमृतं भोजनार्धे तु, भुक्तस्योपरि तद्विषम् ॥ ५ ॥

वृद्धचाणक्यनीति, अ० ८, श्लो० ७.

અજીર્ણ થયું હોય ત્યારે જળ પીવું એ તેનું ઔષધ છે, જીર્ણ થયા પછી જળ પીવું તે બળ આપનારું છે, અર્ધ ભોજન કરીને જળ પીવું તે અમૃત સમાન છે અને જમ્યા પછી તરત જળ પીવું તે વિષ સમાન છે. ૫.

અળગણ જળથી પાપઃ—

ग्रामाणां सप्तके दग्धे, यत् पापं समुत्पद्यते(जायते किल) ।
तत् पापं जायते पार्थ ! जलस्यागलिते घटे ॥ ६ ॥
विष्णुपुराण.

હે અર્જુન ! સાત ગામ બાળવાથી જેટલું પાપ થાય છે, તેટલું પાપ એક ઘડા અળગણુ પાણી વાપરવાથી થય છે. ૬.

संवत्सरणे यत् पापं, कैवर्तस्यैव जायते ।
एकाहेन तदाप्नोति, अपूतजलसङ्ग्रही ॥ ७ ॥
पद्मपुराण, प्रभासखण्ड, अ० ३६, श्लो० ४२.

મચ્છીમાર એક વર્ષમાં જેટલું પાપ કરે છે, તેટલું પાપ ગળ્યા-વિનાના જળને સંગ્રહ કરનાર એક દિવસમાં જ પામે છે. ૭.

જલગાલન વિધિઃ—

षट्त्रिंशदङ्गुलायामं, विंशत्यङ्गुलविस्तृतं ।
दृढं गलनकं कार्य, भूयो जीवान् विशोधयेत् ॥ ८ ॥
लिङ्गपुराण, अ० ११७, श्लो० १०१.

છત્રીશ આંગળ લાંબુ અને વીશ આંગળ પહોળું એવું દૃઢ ગળણું કરવું, અને તે વડે ફરીથી જીવને શોધવા—પાણી ગળીને જીવોની રક્ષા કરવી. ૮.

विंशत्यङ्गुलमानं तु, त्रिंशदङ्गुलमायतम् ।
तद् वस्त्रं द्विगुणीकृत्य, गालयित्वा पिबेज्जलम् ॥ ९ ॥
तस्मिन् वस्त्रे स्थितान् जीवान्, स्थापयेत् जलमध्यतः ।
एवं कृत्वा पिबेत्-तोयं, स याति परमां गतिम् ॥ १० ॥
- महाभारत, आदिपर्व, अ० ३०, श्लो०, १३.

વીશ આંગળ પહોળું અને ત્રીશ આંગળ લાંબું એવું વસ્ત્ર બેવડું કરીને તેનાવડે જળ ગળીને પછી પીવું અને તે વસ્ત્રમાં જે જીવો રહેલા હોય તેમને જળમાં મૂકી દેવા. આ પ્રમાણે કરીને જે માણસ જળ પીએ છે તે માણસ પરમ ગતિને–મોક્ષને પામે છે. ૯, ૧૦.

तत्र स्थाने स्थितान् जीवान्, स्थापयेज्जलमध्यतः ।
जीवरक्षणहेतुश्च, इत्येवं मनुरब्रवीत् ॥ ११ ॥

मनुस्मृति, पूर्वभाग, श्लो० ३२.

તે જળ ગળેલા વસ્ત્રમાં રહેલા જીવોને તેમનું રક્ષણ કરવાને માટે જળને વિષે સ્થાપન કરવા, એમ મનુએ કહ્યું છે. ૧૧.

ગળેલ જળથી પુણ્યઃ—

त्रैलोक्यमखिलं दत्त्वा, यत्पुण्यं वेदपारगे ।
ततः कोटिगुणं पुण्यं, वस्त्रपूतेन वारिणा ॥ १२ ॥

कूर्मपुराण, अ० २६, श्लो० १०९.

વેદના પારને પામેલા એવા બ્રાહ્મણને સમગ્ર ત્રણ ભુવનનું દાન આપવાથી જે પુણ્ય થાય છે, તેથી કરોડગણું પુણ્ય વસ્ત્રવડે ગળેલું પાણી વાપરવાથી થાય છે. ૧૨.

यः कुर्यात् सर्वकार्याणि, वस्त्रपूतेन वारिणा ।
स मुनिः स महासाधुः, स योगी स महाव्रती ॥ १३ ॥

विष्णुपुराण, अ० १०७, श्लो० १८.

જે માણસ વસ્ત્રથી ગળેલા પાણીવડે જ સર્વ કાર્યો કરે છે તે જ મુનિ છે, તે મહાસાધુ છે, તે જ યોગી છે અને તે જ મહાવ્રતી છે. ૧૩.

## स्वाध्याय ( ५६ )

સ્વાધ્યાય મહિમાઃ—

स्वाध्यायगुणने यत्नः, सदा कार्यो मनीषिभिः ।
कोटिदानादपि श्रेष्ठं, स्वाध्यायस्य फलं यतः ॥ १ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १५, श्लो० ९.

બુદ્ધિમાનોએ હમેશાં સ્વાધ્યાય ગણવામાં યત્ન કરવો જોઈએ, કારણ કે કરોડોનાં દાનથી પણ સ્વાધ્યાયનું ફળ શ્રેષ્ઠ છે. ૧.

સ્વાધ્યાયના પ્રકારઃ—

स्वाध्यायः पञ्चधा ज्ञेयो वाचना प्रच्छना तथा ।
परावृत्तिरनुप्रेक्षा, धर्मसम्बन्धिनी कथा ॥ २ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १५, श्लो. ५.

વાચના, પ્રચ્છના, પરાવૃત્તિ, અનુપ્રેક્ષા અને ધર્મ સંબંધી કથાઃ એ પ્રમાણે પાંચ પ્રકારે સ્વાધ્યાય જાણવો. ૨.

સ્વાધ્યાય-પ્રકાર વિવરણઃ—

वाचना तु गुरूपान्तेऽध्ययनं विनयेन यत् ।
प्रच्छनाऽधीतशास्त्रान्तर्गतसंशयनिर्णयः ॥ ३ ॥

उपदेशकल्पवल्लो, पल्लव १५, श्लो० ६.

ગુરુમહારાજ પાસે વિનયપૂર્વક જે ભણવું તે વાચના

કહેવાય, અને ભણેલા શાસ્ત્રોની અંદર રહી ગયેલા સંશયોને પૂછી તેનો નિર્ણય કરવો તે પ્રચ્છના કહેવાય. ૩.

परावृत्तिः पुराधीतागमोच्चारः पुनः पुनः ।
तद्विचारस्त्वनुप्रेक्षा, व्याख्या धर्मकथा भवेत् ॥४॥

उपदेशकल्पवल्ली, पल्लव १५, श्लो० ७.

પહેલાં ભણેલાં શાસ્ત્રોનો વારંવાર ઉચ્ચાર કરવો—આવૃત્તિ કરવી તે પરાવૃત્તિ કહેવાય, એ ભણેલાં શાસ્ત્રોની વિચારણા કરવી તે અનુપ્રેક્ષા કહેવાય અને તેનું વ્યાખ્યાન કરવું તે ધર્મકથા કહેવાય. ૪.

સ્વાધ્યાય સંખ્યાઃ—

श्रमणैः श्रावकैश्चापि, क्रियाकरणतत्परैः ।
चतुर्वारं विधातव्यः, स्वाध्यायोऽयमहर्निशम् ॥ ५ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १५, श्लो० ८.

ક્રિયા કરવામાં તત્પર એવા સાધુઓએ તથા શ્રાવકોએ પણ રાતદિવસમાં ચાર વાર સ્વાધ્યાય કરવો જોઈએ. ૫.



## चतुर्मास ( ५७ )

ચતુર્માસ કર્તવ્યઃ—

उपवासस्य नियमं, सर्वदा मौनभोजनम् ।
तस्मात्सर्वप्रयत्नेन, चातुर्मास्ये व्रती भवेत् ॥ १ ॥

भविष्योत्तरपुराण, अ० २९, श्लो० ३२.

—તેથી કરીને ચોમાસાના ચાર માસમાં સર્વ પ્રયત્નથી એટલે પોતાની જેટલી શક્તિ હોય તેટલી શક્તિ ફોરવીને વ્રતવાળા થવું-વ્રત ગ્રહણ કરવું; તેમજ અમુક અમુક તિથિએ ઉપ-વાસનો નિયમ કરવો અને સદા મૌનપણે ભોજન કરવું. ૧.

ચતુર્માસ વર્જ્યઃ—

योगस्थे च हृषीकेशे, यद्वर्ज्यं तन्निशामय ।
प्रवासं नैव कुर्वीत, मृत्तिकां नैव खानयेत् ॥ २ ॥

योगतारावली, श्लो० ५३.

વિષ્ણુ ચાતુર્માસમાં યોગને વિષે રહે છે તે વખતે જે જે વર્જવાનું છે તે તું સાંભળ—ચાર માસમાં પ્રવાસ કરવો નહીં, તથા માટી ખોદવી નહિ. ૨.

परान्नं वर्जयेद्यस्तु, तस्य पुण्यमनन्तकम् ।
भुञ्जते केवलं पापं, यो (ये) मौनेन न भुञ्जते ॥ ३ ॥

मार्कण्डपुराण, अ० १०, श्लो० २२.

ચતુર્માસમાં જે પુરુષ બીજાના અન્નનું ભોજન ન કરે તેને અનંત પુણ્ય પ્રાપ્ત થાય છે, તથા જેઓ મૌનપણે ભોજન કરતા નથી તેઓ કેવળ પાપનું જ ભોજન કરે છે. ૩.

एकान्नेन महीपाल ! चातुर्मास्यं निषेवते ।
चतुर्भुजो नरो भूत्वा, प्रयाति परमं पदम् ॥ ४ ॥

महाभारत, उत्तरपर्व, अ० ८, श्लो० २४.

હે રાજા ! ચતુર્માસમાં જે એક જ અન્નનું ભોજન કરે છે તે નર ચાર ભુજાવાળો ( વિષ્ણુરૂપ ) થઈને મોક્ષપદને પામે છે. ૪.

वृन्ताकान् राजमाषांश्च, वल्लकुलत्थांश्च तूवरीम् ।
कलिङ्गानि त्यजेद्यस्तु, मूलकं तन्दुलीयकम् ॥ ५ ॥

योगवासिष्ठ, पूर्वार्ध्र, अ० १३, श्लो० ४०.

વૃંતાક-રીંગણાં, રાજમાષ-અડદ, વાલ, કળથી. તુવેર, કાલીંગડા, ભૂળા અને તાંદલીયાની ભાજી વગેરેનો ત્યાગ કરવો. ૫.

ચતુર્માસમાં લગ્નનિષેધઃ—

वर्षासु शुभकार्याणि, नान्यान्यपि समाचरेत् ।
गृहिणां मुख्यकार्यस्य, विवाहस्य तु का कथा ? ॥ ६ ॥

कल्पसूत्रसुबोधिका व्या० ७, पृ. २१३. ( आत्मा. स. )

વર્ષાઋતુમાં બીજાં પણ શુભ કાર્યો કરવાં ન જોઈએ,

તો પછી ગૃહસ્થીઓનું મુખ્ય કાર્ય જે વિવાહ તે ન કરવો તેમાં શું કહેવું ? ૬.

ચતુર્માસ કર્તવ્યફળઃ—

एकान्तरोपवासी च, ब्रह्मलोके प्र( म )हीयते ।
धारणान्नखलोमानां, गङ्गास्नानं दिने दिने ॥ ७ ॥

भविष्योत्तरपुराण, अ० २६, श्लो० १६.

ચતુર્માસમાં જે પુરુષ એકાંતર ઉપાવાસ કરે તે બ્રહ્મલોકમાં જાય છે, તથા નખ અને કેશ ધારણ કરવાથી–વધારવાથી હમેશાં ગંગાસ્નાન જેટલું પુણ્ય થાય છે. ૭.

## वचन ( ५८ )

વચન : ખરું ભૂષણ:—

किं हारैः किमु कङ्कणैः किमसमैः कर्णावतंसैरलं,
केयूरैर्मणिकुण्डलैरलमलं साडम्बरैरम्बरैः ।
पुंसामेकमखण्डितं पुनरिदं मन्यामहे मण्डनं,
यन्निष्पीडितपार्वणामृतकरस्यन्दोपमाः सूक्तयः ॥ १ ॥

મનુષ્યોને હારવડે શું છે ? કંકણ પહેરવારથી શું છે ? ઉત્તમ કર્ણના આભૂષણવડે શું છે ? બાજુબંધ પહેરવાથી સર્યું, મણિના કુંડલ પહેરવાથી સર્યું, ઘ:ને આડંબરવાળા વસ્ત્રોવડે પણ સર્યું. ( આ સર્વ કાંઇ પણ શોભા આપનારાં નથી. ) પરંતુ વાદળાં વગેરેના આવરણ રહિત શરદ પુનમના ચંદ્રની ચાંદની જેવું એક સુભાષિત જ પુરુષોનું અખંડ આભૂષણું છે એમ અમે માનીએ છીએ. ૧.

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला
न स्नानं न विलेपनं न कुसुमं नालङ्कृता मूर्धजाः।
वाण्येका समलङ्करोति पुरुषं या संस्कृता धार्यते,
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥ २ ॥

नीतिशतक ( भर्तृहरी ), श्लो० १९.

પુરુષને બાજુબંધ શોભાવતા નથી, ચંદ્ર જેવા ઉજ્જવળ હાર શોભાવતા નથી, સ્નાન શોભાવતું નથી, વિલેપન શોભા-

વતું નથી, પુષ્પની માળા શોભાવતી નથી, તથા સાફ કરેલા કેશો શોભાવતા નથી પરંતુ જે એક સારી વાણી ધારણ કરવી તે જ પુરુષને શોભાવે છે; કેમકે અન્ય ભૂષણોનો તો ક્ષય થાય છે, પરંતુ વાણીરૂપી ભૂષણ જ નિરંતરનું ભૂષણ છે. ૨.

**વચન : જાતિલક્ષણ:—**

न जारजातस्य ललाटशृङ्गं,
कुले प्रसूतस्य न पाणिपद्मम् ।
यदा यदा मुञ्चति वाक्यबाणं,
तदा तदा जातिकुलप्रमाणम् ॥ ३ ॥

જારથી ઉત્પન્ન થયેલા મનુષ્યને માથે શીંગડા હોતા નથી, તેમ જ ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલા મનુષ્યના હાથમાં કમળ હોતું નથી; પરંતુ જ્યારે જ્યારે વચનરૂપી બાણને મૂકે છે ત્યારે ત્યારે તેનાં જાતિ અને કુળ જણાઇ આવે છે. ૩.

**કેવું વચન બોલવું:—**

परो रुष्यतु वा मा वा, विषवत् प्रतिभातु वा ।
भाषितव्या हिता भाषा, स्वपक्षगुणकारिणी ॥ ४ ॥

त्रिषष्टि०, पर्व १०, सर्ग १२, श्लो० ३३३.

બીજો એટલે સામો માણસ રોષ કરો અથવા ન કરો, અથવા વિષ જેવું તેને ભાસો તો પણ ડાહ્યા પુરુષે પોતાના પક્ષને ગુણ કરનારી અને હિતકારક જ ભાષા બોલવી. ૪.

विमर्शपूर्वकं स्वार्थस्थापकं हेतुसंयुतम् ।
स्तोकं कार्यकरं स्वादु, निर्गर्वं निपुणं वदेत् ॥ ५ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३१२.

વિચાર યુક્ત, પોતાના કહેવાના આશયને બતાવનારું, સકારણ, ટૂંકું, પોતાના કાર્યને પાર પાડનારું, મીઠું, અભિમાન વગરનું અને બુદ્ધિયુક્ત ( એવું વાક્ય ) બોલવું જોઇએ. ૫.

उक्तः सप्रतिमो ब्रूयात्, सभायां सूनृतं वचः ।
अनुल्लण्ठमदैन्यं च, सार्थकं हृदयङ्गमम् ॥ ६ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३१३.

સભામાં કંઇ પૂછવામાં આવે ત્યારે સાચું, મધુર, સરળ, દીનતા વગરનું, અર્થયુક્ત અને હૃદયને અસર કરે એવું વાક્ય બોલવું જોઇએ. ૬.

उदारं विकथोन्मुक्तं, गम्भीरमुचितं स्थिरम् ।
अपशब्दोज्झितं लोकमर्मास्पर्शि सदा वदेत् ॥ ७ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३१४.

ઉદાર-સારા અર્થવાળું, વિકથા રહિત, ગંભીરતાવાળું, ઉચિત, સ્થિરતાવાળું, અપશબ્દ રહિત અને લોકના મર્મને સ્પર્શ કરનારું ન હોય, એવું વચન સદા બોલવું યોગ્ય છે. ૭.

सम्बद्धं शुद्धसंस्कारं, सत्यानृतमनाहतम् ।
स्पष्टार्थं मार्दवोपेतमहसंश्च वदेद्वचः ॥ ८ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३१५.

પૂર્વાપર સંબંધવાળું, શુદ્ધ સંસ્કારવાળું ( વ્યાકરણના દોષ રહિત ), સત્ય-પ્રાણીઓને હિતકારક, અનૃત-સાચું, અનાહત-કોઇથી ખંડન ન થાય તેવું, પ્રગટ અર્થવાળું અને કોમળતાયુક્ત એવું વચન હાંસી કર્યા વિના બોલવું જોઇએ. ૮

परार्थस्वार्थराजार्थकारकं धर्मसाधकं ।
वाक्यं प्रियं हितं वाच्यं, देशकालानुगं बुधैः ॥ ९ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३२४.

પરના અર્થને, પોતાના અર્થને તથા રાજાના અર્થને કરનારું (એટલે કે આ ત્રણમાંથી કોઇને હરકત ન આવે તેવું), તથા ધર્મને સાધનારું, પ્રિય, હિતકારક અને દેશકાળને અનુસરતું વચન ડાહ્યા પુરુષે બોલવું યોગ્ય છે. ૯.

निरवद्यं वदेद्वाक्यं, मधुरं हितमर्थवत् ।
प्राणिनां चेतआह्लादि, मिथ्यावादबहिष्कृतम् ॥ १० ॥

तत्त्वामृत, श्लो० ३२५.

(મનુષ્યોએ) પાપ રહિત, મધુર, હિતકારક, અર્થ-પ્રયોજનવાળું, પ્રાણીઓના ચિત્તને આનંદ કરનારું અને મિથ્યાવાદ રહિત–અસત્યપણાથી રહિત એવું વચન બોલવું જોઇએ. ૧૦.

तास्तु वाचः सभायोग्या याश्चित्ताकर्षणक्षमाः ।
स्वेषां परेषां विदुषां, द्विषामविदुषामपि ॥ ११ ॥

જે વાણી પોતાના મનુષ્યો, બીજાઓ, વિદ્વાનો, શત્રુઓ અને અજ્ઞાનીઓઃ આ સર્વના ચિત્તનું આકર્ષણ કરવામાં સમર્થ હોય, તે વાણી સભાને યોગ્ય–સભામાં બોલવા યોગ્ય છે. ૧૧.

दारेषु किञ्चित् स्वजनेषु किञ्चित्,
गोप्यं वयस्येषु सुतेषु किञ्चित् ।

युक्तं न वा युक्तमिदं विचिन्त्य,
वदेद्विपश्चिन्महतोऽनुरोधात् ॥ १२ ॥

सारसङ्ग्रह (प्रद्युम्न), અ० ૩, શ્લો० ૬.

કોઈક વાત સ્ત્રીથી ગુપ્ત રાખવા જેવી હોય, કોઈક વાત સ્વજનોથી ગુપ્ત રાખવા જેવી હોય, કોઈક વાત મિત્રોથી ગુપ્ત રખવા જેવી હોય અને કોઈક વાત પુત્રોથી ગુપ્ત રાખવા જેવી હોય છે; તેથી મહાપુરુષોના માર્ગને અનુસારે યોગ્ય અને અયોગ્યનો વિચાર કરીને પછી પંડિત પુરુષે બોલવું જોઈએ. ૧૨.

सत्यं मित्रैः प्रियं स्त्रीभिरलीकमधुरं द्विपा ।
अनुकूलं च सत्यं च, वक्तव्यं स्वामिना सह ॥ १३ ॥

મિત્રોની પાસે સત્ય વચન બોલવું, સ્ત્રીની પાસે પ્રિય વચન બોલવું, શત્રુની પાસે અસત્ય અને પ્રિય વચન બોલવું તથા સ્વામીની પાસે અનુકૂળ અને સત્ય વચન બોલવું. ૧૩.

ક્યારે ન બોલવું:—

स्वामिनां स्वगुरूणां च, नाधिक्षेप्यं वचो बुधैः ।
कदाचिदपि चैतेषां, जल्पतां नान्तरा वदेत् ॥ १४ ॥

विवेकविलास, ઉલ્લાસ ૮, શ્લો० ૩૨૫.

ડાહ્યા માણસોએ પોતાના શેઠ અથવા પોતાના વડિલોના વચનની સામે થવું નહિ તેમજ એઓ જ્યારે બોલતા હોય ત્યારે કદાપિ વચમાં બોલવું નહિ. ૧૪.

सदा मूकत्वमासेव्यं, वाच्यमानेऽन्यमर्मणि ।
श्रुत्वा तथा स्वमर्माणि, बाधिर्यं कार्यमुत्तमैः ॥ १५ ॥

विवेकविलास, ઉલ્લાસ ૮, શ્લો० ૩૨૨.

અન્ય જનનું મર્મ-ગુહ્ય કહેવામાં-પ્રગટ કરવામાં આવતું હોય ત્યારે ઉત્તમ પુરુષોએ સદા મુંગા રહેવું અને પોતાની ગુહ્ય વાત સાંભળવામાં આવે ત્યારે સદા બહેરા થવું. (તેવી વાત સાંભળવી જ નહીં.) ૧૫.

## કેવું વચન ન બોલવું:—

परस्परस्य मर्माणि, ये भाषन्ते नराधमाः ।
त एव विलयं यान्ति, वल्मीकोदरसर्पवत् ॥ १६ ॥

वृद्धचाणक्यनीति, अ० ९, श्लो० २.

જે અધમ પુરુષો પરસ્પરના મર્મને (ગુપ્ત વૃત્તાંતને) કહે છે-પ્રગટ કરે છે, તે જ પુરુષો રાફડામાં રહેલા અને ઉદરમાં રહેલા સર્પોની જેમ નાશ પામે છે. (આ રાફડામાંના સર્પની અને ઉદરમાંના સર્પની કથા આ પ્રમાણે છે:-રાજાના ઉદરમાં રહેલા સર્પે રાફડામાં ધનનો માલિક થઈને રહેલા સર્પનો મર્મપ્રકાશ કર્યો અને રાફડાના સર્પે રાજાના ઉદરમાં રહેલા સર્પનો મર્મપ્રકાશ કર્યો. તે જાણી રાજા ઉદરના સર્પનો નાશ કરી પોતે સાજો થયો, અને રાફડાના સર્પનો નાશ કરી સર્વ ધન લઇ લીધું. એ રીતે તે બન્ને સર્પનો નાશ થયો.) ૧૬.

अवधार्या विशेषोक्तिः, परवाक्येषु कोविदैः ।
नीचेन स्वं प्रति प्रोक्तं, यत्तन्नानुवदेत्सुधीः ॥ १७ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३१९.

પંડિતોએ બીજાના બોલેલા વચનને વિષે જે કાંઇ વિશેષ કહ્યું હોય-ગૂઢ અભિપ્રાય જણાવ્યો હોય તેનો વિચાર કરવો; અને નીચ માણસે પોતાને જે કાંઇ અસભ્ય વચન કહ્યું હોય

તેને ડાહ્યા પુરુષે અનુવાદ કરવો નહીં અર્થાત્ નીચનાં વચનો ગાયા કરવા નહીં-ગણીને ગાંઠે બાંધવાં નહીં. ૧૭.

मुखरन्ध्रमनाछिद्य, भणनीयं न कर्हिचित् ।
निमित्तं च विकालानां, न वाच्यं कस्यचित् पुरः ॥ १८ ॥

મુખના છિદ્રને ઢાંકયા વિના ( મોઢા આગળ કપડું રાખ્યા વગર ) મનુષ્યે કદાપિ બોલવું ન જોઈએ, તથા કોઇની પાસે મૃત્યુનું નિમિત્ત કહેવું નહીં. ( તારું અમુક દિવસે કે અમુક રીતે મરણ થશે એવું નિમિત્તશાસ્ત્ર કોઈની પાસે કહેવું નહીં. ૧૮.

कालत्रयेऽपि यत्किञ्चिदात्मप्रत्ययवर्जितम् ।
एवमेतदिति स्पष्टं, न वाच्यं चतुरेण तत् ॥ १९ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३२३.

ચતુર માણસે પોતાની ખાત્રી વિનાનું જે કાંઈ હોય તે ત્રણ કાળમાં પણ-કદાપિ ‘ આ એમ જ છે, હતું અથવા થશે’ એમ સ્પષ્ટ રીતે નિશ્ચયપૂર્વક બોલવું નહીં. ૧૯.

### વગર બોલાવ્યે ક્યારે બોલવું:—

धर्मध्वंसे क्रियालोपे, स्वसिद्धान्तार्थविप्लवे ।
अपृष्टेनापि शक्तेन, वक्तव्यं तन्निषेधितुम् ॥ २० ॥

योगशास्त्र, पृ. १०६, टीकानो श्लो० ४.

ધર્મનો નાશ થતો હોય, ક્રિયાનો લોપ થતો હોય, અને પોતાના શાસ્ત્રના અર્થનું વિપરીતપણું ,થતું હોય, તે વખતે પૂછ્યા વિના પણ શક્તિવાળા પુરુષે તેનો નિષેધ કરવા માટે બોલવું જોઇએ. ૨૦.

## પુનરુક્તિદોષ ક્યારે ન લાગેઃ—

अनुवादादरासूयाऽन्योक्तिसम्भ्रमहेतुषु।
विस्मयस्तुतिवीप्सासु, पौनरुक्त्यं स्मृतौ न च ॥ २१ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३८०.

અનુવાદ, આદર-સત્કાર, અસૂયા, અન્યોક્તિ, સંભ્રમ-ઉતાવળ, હેતુ-કારણ, આશ્ચર્ય, સ્તુતિ, વીપ્સા અને સ્મરણઃ આટલી બાબતમાં પુનરુક્તિનો દોષ નથી. ( આ બાબતોમાં એક જ વચન વારંવાર બોલવામાં આવે તો પણ તે પુનરુક્તિ નામનો દોષ ગણાતો નથી. ) ૨૧.

## કડવું વચનઃ—

रोहति सायकैर्विद्धं, छिन्नं रोहति चासिना ।
वचो दुरुक्तं बीभत्सं, न प्ररोहति वाक्क्षतम् ॥ २२ ॥

पञ्चतन्त्र.

બાણોથી વીંધાયેલો અવયવ રુઝાય છે અને તરવારથી છેદાયેલો અવયવ પણ રુઝાય છે. પરંતુ દુષ્ટ અને નિંદનીય બોલેલ વચનરૂપી વાણીનો ક્ષત-ઘા રુઝાતો નથી. ૨૨.

## કોમળ છતાં કઠોર વચનઃ—

कोमलाऽपि सुरम्याऽपि, वाणी भवति कर्कशा ।
अप्राञ्जलाऽस्फुटाऽत्यर्थं, विदग्धा चर्विताक्षरा ॥ २३ ॥

योगसार, प्रस्ताव ५, श्लो० ९.

જો કે કોઈની વાણી કોમળ અને રમણીય હોય તો પણ જો તે અસરલ એટલે વક્રોક્તિવાળી હોય, અસ્પષ્ટ એટલે ગૂઢ અર્થવાળી હોય, અત્યંત ચતુરાઈભરેલી હોય અને અવિંતાક્ષરા એટલે અક્ષરો ચાવી ચાવીને બોલેલી હોય તો તેવી વાણી કઠોર જ કહેવાય છે. ૨૩

અસમય વચન વિષે:—

अप्राप्तकालं वचनं, बृहस्पतिरपिब्रुवन् ।
न केवलमसम्मानं, विप्रियत्वं च गच्छति ॥ २४ ॥

जैनपञ्चतन्त्र, पृ. ७, श्लो० २३.*

અસમયને અયોગ્ય વચન બોલનાર કદાચ બૃહસ્પતિ હોય તો પણ તે કેવળ અસન્માનને પામે છે એટલું જ નહીં પરંતુ અપ્રિયપણાને પણ પામે છે, તેથી સમયને ઉચિત વચન બોલવું સારું છે. ૨૪.

યોગ્ય વચન વિષે:—

हितं मितं प्रियं काले, वश्यात्मा यो हि भाषते ।
स याति लोकानाह्लादहेतुभूतान्नृपाक्षयान् ॥ २५ ॥

विष्णुपुराण, अंश ३, श्लो० ३४.

હે રાજા! પોતાના આત્માને વશ રાખનાર જે પુરુષ અવસરે હિતકારક, પરિમિત (કામ જેટલું થોડું) અને પ્રિય વચન બોલે છે તે પુરુષ આનંદ આપવાના હેતુભૂત

અને જેનો ક્ષય નથી એવા લોકમાં (સ્વર્ગમાં) જાય છે અથવા મોક્ષમાં જાય છે ૨૫.

> प्रियवाक्यप्रदानेन, सर्वे तुष्यन्ति जन्तवः ।
> तस्मात्तदेव वक्तव्यं, वचने किं दरिद्रता ? ॥ २६ ॥

चाणक्यनीति, अ० १५, श्लो० १८.

મધુર વચન બોલવાથી સર્વ પ્રાણીઓ ખુશી થાય છે, તેથી તેવું જ વચન બોલવું યોગ્ય છે. શા માટે વચનમાં દરિદ્રતા કરવી ? વચન તો હંમેશાં ઉદાર બોલવું જોઈએ. ૨૬.



## अवस्था ( ५१ )

**કઇ અવસ્થામાં શું કરવું:—**

प्रथमे नार्जिता विद्या, द्वितीये नार्जितं धनम् ।
तृतीये नार्जितो धर्मश्चतुर्थे किं करिष्यति ? ॥ १ ॥

आचाराङ्गसूत्रवृत्ति, पृ. १०५ *

જે પુરુષે પહેલી વયમાં વિદ્યા ઉપાર્જન કરી ન હોય, બીજી વયમાં ધન ઉપાર્જન કર્યું ન હોય અને ત્રીજી વયમાં ધર્મ ઉપાર્જન કર્યો ન હોય તે પુરુષ ચોથી વયમાં-વૃદ્ધાવસ્થામાં-શું કરી શકશે ?-અન્તકાળે આત્મસાધન શી રીતે કરી શકશે ? નહીં જ કરી શકે. ૧.

**બાલ્યાવસ્થામાં શું શોભે:—**

मातुः स्तन्यं रजःक्रीडा, मन्मना वागलज्जता ।
शैशवे भान्ति निर्हेतु, हास्यं भोगः पितुः श्रियः ॥ २ ॥

માતાનું સ્તનપાન, ધૂળમાં ક્રીડા, કાલી-બોબડી વાણી, નિર્લજ્જપણું, કારણ વિનાનું હસવું અને પિતાની લક્ષ્મીનો ભોગ : આ સર્વ બાલ્યાવસ્થામાં જ શોભે છે. ૨.

**બાળકને કેમ ભણાવવું:—**

बालः पुत्रो नीतिवाक्योपचारैः,
कार्ये कार्ये यत्नतः शिक्षणीयः ।

लेखा लग्ना याऽऽमपात्रे विचित्रा,
नासौ नाशं पाककालेऽपि याति ॥ ३ ॥
जैननीतिशतक, ( काव्यमाला गुच्छ १३ ), श्लो० १०.

પુત્રને બાળકપણામાં જ નીતિવાક્યના ઉપચારવડે દરેક કાર્યમાં યત્નથી ભણાવવો જોઇએ, કારણ કે ( માટીના ) કાચા વાસણમાં જે ચિત્ર વિચિત્ર રેખાઓ લાગી હોય તે પાકને વખતે પણ–એટલે નિંભાડામા નાંખીને પકાવતાં પણ–નાશ પામતી નથી. ૩.

## યુવાવસ્થામાં ગર્વ ન કરવોઃ—

परिभवसि किमिति लोकं, जरया परिजर्जरीकृतशरीरम् ।
एवं त्वमपि भविष्यसि, यौवनगर्वं किमुद्वहसि ?॥ ४ ॥
उमास्वातिवाचक

જરા–વૃદ્ધાવસ્થાવડે જેનું શરીર જીર્ણ થયેલું હોય એવા મનુષ્યનો તું પરાભવ કેમ કરે છે ? તું પણ એવો જ થવાનો છે. હાલમા તને યુવાવસ્થા છે તેનો ગર્વ તું કેમ કરે છે ? ૪.

## કોને શાથી યૌવન મળેઃ—

अर्थाः नराणां पतिरङ्गनानां,
वर्षा नदीनामृतुराट् तरूणाम् ।
स्वधर्मचारी नृपतिः प्रजानां,
गतं गतं यौवनमानयन्ति ॥ ५ ॥
विक्रमोर्वशीय, अङ्क ४, श्लो० १६.

ધન મનુષ્યોનું ગયેલું યૌવન પાછું લાવે છે, પતિ સ્ત્રીઓના ગયેલા યૌવનને પાછું લાવે છે, વર્ષાઋતુ નદીઓના

ગયેલા યૌવનને પાછું લાવે છે, વસંતઋતુ વૃક્ષોનું ગયેલું યૌવન પાછું લાવે છે અને પોતાના ધર્મમાં રહેલો રાજા પ્રજાઓનું ગયેલું યૌવન પાછું લાવે છે. ૫.

## યુવાવસ્થાનુ કાર્યઃ વૃદ્ધાવસ્થાનું સુખઃ—

यौवनं प्राप्य सर्वार्थसार्थसिद्धिनिबन्धनम् ।
तत्कुर्यान्मतिमान् येन, वार्धके सुखमश्नुते ॥ ६ ॥

विवेकविलास, उल्लास ७, श्लो० ४.

સર્વ પ્રયોજનના સમૂહને સિદ્ધ કરવામાં કારણભૂત એવી યુવાવસ્થાને પામીને બુદ્ધિમાન મનુષ્યે તેવું કામ કરવું જોઇએ કે જેથી વૃદ્ધાવસ્થામાં સુખ પ્રાપ્ત થાય. ૬.

## વૃદ્ધાવસ્થા બાલ્યાવસ્થા સમાનઃ—

वदनं दशनविहीनं, वाचो न परिस्फुटा शक्तिः ।
विगता चेन्द्रियशक्तिः, पुनरपि बाल्यं कृतं जरया ॥ ७ ॥

भवभूतिकाव्य, सर्ग ३, श्लो० ३९.

વૃદ્ધ મનુષ્યનું મુખ દાંત રહિત થયું, વાણીની શક્તિ સ્પષ્ટ ન રહી, અને ઇંદ્રિયોની શક્તિ જતી રહી; તેથી વૃદ્ધાવસ્થાએ ફરીથી બાલ્યાવસ્થા કરી એવું દેખાય છે. ૭.

## વૃદ્ધાવસ્થાની દુર્દશા—

गात्रं सङ्कुचितं गतिर्विगलिता भ्रष्टा च दन्तावलि-
र्दृष्टिर्नश्यति वर्धते बधिरता वक्त्रं च लालायते ।
वाक्यं नाद्रियते च बान्धवजनो भार्या न शुश्रूषते,
हा ! कष्टं पुरुषस्य जीर्णवयसः पुत्रोऽप्यमित्रायते ॥ ८ ॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० ७३.

અહો ! મહાકષ્ટ છે કે વૃદ્ધ થયેલા પુરુષનું ગાત્ર સંકોચ પામે છે, ચાલવાની શક્તિ મંદ થાય છે, દાંતની શ્રેણી પડી જાય છે, નેત્રની દૃષ્ટિ નષ્ટ થાય છે, કાનની બધિરતા વધતી જાય છે, મુખમાંથી લાળ પડવા માંડે છે, બાંધવ જનો તેના વાક્યનો આદર કરતા નથી, ભાર્યા સેવા કરતી નથી અને પુત્ર પણ શત્રુ જેવો થાય છે. ૮.

जनयति वचोऽव्यक्तं वक्त्रं तनोति मलाविलं,
स्खलयति गतिं हन्ति स्थाम श्लथीकुरुते तनुम् ।
दहति शिखिवत्सर्वाङ्गानां च यौवनकाननं,
गमयति वपुर्मर्त्यानां वा करोति जरा न किम् ? ॥ ९ ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० २६९.

વૃદ્ધાવસ્થા વચનને અસ્પષ્ટ કરે છે-બરાબર બોલી શકાતું નથી, મુખને લાળથી વ્યાપ્ત બનાવે છે, ગતિને સ્ખલના પમાડે છે, તેજને-સામર્થ્યને-હણે છે, શરીરને શિથિલ કરે છે, સર્વ અવયવોથી વિકસ્વર થયેલા યૌવનરૂપી વનને અગ્નિની જેમ બાળે છે, તથા છેવટ શરીરનો પણ નાશ કરે છે. વૃદ્ધાવસ્થા મનુષ્યોને શું શું અનિષ્ટ નથી કરતી ? ૯.

चलयति तनुं दृष्टेर्भ्रान्तिं करोति शरीरिणां,
रचयति बलादव्यक्तोक्तिं तनोति गतिक्षतिम् ।
जनयति जने नानानिन्दामनर्थपरम्परां,
हरति सुरभिं गन्धं देहाज्जरा मदिरा यथा ॥ १० ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० २७१.

મદિરાની જેમ વૃદ્ધાવસ્થા શરીરને ધ્રૂજાવે છે, દૃષ્ટિને ભ્રમિત કરે છે, બળાત્કારે અવ્યક્ત-અસ્પષ્ટ વચન બોલાવે છે, ચાલવામાં સ્ખલના પમાડે છે, લોકમાં વિવિધ પ્રકારની

નિંદા અને અનર્થની પરંપરાને પમાડે છે, તથા શરીરમાંથી સુગંધનો નાશ કરે છે-દુર્ગંધ ઉત્પન્ન કરે છે. ૧૦.

गलति सकलं रूपं लालां विमुञ्चति जल्पनं,
स्खलति गमनं दन्ता नाशं श्रयन्ति शरीरिणः ।
विरमति मतिर्नो शुश्रूषां करोति च गेहिनी,
वपुषि जरसा ग्रस्ते वाक्यं तनोति न देहजः ॥ ११ ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० २७६.

વૃદ્ધાવસ્થાવડે પ્રાણીઓનું શરીર વ્યાપ્ત થાય છે ત્યારે સમગ્ર રૂપ ગળી જાય છે-નાશ પામે છે, મુખમાંથી લાળ પડે છે, ચાલતાં સ્ખલના પામે છે, દાંત પડી જાય છે, બુદ્ધિ વિરામ (નાશ) પામે છે, સ્ત્રી પણ સેવા કરતી નથી અને પુત્ર પણ કહ્યા પ્રમાણે કરતો નથી. ૧૧.

## વૃદ્ધાવસ્થામાં શું ન કરવું —

न च विभूषणमस्य युज्यते,
न च हास्यं कुत एव विभ्रमः ।
अथ तेषु च वर्तते जनो
ध्रुवमायाति परां विडम्बनाम् ॥ १२ ॥

आचाराङ्गसूत्रटीका, पृष्ठ १०७, श्लो० १.*

વૃદ્ધ થયેલા આ જીવને વિભૂષણ-અલંકાર ધારણ કરવા યોગ્ય નથી, તથા હાસ્ય કરવું યોગ્ય નથી, તો પછી વિલાસ-ક્રીડા-તો ક્યાંથી જ યોગ્ય હોય ? છતાં વૃદ્ધાવસ્થાને પામેલો લોક તે વિભૂષાદિકમાં પ્રવર્તે છે, તેથી તે અવશ્ય મોટી વિડંબનાને પામે છે. ૧૨.

# जीवित ( ६० )

જીવિત સાફલ્ય ઉપાયઃ—

पूजामाचरतां जगत्रयपतेः सङ्घार्चनां कुर्वतां,
तीर्थानामभिवन्दनं विदधतां जैनं वचः शृण्वतां ।
सद्दानं ददतां तपश्च चरतां सत्त्वानुकम्पाकृताम्,
येषां यान्ति दिनानि जन्म सफलं तेषां सुपुण्यात्मनाम् ॥१॥

धर्मकल्पद्रुम, पृ० ३९, श्लो० ८६. ( दे. ला. )

ત્રણ જગતના સ્વામી–તીર્થંકરની પૂજા કરતાં, સંઘનું વાત્સલ્ય કરતાં, તીર્થોનું વંદન કરતાં, જિનાગમનું શ્રવણ કરતાં, સુપાત્રદાન દેતાં, તપનું આચરણ કરતાં અને પ્રાણીઓના ઉપર દયા કરતા જે મનુષ્યોના દિવસો જાય છે–નિગમન થાય છે, તે પુણ્યશાળીનો જન્મ સફળ છે. ૧.

जिनेन्द्रपूजा गुरुपर्युपास्तिः,
सत्त्वानुकम्पा शुभपात्रदानम् ।
गुणानुरागः श्रुतिरागमस्य,
नृजन्मवृक्षस्य फलान्यमूनि ॥ २ ॥

सिन्दूरप्रकरण, श्लो० ९३.

જિનેશ્વરની પૂજા, ગુરુની સેવા, પ્રાણીઓ ઉપર દયા, સુપાત્રદાન, ગુણને વિષે પ્રીતિ અને આગમનું શ્રવણ; આ મનુષ્ય જન્મરૂપી વૃક્ષનાં ફળો છે. ૨.

સફળ જીવિતઃ—

वाणी रसवती यस्य, भार्या पुत्रवती सती ।
लक्ष्मीर्दानवती यस्य, सफलं तस्य जीवितम् ॥ ३ ॥

उपदेशतरङ्गिणी, पृ० १२, श्लो० ४० (य. वि. ग्रं)

જેની વાણી રસવાળી-મીઠી હોય, જેની ભાર્યા પુત્રવાળી અને સતી હોય, તથા જેની લક્ષ્મી દાનમાં અપાતી હોય તેવા પુરુષનું જીવિત સફળ છે. ૩.

स जातो येन जातेनापक्वानां पाचनं कृतम् ।
कर्मणां पाकघोराणां, विबुधेन महात्मना ॥ ४ ॥

तत्त्वामृत, श्लो० १९२.

જન્મ પામેલા અને બુદ્ધિમાન એવા જે મહાત્માએ વિપાકને વિષે ભયંકર એવા કર્મો કે જે ઉદયમાં આવ્યાં ન હોય તેમને ઉદયમાં લાવીને ખપાવ્યા હોય છે તે જ ઉત્પન્ન થયો કહેવાય-તેનો જન્મ જ સફળ છે. ૪.

स पुमानर्थवज्जन्मा, यस्य नाम्नि पुरःस्थिते ।
नान्यामङ्गुलिमभ्येति, संख्यायामुद्यताङ्गुलिः ॥ ५ ॥

किरातार्जुनीय सर्ग ११, श्लो० ६२.

જેનું નામ આગળ રહે છતે ગુણવાનની સંખ્યા-ગણતરી કરવાને માટે ઊંચી કરેલી આંગળી બીજી આંગળીને પામતી ન હોય એટલે ગુણવાન પુરુષોની ગણતરી કરતી વખતે જેનું નામ પહેલી આંગળી ઉપર આવતું હોય તે પુરુષનો જન્મ સાર્થક-સફળ છે. ૫.

परिवर्तिनि संसारे, मृतः को वा न जायते ।
स जातो येन जातेन, याति वंश समुन्नतिम् ॥ ६ ॥

नीतिशतक ( भर्तृहरि ), श्लो० २४.

ચક્રની જેમ નિરંતર ફરતાં આ સંસારને વિશે મરેલો એવો કયો જીવ ઉત્પન્ન થતો નથી? પરંતુ જેના ઉત્પન્ન થવાથી પોતાનો વંશ ઉન્નતિને પામે તે જ પુરુષ જન્મ પામ્યો તે કૃતાર્થ છે. ૬.

चित्तानुवर्तिनी भार्या, पुत्रा विनयतत्पराः ।
वैरिमुक्तं च यद्राज्यं, सफलं तस्य जीवितम् ॥ ७ ॥

જેને મનને અનુસરનારી ભાર્યા, વિનયવંત પુત્રો અને શત્રુ રહિત રાજ્ય હોય તેનું જીવિત સફળ છે. ૭.

જીવિત અસાફલ્ય કારણઃ—

क्रोधो न्यक्कृतिभाजनं न विहितो नीतो न मानः क्षयं,
माया नैव हता हताश नितरां लोभो न सङ्क्षोभितः ।
रे तीव्रोत्कटकूटचित्तवशग स्वान्त त्वया हारितं,
हस्ताप्तं फलमाशु मानवभवश्रीकल्पवृक्षोद्भवम् ॥ ८ ॥

वैराग्यशतक ( पद्मानन्द ), श्लो० १८

તીવ્ર અને મોટા કપટથી બુદ્ધિને વશ થયેલા હે અધમ અંતઃકરણ! તેં ક્રોધને તિરસ્કાર( પરાભવ )નું સ્થાન કર્યો નથી, માનને ક્ષય પમાડ્યો નથી, માયાને હણી નથી, લોભને અત્યંત ક્ષોભ પમાડ્યો નથી ( નાશ કર્યો નથી ); ( અર્થાત્ ક્રોધાદિક ચારે કષાયોનો નાશ કર્યો નથી ) તેથી મનુષ્ય ભવ-

રૂપી કલ્પવૃક્ષથી ઉત્પન્ન થયેલું ફળ કે જે હાથમાં પ્રાપ્ત થયું હતું તે (ચારિત્રરૂપી ફળ) તેં તત્કાળ ગુમાવ્યું છે. ૮.

बाल्ये मोहमहान्धकारगहने मग्नेन मूढात्मना,
तारुण्ये तरुणीसमाहृतहृदा भोगैकसङ्गेच्छुना ।
वृद्धत्वेऽपि जराभिभूतकरणग्रामेण निःशक्तिना,
मानुष्यं किल दैवतः कथमपि प्राप्तं हतं हा मया ॥ ९ ॥

वैराग्यशतक (पद्मानन्द), श्लो० ४९

મૂઢ આત્માવાળો હું બાલ્યાવસ્થામાં મોહરૂપી મોટા અંધકારવાળા વનમાં મગ્ન થયો, યુવાવસ્થામાં સ્ત્રીએ મારા હૃદયનું હરણ કર્યું તેથી તેના જ ભોગના એક સંગની ઇચ્છાવાળો થયો, અને વૃદ્ધાવસ્થામાં પણ જરાવડે ઇંદ્રિયોનો સમૂહ પરાભવ પામ્યો તેથી શક્તિરહિત થયો. આ રીતે આખી જીંદગીમાં કાંઇ પણ ધર્મ કર્યો નહીં, તેથી કોઇ પ્રકારે દૈવયોગે પ્રાપ્ત થયેલા મનુષ્યભવને મેં વૃથા ગુમાવ્યો. તે ખેદની વાત છે. ૯.

અફળ જીવિતઃ—

जीवितेनाऽपि किं तेन, कृता यत्र न निर्जरा ।
कर्मणां संवरो वाऽपि, संसारासारकारिणाम् ॥ १० ॥

तत्त्वामृत, श्लो० १९१.

જે જીંદગીમાં સંસારને અસાર કરનાર કર્મની નિર્જરા ન કરી હોય અથવા સંવર ન કર્યો હોય તેવા જીવિતનું શું ફળ છે? ૧૦.

न देवपूजा न च पात्रपूजा, न श्राद्धधर्मश्च न साधुधर्म्मः ।
लब्ध्वाऽपि मानुष्यमिदं समस्तं,कृतं मयाऽरण्यविलापतुल्यम् ॥११

रत्नाकरपच्चीशी.

મેં મનુષ્યપણું પ્રાપ્ત થયા છતાં પણ દેવપૂજા કરી નહીં, પાત્રની–સાધુની પૂજા કરી નહીં; શ્રાવકધર્મ પાળ્યો નહીં, તથા સાધુધર્મ પણ પાળ્યો નહીં; તેથી મેં સર્વ, અરણ્યમાં વિલાપ કરવા જેવું, વૃથા ગુમાવ્યું. ૧૧.

दाने तपसि शौर्ये च, यस्य न प्रथितं मनः ।
विद्यायामर्थलाभे च, मातुरुच्चार एव सः ॥१२॥

हितोपदेश, मित्रलाभ.

દાન, તપ, શૂરવીરતા–પરાક્રમ, વિદ્યા અને ધનનો લાભ, આટલી બાબતમાં જેનું મન પ્રસિદ્ધિને પામ્યું ન હોય, તે પુરુષ તેની માતાને માત્ર કહેવાનો જ પુત્ર છે અર્થાત્ તેનો જન્મ વૃથા છે. ૧૨.

धिग् जीवितं शास्त्रकलोज्झितस्य, धिग् जीवितं चोद्यमवर्जितस्य ।
धिग् जीवितं व्यर्थमनोरथस्य, धिग् जीवितं ज्ञातिपराजितस्य॥१३

नीतिचरित्र ( विह्वणकवि ), श्लो० ८०.

શાસ્ત્ર અને કળા રહિત પુરુષના જીવિતને ધિક્કાર છે, ઉદ્યમ રહિત પુરુષના જીવિતને ધિક્કાર છે, ખોટા મનોરથ કરનાર પુરુષના જીવિતને ધિક્કાર છે અને જ્ઞાતિથી પરાભવ પામેલા ( ભ્રષ્ટ થયેલા ) પુરુષના જીવિતને ધિક્કાર છે. ૧૩.

यस्मिन् रुष्टे भयं नास्ति, तुष्टे नास्ति धनागमः ।
निग्रहानुग्रहौ न स्तः, स जातः किं करिष्यति ?॥ १४ ॥

જેના ક્રોધથી ભય નથી અને મહેરબાનીથી ધનની પ્રાપ્તિ નથી, તેમ જેનાથી નિગ્રહ-દંડ કે અનુગ્રહ-પ્રસાદ થતાં નથી તેવો પુરુષ કદાચ ઉત્પન્ન થયો-જન્મ્યો તો પણ તે શું કરી શકશે ? કાંઇ પણ જન્મની સાર્થકતા કરી શકશે નહીં. ૧૪.

पुंसो यस्य गुरून् यावदुपालम्भः प्रवर्तते ।
तस्य श्रेयस्करो मृत्युर्जीवितं तु त्रपाकरम् ॥ १५ ॥

જે પુરુષને પોતાના ગુરુજન સુધી ઠપકો પ્રવર્તતો હોય (એટલે કે જે પુરુષ પોતાના બાપદાદાને પણ ગાળો ખવરાવતો હોય) તેવા પુરુષનું મૃત્યુ જ કલ્યાણકારક છે, અને તેનું જીવિત તો લજ્જાકારક છે. (આખા કુળને લજાવનાર તેવા પુરુષનું જીવિત વ્યર્થ છે.) ૧૫.



# आयुष्य ( ६१ )

લાંબું આયુષ્ય કોનુ ન હોયઃ—

लोष्ठमर्दी तृणच्छेदी, नखखादी च यो नरः ।
नित्योच्छिष्टः शकृन्मूत्रैर्नेहायुर्विन्दते महत् ॥ १ ॥

महाभारत, शान्तिपर्व, अ० ११, श्लो० १८.

જે મનુષ્ય માટીનાં ઢેફાં વગેરેનું મર્દન કરનાર, તૃણને છેદનાર, નખને ખાનાર એટલે દાંતવડે નખને કાપનાર અને વિષ્ઠા તથા મૂત્રવડે નિરંતર ઉચ્છિષ્ટ–અપવિત્ર હોય તે પુરુષ લાંબું આયુષ્ય ભોગવતો નથી. ૧.

આયુષ્યનો નિત્ય ક્ષયઃ—

लोकः पृच्छति मे वार्तां, शरीरे कुशलं तव ? ।
कुतः कुशलमस्माकमायुर्याति दिने दिने ॥ २ ॥

उपदेशप्रासाद, भाग १, पृ. ३८ (प्र. स.)*

લોક મારી ખબર પૂછે છે કે તારા શરીરે કુશળ છે? તેને હું જવાબ આપું છું કે–અમારે કુશળ ક્યાંથી હોય? કેમકે દિવસે દિવસે આયુષ્ય જતું રહે છે–ઓછું થાય છે. ૨.

क्षणयामदिवसमासच्छलेन गच्छन्ति जीवितदलानि ।
इति विद्वानसि कथमिह गच्छसि निद्रावशं रात्रौ ? ॥ ३ ॥

उत्तराध्ययनसूत्रटीका (कमलसंयम), पृ० २६६.*

હે જીવ! ક્ષણુ, પ્રહર, દિવસ અને માસ વગેરેના મિષથી આયુષ્યના દળિયાં જતા રહે છે એમ તું જાણે છે; છતાં રાત્રિને વિષે તું નિદ્રાને વશ કેમ થાય છે? જરા પણુ પ્રમાદ કરવો યોગ્ય નથી. ૩.

## આયુષ્યની ચંચળતાઃ—

विषयामिषलोलुब्धा मन्यन्ते शाश्वतं जगत् ।
आयुर्जलधिकल्लोललोलमालोकयन्ति न ॥ ४ ॥

उपदेशप्रासाद, भाग १, पृ० ९०. ( प्र स. )

વિષયરૂપી માંસને વિષે અત્યંત લુબ્ધ થયેલા મનુષ્યો આ જગતને ( જગતમાં રહેલા પદાર્થોને ) શાશ્વત ( નિત્ય રહેનારું ) માને છે, પરંતુ સમુદ્રના તરંગ જેવા ચપળ આયુષ્યને જોતા નથી-જાણુતા નથી. ૪.

आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौ तदर्धं गतं,
तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्ववृद्धत्वयोः ।
शेषं व्याधिवियोगदुःखसहितं सेवादिभिर्नीयते,
जीवे वारितरङ्गचञ्चलतरे सौख्यं कुतः प्राणिनाम् ॥५॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० ४९.

મનુષ્યોના આયુષ્યનું પ્રમાણુ સો વર્ષનું છે, તેમાંથી રાત્રિના ભાગનું અર્ધ ગયું. બાકીના અર્ધમાંથી બાળપણુમાં અને વૃદ્ધપણુામાં બીજું અર્ધ ગયું, બાકીનું જે અર્ધ રહ્યું તે વ્યાધિ અને વિયોગના દુઃખ સહિત પરની સેવા-નોકરી-વગેરેમાં વ્યતીત થાય છે. આ રીતે જળના તરંગ જેવું અતિ ચંચળ જીવિત હોવાથી પ્રાણીઓને સુખ કયાંથી હોય? ૫.



# क्षणिक (६२)

## ક્ષણિક વસ્તુઃ—

मेघच्छाया खलप्रीतिर्नवसस्यानि योषितः ।
किञ्चित्कालोपभोग्यानि, यौवनानि धनानि च ॥ १ ॥

जैनपञ्चतन्त्र, पृ० १५५, श्लो० १२५*

મેઘની છાયા, લુચ્ચા પુરુષની પ્રીતિ, નવું ધાન્ય, સ્ત્રીઓ, યુવાવસ્થા અને ધન; આટલી વસ્તુઓ અલ્પ કાળ જ ભોગવવા લાયક છે. ૧.

अभ्रच्छाया तृणादग्निः, खले प्रीतिः स्थले जलम् ।
वेश्यारागः कुमित्रं च, षडेते बुद्बुदोपमाः ॥ २ ॥

पुण्यधनकथा, पृ० ३.*

વાદળાંની છાયા, ઘાસનો અગ્નિ, ખલ માણસની પ્રીતિ, કઠણ ભૂમિમાં પડેલું જળ, વેશ્યાની પ્રીતિ અને ખરાબ મિત્ર; આ છ પાણીના પરપોટાની જેમ ક્ષણમાં નાશ પામે છે. ૨.

## બધું અસ્થિરઃ—

कस्य स्यान्न स्खलितं, पूर्णाः सर्वे मनोरथाः कस्य ।
कस्येह सुखं नित्यं, दैवेन न खण्डितः को वा ? ॥ ३ ॥

કયા પુરુષની સ્ખલના થઈ નથી ? કોના સર્વે મનોરથો પૂર્ણ થયા છે ? કોને નિત્ય સુખ છે ? અને દૈવે કોને ખંડિત કર્યો નથી ? ૩.

# शरीर ( ६३ )

## શરીરની સાર્થકતા : તપઃ—

ब्रह्मचर्येण तपसा, निग्रहेणेन्द्रियस्य च ।
जपेन ध्यानमौनाभ्यां, प्राणायामैः समाधिना ॥ १ ॥
एतैस्तपोभिः कुरुते, नियतं कायशोषणम् ।
स सर्वं लभते कामं, दुष्प्रापं नात्र संशयः ॥ २ ॥

मानसोल्लास.

બ્રહ્મચર્ય, તપ, ઇંદ્રિયોનો નિગ્રહ, જપ, ધ્યાન, મૌન, પ્રાણાયામ અને સમાધિ; આ સર્વ તપવડે જે પુરુષ અવશ્ય દેહનું શોષણ કરે છે, તે પુરુષ દુઃખે કરીને પામી શકાય એવા પણ સર્વ મનોરથને-વાંછિતને પામે છે, તેમાં કાંઇ પણ સંશય નથી. ૧, ૨.

## શરીરની અસારતાઃ—

यत्प्रातः संस्कृतं धान्यं, मध्याह्ने तद्विनश्यति ।
तदीयरसनिष्पन्ने, काये का नाम सारता ? ॥ ३ ॥

ज्ञानपञ्चमीकथा, पृ० ११, श्लो० ९१. (य. वि. ग्रं.)*

જે ધાન્ય પ્રાતઃકાળે સંસ્કાર કર્યું છે-રાંધ્યું છે, તે ધાન્ય મધ્યાહ્નકાળે વિનાશ પામે છે-બગડી જાય છે. તો તેવા ધાન્યના રસથી બનેલા આ શરીરને વિષે શો સાર છે? તે અસાર જ છે. ૩.

**શરીર : ધર્મસાધન ઉપાયઃ—**

रूपं तु धर्मस्य न साधनं हि,
मतं शरीरं मुनिभिः परन्तु ।
कुरूपभाजो बहवोऽपि लोका
अनुत्तरं सिद्धिपथं प्रजग्मुः ॥ ४ ॥

धर्मवियोगमाला, श्लो० ३५.

રૂપ એ ધર્મનું મુખ્ય સાધન નથી, પરંતુ મુનિઓએ શરીરને જ ધર્મનું સાધન માનેલ છે ( અર્થાત્ શરીરથી તપ-અનુષ્ઠાનાદિ કરી આત્મકલ્યાણ ( ધર્મ ) કરી શકાય છે. ), કારણ કે ખરાબ રૂપવાળા એવા ઘણા ય માણસો થયા છે કે જેઓ ( શરીરદ્વારા તપ કરી ) અનુત્તર એવા મોક્ષના માર્ગે ગયા છે. ૪.

**શરીર : સુખદુઃખનું કારણઃ—**

शरीरमेवायतनं सुखस्य,
दुःखस्य चाप्यायतनं शरीरम् ।
यद्यच्छरीरेण करोति कर्म,
तेनैव देही समुपाश्नुते तत् ॥ ५ ॥

महाभारत, शान्तिपर्व, अ० १७३, श्लो० २२.

સુખ ભોગવવાનું સ્થાન શરીર જ છે, અને દુઃખ ભોગવવાનું સ્થાન પણ શરીર જ છે. પ્રાણી ( જીવ ) શરીરે કરીને જે જે કર્મ કરે છે, તે કર્મનું ફળ તે જ શરીરવડે જીવ ભોગવે છે. ૫.

मृत्युर्जरा च व्याधिश्च, दुःखं चानेककारणम् ।
अनुषक्तं यदा देहे, किं स्वस्थ इव तिष्ठसि ? ॥ ६ ॥

महाभारत, शान्तिपर्व, अ० १७४, श्लो० २३.

હે જીવ ! જ્યારે આ શરીરને વિષે મૃત્યુ, જરા, વ્યાધિ અને અનેક કારણવાળાં દુઃખો રહેલાં છે, ત્યારે તું જાણે સ્વસ્થ હોય એમ કેમ બેસી રહ્યો છે ? ૬.

## શરીર માટે પાપ ન કરવું:—

पुष्णासि यं देहमघान्यचिंतयं-
स्तवोपकारं कमयं विधास्यति ।
कर्माणि कुर्वन्निति चिंतयायतिं,
जगत्ययं वंचयते ही धूर्तराट् ॥ ७ ॥

अध्यात्मकल्पद्रुम, अधिकार ५, पृ. ४९, श्लो० १.

પાપને અણુવિચારતો તું જે શરીરને પોષે છે તે શરીર તારા ઉપર શું ઉપકાર કરશે ? ( તેથી તે શરીર માટે હિંસાદિક ) કર્મો કરતાં, આવતાં કામનો વિચાર કર. આ શરીરરૂપ ધૂતારો પ્રાણીને દુનિયામાં છેતરે છે. ૭.

## શરીરના રક્ષણનો ઉપદેશ:—

शरीरं धर्मसंयुक्तं रक्षणीयं प्रयत्नतः ।
शरीरात् स्रवते धर्मः, पर्वतात् सलिलं यथा ॥ ८ ॥

उपदेशप्रासाद, भाग १, पृ० १०४ ( प्र. स. )*

ધર્મથી યુક્ત આ શરીરનું નિરંતર પ્રયત્નથી રક્ષણ કરવું જોઈએ, કેમકે જેમ પર્વતમાંથી જળ ઉત્પન્ન થાય છે તેમ શરીરમાંથી ધર્મ ઉત્પન્ન થાય છે. ૮.

# आजीविका ( ६४ )

## ઉત્તમ, મધ્યમ, અધમ આજીવિકા:—

उत्तमा बुद्धिकर्माणः, करकर्मा च मध्यमः ।
अधमाः पादकर्माणः, शिरःकर्माऽधमाधमः ॥ १ ॥

श्राद्धविधि, पृ० ८७, ( आत्मा. स.)*

બુદ્ધિથી કાર્ય કરનારા પુરુષો ( અધિકારીઓ ) ઉત્તમ છે, હાથથી કાર્ય કરનાર (લેખકો) મધ્યમ પુરુષ છે, પગથી કર્મ કરનારા (કાસદીયા) અધમ પુરુષો છે અને મસ્તકથી કર્મ કરનારા–મજૂર અધમાધમ છે. ૧.

## આજીવિકા માટે શું નથી કરાતું:—

अस्य दग्धोदरस्यार्थे, किं न कुर्वन्ति पण्डिताः ? ।
वानरीमिव वाग्देवीं, नर्तयन्ति गृहे गृहे ॥ २ ॥

આ બળેલા–અધમ ઉદરને માટે થઇને પંડિતો શું નથી કરતા ? કેમકે તેઓ પોતાની સરસ્વતીને વાનરીની જેમ ઘેર ઘેર નચાવે છે. ૨.





## भूषण ( ६५ )

### કોણ શાથી શોભે ?

मायया राजते वेश्या, शीलेन कुलबालिका ।
न्यायेन मेदिनीनाथः, सदाचारतया यतिः ॥ १ ॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ६१.

વેશ્યા માયાવડે શોભે છે, કુલીન સ્ત્રી શીલવડે શોભે છે, રાજા ન્યાયવડે શોભે છે અને યતિ સદાચારવડે શોભે છે. ૧.

जवो हि सप्तेः परमं विभूषणं, नृपाङ्गनायाः कृशता तपस्विनः ।
द्विजस्य विद्यैव मुनेरपि क्षमा, पराक्रमः शस्त्रबलोपजीविनः ॥२॥

उपदेशप्रासाद ( भाषान्तर ), भा० ४, पृ० ९७.*

અશ્વનું ભૂષણ વેગ છે, રાજાની રાણી અને તપસ્વીનું ભૂષણ શરીરની કૃશતા છે, બ્રાહ્મણનું ભૂષણ વિદ્યા જ છે, મુનિનું ભૂષણ ક્ષમા છે તથા શસ્ત્રના બળથી જીવનારા પુરુષનું ભૂષણ પરાક્રમ છે. ૨.

कोकिलानां स्वरो रूपं, स्त्रीणां रूपं पतिव्रतम् ।
विद्या रूपं कुरूपाणां, क्षमा रूपं तपस्विनाम् ॥ ३ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ३, श्लो० ९.

કોયલનું રૂપ મધુર સ્વર છે, સ્ત્રીઓનું રૂપ પતિવ્રત છે, કદ્રૂપા માણસનું રૂપ વિદ્યા છે અને તપસ્વીઓનું રૂપ ક્ષમા છે. ૩.

गुणो भूषयते रूपं, शीलं भूषयते कुलम् ।
सिद्धिर्भूषयते विद्यां, भोगो भूषयते धनम् ॥ ४ ॥

वृद्धचाणक्यनीति, अ० ८. श्लो० १४.

ગુણો રૂપને શોભાવે છે, શીલ કુળને શોભાવે છે, સિદ્ધિ વિદ્યાને શોભાવે છે અને ભોગ ધનને શોભાવે છે. ૪.

नागो भाति मदेन कं जलरुहैः पूर्णेन्दुना शर्वरी,
शीलेन प्रमदा जवेन तुरगो नित्योत्सवैर्मन्दिरम् ।
वाणी व्याकरणेन हंसमिथुनैर्नद्यः सभा पण्डितैः,
सत्पुत्रेण कुलं नृपेण वसुधा लोकत्रयं तेजसा ॥ ५ ॥

ज्ञानप्रकाश ( कालीदास ), तरङ्ग ५, श्लो० १०९.

હાથી મદવડે શોભે છે, પાણી કમળવડે શોભે છે, પૂર્ણિમાના ચંદ્રવડે રાત્રી શોભે છે, શીલવડે સ્ત્રી શોભે છે, વેગવડે અશ્વ શોભે છે, નિરંતર ઉત્સવવડે મંદિર શોભે છે, વ્યાકરણવડે વાણી શોભે છે, હંસના જોડલાવડે નદીઓ શોભે છે, પંડિતોવડે સભા શોભે છે, સારા પુત્રવડે કુળ શોભે છે, રાજાવડે પૃથ્વી શોભે છે અને તેજ-પ્રતાપવડે ત્રણ લોક શોભે છે. ૫.

मणिना वलयं वलयेन मणिर्मणिना वलयेन विभाति करः ।
कविना च विभुर्विभुना च कविः,कविना विभुना च विभाति सभा ॥६॥
शशिना च निशा निशया च शशी,शशिना निशया च विभाति नभः।
पयसा कमलं कमलेन पयः, पयसा कमलेन विभाति सरः ॥७॥

रसतरङ्गिणी ( हरिभट्ट ), श्लो० ४४, ४५.

મણિવડે કંકણ અને કંકણવડે મણિ શોભે છે, તથા મણિ અને કંકણ એ બંનેવડે હાથ શોભે છે. કવિ

વડે રાજા અને રાજા વડે કવિ શોભે છે તથા રાજા અને કવિ એ બન્ને વડે સભા શોભે છે. ચંદ્રવડે રાત્રિ અને રાત્રિવડે ચદ્ર શોભે છે, તથા ચંદ્ર અને રાત્રિ એ બન્નેવડે આકાશ શોભે છે. જળવડે કમળ અને કમળવડે જળ શોભે છે, તથા જળ અને કમળ એ બન્નેવડે સરોવર શોભે છે. ૬. ૭.

वसुधाऽऽभरणं पुरुषः, पुरुषाभरणं प्रधानलक्ष्मीः ।
लक्ष्म्याभरणं दानं, दानाभरणं सुपात्रं च ॥ ८ ॥

उपदेशतरङ्गिणी, पृ० २. (य. वि. ग्रं. )*

પૃથ્વીનું આભૂષણ પુરુષ છે, પુરુષનું આભૂષણ લક્ષ્મી છે, લક્ષ્મીનું આભૂષણ દાન છે અને દાનનું આભૂષણ સુપાત્ર છે. ૮.

यद्राज्यं न्यायसम्पन्नं, यच्छक्तिः शमशालिनी ।
यौवनं शीलरम्यं यत्,तद्दुग्धं शर्करान्वितम् ॥ ९ ॥

सूक्तरत्नावली, श्लो, ४८१, (आत्मा. स )

ન્યાય યુકત જે રાજ્ય હોય, શમતાવડે શોભતી જે શક્તિ હોય અને શીળવડે શોભતું જે યૌવન હોય, તે સવ દૂધમાં સાકર નાંખ્યા જેવું ઉત્તમોત્તમ છે. ૯.

प्रभुर्विवेकी धनवांश्च दाता,
विद्वान् विरागी प्रमदा सुशीला ।
तुरङ्गमः शस्त्रनिपातधीरो
भूमण्डलस्याभरणानि पञ्च ॥ १० ॥

સ્વામી વિવેકવાન હોય, ધનવાન દાતાર હોય, વિદ્વાન પુરુષ વૈરાગ્યવાન હોય, સ્ત્રી સારા શીલવાળી હોય અને

અશ્વ શસ્ત્રનો ઘા સહન કરવામાં ધીર હોય, તો આ પાંચ પૃથ્વીમંડલનાં આભૂષણ રૂપ છે. ૧૦.

## કોણ ક્યાં શોભેઃ—

हंसो विभाति नलिनीदलपुञ्जमध्ये,
सिंहो विभाति गिरिगह्वरकन्दरासु ।
जात्यो विभाति तुरगो रणयुद्धमध्ये,
विद्वान् विभाति पुरुषेषु विचक्षणेषु ॥ ११ ॥

रामायण, युद्धकाण्ड, श्लो० ११२.

હંસ કમલની લતાના પાંદડાના સમૂહની મધ્યે શોભે છે, સિંહ પર્વતની વચ્ચેના ભાગમાં રહેલી ગુફાને વિષે શોભે છે, જાતિવંત અશ્વ રણભૂમિને વિષે શોભે છે તથા વિદ્વાન માણસ વિચક્ષણ પુરુષોની મધ્યે શોભે છે. ૧૧.

## કોણ ક્યાં ન શોભેઃ—

हंसो न भाति बलिभोजनवृन्दमध्ये,
गोमायुमण्डलगतो न विभाति सिंहः ।
जात्यो न भाति तुरगः खरयूथमध्ये,
विद्वान् न भाति पुरुषेषु निरक्षरेषु ॥ १२ ॥

वीह्लणकाव्य, अ० १६, श्लो० १०.

હંસ કાગડાઓના સમૂહની મધ્યે રહ્યો હોય તો તે શોભતો નથી, સિંહ શિયાળીયાના ટોળામાં રહ્યો હોય તો તે શોભતો નથી, જાતિવંત અશ્વ ગધેડાના ટોળા મધ્યે રહ્યો હોય તો તે શોભતો નથી અને વિદ્વાન માણસ નિરક્ષર ( મૂર્ખ ) પુરુષોની મધ્યે શોભતો નથી. ૧૨.

## अन्धत्व ( ६६ )

**સાચું અંધત્વ:—**

एकं हि चक्षुरमलं सहजो विवेक-
स्तद्वद्भिरेव सह संवसतिर्द्वितीयम् ।
एतद्द्वयं भुवि न यस्य स तत्त्वतोऽन्ध-
स्तस्यापमार्गचलने खलु कोऽपराधः ? ॥ १ ॥

મનુષ્યને સ્વાભાવિક વિવેક જ એક નિર્મલ નેત્ર છે, અને વિવેકવાળા પુરુષોની સાથે જે વસવું તે બીજું નેત્ર છે. આ બે નેત્ર પૃથ્વીમાં જેને ન હોય તો તે તત્ત્વથી-વાસ્તવિકપણે અંધ જ છે. આવો અંધ માણુસ કુમાર્ગે ચાલે તો તેમાં તેનો શો અપરાધ છે ? ( અંધ માણુસ કુમાર્ગે ચાલે તેમાં તેનો અપરાધ નથી. ) ૧.

**આંધળો : જીવતો છતાં મરેલો:—**

जीवन्नेव मृतोऽन्धो यस्मात्सर्वक्रियासु परतन्त्रः ।
नित्यास्तमितदिवाकरस्तमोऽन्धकारार्णवनिमग्नः ॥ २ ॥

आचाराङ्गसूत्रवृत्ति, पृ० १२०, श्लो १.

અંધ પુરુષને જીવતા છતાં મરેલો જ સમજવો, કેમકે તે સર્વ કાર્યમાં પરાધીન હોય છે. તેને તો નિરંતર સૂર્ય અસ્ત પામેલો જ છે, તેથી તે ગાઢ અંધકારરૂપી સમુદ્રમાં ડૂબેલો જ છે. ૨.

અંધત્વ: વૈરાગ્યકારણ:—

लोकद्वयव्यसनवह्निविदीपिताङ्ग-
मन्धं समीक्ष्य कृपणं परयष्टिनेयम् ।
को नोद्विजेत भयकृज्जननादिवोग्रात्,
कृष्णाहिनैकनिचितादिव चान्धगर्तात् ? ॥ ३ ॥

आचाराङ्गसूत्रवृत्ति, पृ० १२०, श्लो० २*

બન્ને લોકના કષ્ટરૂપી અગ્નિવડે જેનું અંગ પ્રદીપ્ત થયેલું છે, જે અત્યંત દીન છે અને જે અન્ય જનરૂપી યષ્ટિવડે દોરવા લાયક છે એવા અંધને જોઈને જેમ મહા ઉગ્ર અને ભયને કરનારા જન્મથી તથા જેમ કૃષ્ણ સર્પવડે વ્યાપ્ત એવા અંધ–ઊંડા ખાડાથી લોક ઉદ્વેગ પામે છે તેમ કોણ ઉદ્વેગ ન પામે ? ૩.

કાણત્વનિંદા:—

काणो निमग्नविषमोन्नतदृष्टिरेकः,
शक्तो विरागजनने जननातुराणाम् ।
यो नैव कस्यचिदुपैति मनःप्रियत्व-
मालेख्यकर्मलिखितोऽपि किमु स्वरूपः ? ॥ ४ ॥

आचाराङ्गसूत्रवृत्ति, पृ १२०, श्लो० १*

જેની દૃષ્ટિ-કીકી વિષમ કે ઉન્નત સ્થાનમા ડૂબિ ગઇ હોય એટલે આંખનો ડોળો પોતાના સ્થાનથી આઘો પાછો હોય એવો એક કાણો માણસ જ જન્માદિકથી આતુર–પીડિત થયેલા મનુષ્યોને વૈરાગ્ય ઉત્પન્ન કરવામાં શક્તિમાન છે, કેમકે તે કાણો ચિત્રને વિષે આળેખાયેલો હોય તો પણ તે કોઇના મનને પ્રિય લાગતો નથી, તો પછી સાક્ષાત્ કાણો માણુસ અપ્રિય લાગે તેમા શું કહેવું ? ૪.

બધિરત્વ નિંદાઃ—

स्वकलत्रबालपुत्रकमधुरवचःश्रवणबाह्यकरणस्य ।
बधिरस्य जीवीतं किं जीवन्मृतकाकृतिधरस्य ॥ १ ॥

आचाराङ्गसूत्रवृत्ति, पृ. १२०, श्लो०२.×

બધિર માણુસ પોતાની સ્રી અને બાલ્યાવસ્થાવાળા પુત્રના મધુર વચનના શ્રવણુથી રહિત હોય છે, તેથી જીવતા છતાં મરેલાની આકૃતિને ધારણુ કરનાર એવા તે બધિરનું જીવિત શું કામનું છે ? નિષ્ફળ છે. ૧.

બધિરત્વ : મરણુ સમાનઃ—

धर्मश्रुतिश्रवणमङ्गलवर्जितो हि,
लोकश्रुतिश्रवणसंव्यवहारबाह्यः ।
किं जीवतीह बधिरो भुवि यस्य शब्दाः,
स्वप्नोपलब्धधननिष्फलतां प्रयान्ति ॥ २ ॥

आचाराङ्गसूत्रवृत्ति, पृ. १२०, श्लो० १.×

ધર્મશાસ્ત્રના શ્રવણુરૂપી મંગળથી રહિત અને લોકશ્રુતિના શ્રવણુથી પ્રાપ્ત થયેલા વ્યવહારથી રહિત એવો બધિર મનુષ્ય, કે જેના શબ્દો સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા ધનની જેમ નિષ્ફળતાને પામે છે, તે શું આ જગતમાં (સાચે જ) જીવતો છે?૨.

## स्वभाव ( ६८ )

### સ્વભાવ : અપરિવર્તનીયઃ—

न काकाः शुक्लतां यान्ति, मराला न च कृष्णताम् ।
शुनः पुच्छं न सारल्यं, स्वभावो दुस्त्यजो मतः ॥ १ ॥

मुनि हिमांशुविजय.

કાગડાઓ સફેદપણાને પામી શકતા નથી અને હંસો કાળાપણાને પામી શકતા નથી. વળી કુતરાની પુંછડી સીધી થઈ શકતી નથી, ( કેમકે ) સ્વભાવ કોઇ પણ રીતે છોડી શકાતો નથી. ૧.

### મધ્યમ સ્વભાવ રાખવોઃ—

मृदोः परिभवं (वो) नित्यं, वैरं तीक्ष्णस्य नित्यशः ।
उत्सृज्यैतद्द्वयं तस्मान्मध्यां वृत्तिं समाश्रयेत् ॥ २ ॥

भागवत, स्कन्ध ३, अध्याय ११, श्लो० १०.

અત્યંત કોમળ સ્વભાવ રાખવાથી નિરંતર બીજાથી પરાભવ થાય છે, અને અત્યંત તીક્ષ્ણ–ઉગ્ર રહેવાથી નિરંતર લોકો સાથે વેર થાય છે; તેથી તે બન્નેનો ત્યાગ કરી મધ્યમ વૃત્તિનો–સ્વભાવનો આશ્રય કરવો. ૨.

### જાતિસ્વભાવની વિશેષતાઃ—

सैव भूमिस्तदेवाम्भः, पश्य पात्रविशेषतः ।
आम्रो मधुरतामेति, तिक्ततां निम्बपादपः ॥ ३ ॥

याज्ञवल्क्यस्मृति, पूर्वभाग, श्लो० ६५.

આંબા અને લીંબડાને ઊગવાની ભૂમિ એક જ છે, તેમને એક જ પાણીનું સિંચન પણ થાય છે; તો પણ જુઓ કે પાત્રના વિશેષપણાને લીધે એટલે ભેદને લીધે આંબો મધુરતાને પામે છે અને લીંબડો કડવાપણાને પામે છે. ૩.

स्त्रीजातौ दाम्भिकता भीरुकता भूयसी वणिग्जातौ ।
रोषः क्षत्रियजातौ द्विजातौ पुनर्लोभः ॥ ४ ॥

श्राद्धप्रतिक्रमणसूत्रवृत्ति, पृ० ४३, ( दे. ला० )*

સ્ત્રીજાતિમાં માયા-કપટ રહેલું છે, વણિક જાતિને વિષે ભીરુતા ( બીક ) રહેલી છે, ક્ષત્રિય જાતિમાં ક્રોધ રહેલો છે અને બ્રાહ્મણ જાતિમાં લોભ રહેલો છેઃ આ સર્વનો એવો જ સ્વભાવ છે. ૪.

### જાતિસ્વભાવ કદી ન બદલાયઃ—

व्याघ्रस्तुष्यति कानने सुगहनां सिंहो गुहां सेवते,
हंसोऽह्वाय च पद्मिनीं कुसुमितां गृध्रः स्मशानस्थलीम् ।
साधुः सत्कृतिसाधुमेव भजते नीचोऽपि नीचं जनं,
या यस्य प्रकृतिः स्वभावजनिता केनापि न त्यज्यते ॥५॥

વાઘ વનમાં સંતોષ પામે છે, સિંહ અત્યંત ગહન ગુફાને સેવે છે, હંસ તત્કાળ ફૂલેલી કમલિનીને સેવે છે, ગીધ પક્ષી સ્મશાનની ભૂમિને સેવે છે, સજ્જન સારા પુણ્યશાળી સાધુજનને જ ભજે છે અને નીચ માણસ નીચ માણસને જ

ભજે છે. જેની જેવી સ્વભાવથી ઉત્પન્ન થયેલી પ્રકૃતિ હોય તેવી જ તે રહે છે, તેને કોઇ પણ તજી શકતું નથી. ૫.

कर्पूरधूलीरचितालवालः, कस्तूरिकाचर्चितदोहदश्रीः ।
कश्मीरनीरैरभिषिच्यमानः, प्राच्यं गुणं मुञ्चति किं पलाण्डुः?॥६॥

अन्योक्तिमुक्तावली.

ડુંગળીનો ક્યારો કપૂરની ધૂળનો કર્યો હોય, કસ્તૂરીથી તેના દોહલા પૂર્ણ કર્યા હોય અને તેને કેસરનું પાણી પાવામાં આવ્યું હોય તો પણ તે ડુંગળી પોતાના પ્રથમના ગુણ–દુર્ગંધને શું મૂકી દે છે?–જાતિસ્વભાવ જતો જ નથી. ૬.

લોકસ્વભાવ: નવનવગુણરાગીઃ—

प्रथमदिवसचन्द्रः सर्वलोकैकवन्द्यः,
स च सकलकलाभिः पूर्णचन्द्रो न वन्द्यः ।
अतिपरिचयदोषात् कस्य नो मानहानि-
र्नवनवगुणरागी प्रायशः सर्वलोकः ॥ ७ ॥

પ્રથમ દિવસ(બીજ)ના ચંદ્રને બધા લોકો પ્રણામ કરે છે જ્યારે તે જ ચંદ્ર બધી કળાઓવડે યુક્ત હોય તો પણ (પુનમના દિવસે) લોકો તેને પ્રણામ કરતા નથી. અતિપરિચયના દોષથી કોના માનની હાનિ નથી થતી? કારણ કે ઘણું કરીને બધા લોકો (નો સ્વભાવ) જ એવા હોય છે કે તે નવા નવા ગુણ પ્રત્યે પ્રેમ દર્શાવે છે. ૭.

मधुकरगणश्चूतं त्यक्त्वा गतो नवमल्लिकां,
पुनरपि गतो रक्ताशोकं कदम्बवनं ततः ।
तदपि सुचिरं स्थित्वा तेभ्यः प्रयाति सरोरुहं,
परिचितजनद्वेषी लोको नवं नवमीहते ॥ ८ ॥

माघकाव्य, सर्ग ७, श्लो० ८६.

ભમરાનો સમૂહ આંબાનો ત્યાગ કરીને નવી મલ્લિકા પાસે ગયો. ત્યાંથી રાતા અશોક વૃક્ષની પાસે ગયો. ત્યાથી કદંબ વૃક્ષના વનમાં ગયો. ત્યાં પણ ઘણો કાળ રહીને ત્યાંથી કમળ પાસે ગયો. ( એક ઠેકાણે સ્થિર રહ્યો નહીં. ) તે જ પ્રમાણે જણાય છે કે લોકો પરિચયવાળા જન ઉપર દ્વેષી અરુચિવાલા જ હોય છે તેથી તે નવા નવાને ઇચ્છે છે. ૮.






रोज शुं विचारवुं:—

उत्थायोत्थाय बोद्धव्यं, महद्भयमुपस्थितम् ।
मरणव्याधिशोकानां, किमद्य निपतिष्यति ? ॥ १ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ४.

हमेशां प्रातःकाळे ऊठी ऊठीने कांई पण मोटो भय प्राप्त थयो होय तेम जाणवुं–विचारवुं के आजे मरण, व्याधि के शोकमांथी शुं आवी पडशे ? १.

कः कालः कानि मित्राणि, को देशः कौ व्ययागमौ? ।
कस्याहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥ २ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ४, श्लो० १८.

अत्यारे मारो कयो काळ छे ? मारा कया मित्रो छे (मारे सहाय केवो छे)? मारो कयो देश छे ? मारां आवक–खर्च केवां छे ? हुं कोनो छुं ? अने मारी शक्ति केवी छे ? आ प्रमाणे मनुष्ये वारंवार विचार करवो. २.

विचारपूर्वक क्रिया करवी:—

अविमृश्य कृतं कार्यं, पश्चात्तापाय जायते ।
न पतत्यापदम्भोधौ, विमृश्य कार्यकारकः ॥ ३ ॥

જો વિચાર કર્યા વિના કાર્ય કર્યું હોય તો તે પાછળથી સંતાપને માટે થાય છે, અને વિચાર કરીને કાર્ય કરનાર પુરુષ આપત્તિરૂપી સમુદ્રમાં પડતો નથી. ૩.

सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ।
वृणते हि विमृश्य कारिणं, गुणलुब्धाः स्वयमेव सम्पदः ॥४॥

किरातार्जुनीय, सर्ग २, श्लो० ३०.

સહસા એટલે વિચાર કર્યા વિના કાર્ય કરવું યોગ્ય નથી, કેમકે અવિવેક એ મોટી આપત્તિનું સ્થાન છે. જે વિચારીને કાર્ય કરે છે તેને ગુણને વિષે લુબ્ધ થયેલી સંપદાઓ પોતે જ વરે છે-પ્રાપ્ત થાય છે. ૪.

અવિચારી કાર્યફળ:—

सगुणमपगुणं वा कुर्वता कार्यजातं,
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ ५ ॥

પંડિત પુરુષે ગુણવાળું અથવા ગુણ વિનાનું કાર્ય કરતી વખતે પ્રયત્નથી તે કાર્યનું પરિણામ શું આવશે તેનો પ્રથમ વિચાર કરવો, કેમકે અતિવેગથી-વિચાર કર્યા વિના-કરેલા કાર્યનો મરણ પર્યંત હૃદયને દાહ કરનાર શલ્યના જેવો વિપાક-પરિણામ થાય છે. ૫.

# कार्य–कर्तव्य (७०)

केवुं कार्य करवुं:—

सुहृद्भिराप्तैरसकृद्विचारितं,
स्वयं च बुद्ध्या प्रविचिन्तिताक्षर( श्रय )म् ।
करोति कार्यं खलु यः स बुद्धिमान्,
स एव लक्ष्म्या यशसां च भाजनम् ॥ १ ॥

जैनपञ्चतन्त्र, पृ० १२५, श्लो० ४४+

હિતકારક મિત્રોએ વારંવાર વિચારેલું અને પોતે પણ બુદ્ધિથી અત્યંત વિચાર્યું હોય એવું કાર્ય જે કરે છે તે બુદ્ધિમાન છે અને તે જ પુરુષ લક્ષ્મી અને યશનું સ્થાન છે. ૧.

अकृत्वा परसन्तापमगत्वा खलु नम्रताम् ।
अनुत्सृज्य सतां मार्गं, यत्स्वल्पमपि तद्बहु ॥ २ ॥

व्यासदेव.

જે અન્ય પ્રાણીને પીડા ઉત્પન્ન ન કરે, બીજા પાસે દીનતાથી નમ્રતા ન કરે, અને સત્પુરુષના માર્ગનો ત્યાગ ન કરે, તે પુરુષ થોડું પણ સુકૃત કરે તે ઘણું જ છે. ૨.

जातेन जीवलोके, द्वे चैव नरेण शिक्षितव्ये ।
कर्मणा येन जीवति, येन मृतः सुगतिं याति ॥ ३ ॥

सूक्तमुक्तावलि, पृ०९, श्लो० ४७. (हि. हं.)*

મનુષ્યે આ જીવલોકમાં ઉત્પન્ન થયા પછી બે જ બાબત શીખવાની છેઃ એક તો જે કર્મ કરવાવડે જીવિકા થાય, અને બીજું એ કે જે કર્મવડે મર્યા પછી સુગતિમાં જવાય. ૩.

यदाचरन्ति विद्वांसः, सदा धर्मपरायणाः ।
तदेव विदुषा कार्यमात्मनो हितमिच्छता ॥ ४ ॥

इतिहाससमुच्चय, अ० १० श्लो० ४९

ધર્મમાં તત્પર એવા વિદ્વાનો નિરંતર જે આચરણ કરે છે તે જ પોતાના આત્માનું હિત ઇચ્છનાર વિદ્વાને કરવું જોઇએ. ૪.

કોનું શું કર્તવ્યઃ—

राज्ञां प्रतापश्च सुनीतिमत्ता,
शिष्यस्य भक्तिश्च विनीतिमत्ता ।
गुरोर्हितैषित्वमदोषवत्ता,
मौनं मुनीनां प्रशमश्च धर्मः ॥ ५ ॥

मुनि. हिमांशुविजय.

પોતાનો પ્રભાવ જમાવવો ( ધાક બેસાડવી ) અને સામદામાદિ નીતિ-અથવા ન્યાયયુક્ત થવું તે રાજાઓનો ધર્મ છે. ગુરુની ભક્તિ કરવી, તેમનો વિનય કરવો એ શિષ્યનું કર્તવ્ય છે. શિષ્યનું હિત ચિંતવવું-કરવું તથા પોતે આચારવિચારમાં પવિત્ર રહેવું, આદર્શ રહેવું એ ગુરુનું કર્તવ્ય છે અને બોલવાના કારણ વગર મૌન ધારણ કરવું ( તથ્ય અને પથ્ય બોલવું ) તથા શાંતિ ધારણ કરવી તે મુનિ-સાધુઓનો ધર્મ છે. ૫.

यः क्षोणीं निजकां न रक्षति मुदा वाच्यः स भूपो मृषा,
यः शिष्याय हितानि नोपदिशति प्रायो गुरुर्नेदृशः ।
नापत्यानि निजानि पालयति या माताऽपि सा कीदृशी,
को नामैष पिता न शिक्षयति यः पुत्रं हितार्थीभवन् ? ॥६॥

धर्मकल्पद्रुम, पृ० १५६, श्लो० ४, ( दे. ला. )*

જે હર્ષથી પોતાની પૃથ્વીનું રક્ષણ ન કરે તે રાજાને વૃથા કહેવો જોઇએ, જે શિષ્યને હિતનો ઉપદેશ ન આપે તે ગુરુ જ ન કહેવાય, જે પોતાની સંતતિનું પાલન ન કરે તે માતા પણ કેવી ? તેને માતા જ ન કહીએ, તથા હિતકારક છતાં જે પુત્રને શિક્ષા ન આપે તે પિતા પણ શાનો ? તે પિતા જ ન કહેવાય. ૬.

## જૈનોનું કર્તવ્ય:—

विचार्य सम्यक् समयस्य पद्धतिं, युक्त्याऽनुभूत्या च समन्तताद् भुवि।
सुश्रावकैः साधुगणैः सुसाधनैः, प्रचारणीया जिनधर्मभावना ॥७॥

मुनि हिमांशुविजय.

યુક્તિ તથા અનુભવથી જમાનાને અને આગમને વિચારી (ઓળખી) સાચા શ્રાવક તથા સાધુઓએ સારા ઉપાયો વડે જગતમાં ચોમેર જૈનધર્મની ભાવના ફેલાવવી જોઇએ-શાસનની વૃદ્ધિ કરવી જોઇએ. ૭.

## કર્તવ્ય શા માટે કરવું:—

अर्जनीयं कलावद्भिस्तत्किञ्चिज्जन्मनाऽमुना ।
ध्रुवमासाद्यते येन, शुद्धं जन्मान्तरं पुनः ॥ ८ ॥

धर्मकल्पद्रुम, पृ० ५, श्लो० ७४. ( दे. ला. )

કળાવાન–પંડિત પુરુષોએ આ આખા જન્મવડે કરીને એવું કાંઇક–પુણ્ય ઉપાર્જન કરવું કે જેથી બીજા ભવમાં શુદ્ધ જન્મ પ્રાપ્ત થાય. ૮.

मासैरष्टभिरह्ना च, पूर्वेण वयसाऽऽयुषा ।
तत्कर्तव्यं मनुष्येण, येनान्ते सुखमेधते ॥ ९ ॥

आचाराङ्गसूत्र, पृ० १०१, श्लो० १*

મનુષ્યે આઠ માસવડે, દિવસવડે, પહેલી-વયવડે અને સમગ્ર આયુષ્યવડે એવું કાર્ય કરવું જોઇએ કે જેથી તેને અંતે સુખ પામે. (એટલે મનુષ્યે આઠ માસ એવું કાર્ય કરવું કે પાછળના ચોમાસાના ચાર માસ સુખે જાય, દિવસે એવું કામ કરવું કે રાત્રિ સુખમાં જાય, પહેલી વયમાં એવું કરવું કે વૃદ્ધાવસ્થા સુખે જાય અને આખી જિંદગી એવું કામ કરવું કે મર્યા પછી પરભવમાં સુખ થાય.) ૯.

दिवा यामचतुष्केण, कार्यं किमपि तन्नरैः ।
निश्चिन्तहृदयैर्येन, यामिन्यां सुप्यते सुखम् ॥ १० ॥

विवेकविलास, उल्लास ७, श्लो० २.

મનુષ્યોએ દિવસના ચાર પહોરમાં એવું કાંઇક કાર્ય

કરવું જોઈએ કે જેથી રાત્રિએ સુખે કરીને નિશ્ચિંત હૃદય-વાળા થઈને સૂઇ રહેવાય. ૧૦.

પરમ કર્તવ્યઃ—

धर्मं सत्यं श्रुतं न्याय्यं, महतीं प्राणिनां दयाम् ।
अजिह्मत्वमशाठ्यं च, यत्नतः परिमार्गत ॥ ११ ॥

महाभारत, शान्तिपर्व, सर्ग १५२, श्लो० ८१.

ધર્મ, સત્ય, શ્રુત ( શાસ્ત્ર ), ન્યાય, પ્રાણી પરની મોટી દયા, અવક્રતા અને શઠતારહિતપણું : આટલી બાબતને યત્નથી શોધવી ( મેળવવી ). ૧૧.

मयि भक्तो जनः सर्व इति हृष्येन्न साधकः ।
मय्यभक्तो जनः सर्व इति कुप्येन्न वा पुनः ॥ १२ ॥

विवेकविलास, उल्लास ११, श्लो० २०.

( આત્માની ) સાધના કરનાર માણસ " બધા માણસો મારા ભક્ત છે " એ ભાવનાથી ફૂલાઇ જતો નથી તેમજ " બધા માણસો મારા દુશ્મન છે " એ વિચારથી ક્રોધ નથી કરતો. ૧૨.

અકર્તવ્ય ન કરવું:—

अकर्तव्यं न कर्तव्यं, प्राणैः कण्ठगतैरपि ।
कर्तव्यमेव कर्तव्यं, प्राणैः कण्ठगतैरपि ॥ १३ ॥

श्राद्धगुणविवरण, पृ० ३२. ( आत्मा. स. )*

જે કાર્ય કરવા લાયક ન હોય તે કાર્ય કંઠે પ્રાણ આવે તો પણ મનુષ્યોએ કરવું નહીં અને કંઠે પ્રાણ આવે

તો પણ જે કાર્ય કરવા લાયક હોય તે કાર્ય મનુષ્યોએ કરવું જ જોઇએ. ૧૩.

### શુભ કાર્યમાં વિઘ્નઃ—

श्रेयांसि बहुविघ्नानि, भवन्ति महतामपि ।
अश्रेयसि प्रवृत्तानां, क्वापि यान्ति विनायकाः ॥ १४ ॥

મોટા પુરુષોને પણ કલ્યાણનાં કાર્ય કરતાં ઘણાં વિઘ્નો આવે છે, પણ પાપના કાર્યમાં પ્રવર્તેલા પુરુષોને તો વિઘ્નો કોઇ પણ ઠેકાણે ચાલ્યા જાય છે અર્થાત્ તેમને વિઘ્ન થતાં નથી. ૧૪.

### ધીમે કરવાનું કાર્યઃ—

शनैः पन्थाः शनैः कन्था, शनैः पर्वतमस्तके ।
शनैर्विद्या शनैर्वित्तं, पञ्चैतानि शनैः शनैः ॥ १५ ॥

बोधमाला, (वल्लटकवि) अ० ७, श्लो० २३.

માર્ગમાં ધીમે ધીમે ચાલવું જોઇએ, કંથા એટલે ઘણા કકડાને સાંધીને કંથા-ચાદર બનાવવી હોય તો તે ધીમે ધીમે બનાવવી જોઇએ, પર્વતના શિખર પર ચઢવું હોય તો ધીમે ધીમે ચઢવું જોઇએ, વિદ્યા ધીમે ધીમે ભણવી જોઇએ તથા ધીમે ધીમે ધન ઉપાર્જન કરવું જોઇએઃ આ પાંચ બાબત ધીમે ધીમે કરવાની કહી છે. ૧૫.

### શીઘ્ર કરવાનું કાર્યઃ—

आदानस्य प्रदानस्य, कर्तव्यस्य च कर्मणः ।
क्षिप्रमक्रियमाणस्य, कालः पिबति तद्रसम् ॥ १६ ॥

महाभारत, शान्तिपर्व, अ० ४५, श्लो० २८.

કોઇ પણ વસ્તુ ગ્રહણ કરવી હોય અથવા આપવાની હોય, તથા કોઇ પણ કાર્ય કરવા લાયક હોય, તે જો શીઘ્ર કરવામાં ન આવે તો તેનો રસ કાળ પી જાય છે ૧૬.

श्वःकार्यमद्य कुर्वीत, पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि मृत्युः प्रतीक्षेत, कृतं चास्य न वा कृतम् ॥ १७ ॥

श्राद्धविधि, पृ० ९९.*

આવતી કાલે જે કાર્ય કરવાનું હોય તે આજે જ કરી લેવું, અને બપોર પછી કરવાનું કાર્ય સવારમાં જ કરી લેવું, કારણ કે ' આનું કાર્ય સમાપ્ત થયું છે કે નહીં ? ' તે બાબત મૃત્યુ રાહ જોતું નથી.–વિચાર કરતું નથી. ૧૭.

કર્તવ્યભ્રષ્ટતા ફળઃ—

अपार्थलाभा कलकण्ठता तव,
शिशून् यतो बिभ्रति काकपक्षिणः ।
मन्येऽन्यपुष्टाऽसि ततः छविस्तव,
कृष्णा कलङ्कान्न, विधेर्हि दोषतः ॥ १८ ॥

मुनि हिमांशुविजय.

હે કોયલ ! તારો મધુર સ્વર નકામો છે કેમકે તારાં બચ્ચાંઓનું પાલન પણ કાગડા જેવા પક્ષિઓ કરે છે ( તું નથી કરી શકતો ). પોતાનાં સંતાન તરફ આટલી બેપરવાઈ રાખવાના કલંક( પાપ )થી તારી કાંતિ–શ્યામ થઈ છે. વિધાતાના દોષથી તારી કાંતિ કાળી નથી થઇ. ૧૮.

કાર્યસિદ્ધિ-ઉપાયઃ—

इन्द्रियाणि च संयम्य, बकवत् पण्डितो नरः ।
देशकालबलं ज्ञात्वा, सर्वकार्याणि साधयेत् ॥ १९ ॥
चाणक्यनीति, अ० ६, श्लो० १७.

ઇંદ્રિયોને નિયમમાં રાખી પંડિત માણુસે બગલાની જેમ દેશ, કાળ અને બળને જાણીને સર્વ કાર્યો સાધવાં. ( કોઈ પણ કાર્ય કરવું હોય ત્યારે આ સર્વનો વિચાર કરી કાર્ય કરે તો તે સિદ્ધ થાય છે. ) ૧૯.

तत्किञ्चिदष्टभिर्मासैः, कार्यं कर्म विवेकिना ।
एकत्र स्थीयते येन, वर्षाकाले यथासुखम् ॥ २० ॥
विवेकविलास, उल्लास ७, श्लो० ३९.

વિવેકી પુરુષે આઠ માસમાં એવું કાંઈક કર્મ કરવું કે જે કર્મ કરવાથી વર્ષાકાળના ચાર માસ સુધી એક ઠેકાણે સુખપૂર્વક રહી શકાય. ( મતલબ કે આખા વર્ષમાં એકાદ પણ સત્કાર્ય થઈ જાય તો આખું ચતુર્માસ આનંદપૂર્વક પસાર કરી શકાય છે. ) ૨૦.

દુષ્કાર્ય ફળઃ—

अकृताखण्डधर्माणां, पूर्वजन्मनि जन्मिनाम् ।
सापदः परिपच्यन्ते, गरीयस्योऽपि सम्पदः ॥ २१ ॥
नलविलास नाटक

જેઓએ પૂર્વ જન્મમાં અખંડિત એટલે નિરંતર ધર્મ ન કર્યો હોય તે મનુષ્યોની મોટી સંપદાઓ પણ આપત્તિ સહિત જ પરિપાક પામે છે એટલે કે મોટી સંપદાઓ પ્રાપ્ત થઈ હોય તો પણ તેમને વચ્ચે વચ્ચે કષ્ટો આવ્યાં જ કરે છે. ૨૧.

# ગુણ (૭૧)

ગુણનો મહિમાઃ—

विभवे सति सन्तोषः, संयमः सति यौवने ।
पाण्डित्ये सति नम्रत्वं, हीरोऽयं कनकोपरि ॥ १ ॥

सूक्तरत्नावलि, श्लो० ४८८. (आत्मा. स)

વૈભવ છતાં સંતોષ હોય, યૌવન છતાં સંયમ હોય અને વિદ્વત્તા છતાં નમ્રતા હોય, તો તે સુવર્ણ ઉપર જડેલા હીરા સમાન છે. ૧.

गुणैरेव महत्त्वं स्यान्नाङ्गेन वयसाऽपि वा ।
दलेषु केतकीनां हि, लघीयस्सु सुगन्धता ॥ २ ॥

श्राद्धप्रतिक्रमणवृत्ति, पृ० ९०, (दे. ला.)*

ગુણોથી જ મોટાઈ પ્રાપ્ત થાય છે, પરંતુ મોટા શરીરવડે કે મોટી વયવડે મોટાઇ પ્રાપ્ત થતી નથી; કેમકે કેતકીના પાંદડાં અત્યંત નાનાં છે તો પણ તેમાં સુગંધતા રહેલી છે. ૨

कौशेयं कृमिजं सुवर्णमुपलाद्दूर्वाऽपि गोलोमतः,
पङ्कात्तामरसं शशाङ्क उदधेरिन्दीवरं गोमयात् ।
काष्ठादग्निरहेः फणादपि मणिर्गोपित्ततो रोचना,
प्राकाश्यं स्वगुणोदयेन गुणिनो गच्छन्ति किं जन्मना ? ॥३॥

जैनपञ्चतन्त्र, पृ० ११, श्लो० ७०*

કૃમિમાંથી રેશમ ઉત્પન્ન થાય છે, પત્થરમાંથી સુવર્ણ ઉત્પન્ન થાય છે, ગાયના રૂંવાડામાંથી ધરો થાય છે, કાદવમાંથી કમળ થાય છે, સમુદ્રમાંથી ચંદ્ર ઉત્પન્ન થાય છે, છાણમાંથી ઇંદીવર-કમળ ઉત્પન્ન થાય છે, લાકડામાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, સર્પના ફણામાંથી મણિ ઉત્પન્ન થાય છે, ગાયના પિત્તમાંથી ગોરોચન ( ગોરોચંદન ) ઉત્પન્ન થાય છે-આ સર્વનું ઉત્પત્તિ સ્થાન સારું નથી તો પણ તે સર્વ ઉત્તમ વસ્તુઓ છે. તેથી સિદ્ધ થાય છે કે-ગુણી જનો પોતાના ગુણના ઉદયથી જ પ્રસિદ્ધ થાય છે, જન્મથી શું ફળ છે ? ૩.

गुणेषु क्रियतां यत्नः, किमाटोपैः प्रयोजनम् ।
विक्रीयन्ते न घण्टाभिर्गावः क्षीरविवर्जिताः ॥ ४ ॥

व्यासदेव.

ગુણોને વિષે જ યત્ન કરવો યોગ્ય છે, આડંબરનું શું પ્રયોજન છે ? કેમકે દૂધ વિનાની ગાય કાંઈ ગળે ઘંટા બાંધવાથી વેચાતી નથી-તેનું મૂલ્ય મળતું નથી. ૪.

ગુણ : સાચી મોટાઇ:—

गुणैरुत्तुङ्गतां याति, नोच्चैरासनसंस्थितः ।
प्रासादशिखरस्थोऽपि, काकः किं गरुडायते ? ॥ ५ ॥

મનુષ્ય ગુણોવડે જ મોટાઇને પામે છે, પણ ઊંચા આસન પર બેઠેલો હોય તેથી કાંઇ મોટાઈને પામતો નથી; કેમકે પ્રાસાદના શિખર ઉપર રહેલો પણ કાગડો શું ગરુડ જેવો થાય છે ? નહીં જ. ૫.

ગુણીનો મહિમાઃ—

न हि भवति वियोगः स्नेहविच्छेदहेतु-
जगति गुणनिधीनां सज्जनानां कदाचित् ।
घनतिमिरनिबद्धो दूरसंस्थोऽपि चन्द्रः,
किमु कुमुदवनानां प्रेमभङ्गं करोति ? ॥ ६ ॥

આ જગતમાં ગુણના નિધિરૂપ સજ્જનોનો વિયોગ કદાપિ સ્નેહના વિનાશનો હેતુ થતો નથી. જેમકે મેઘરૂપી અંધકારવડે ઢંકાયેલો અને દૂર રહેલો એવો પણ ચંદ્ર શું પોયણાના વનનો પ્રેમભંગ કરે છે ? નથી કરતો, તેમને વિકસ્વર કરે જ છે. ૬.

गुणी गुणं वेत्ति न वेत्ति निर्गुणो
बली बलं वेत्ति न वेत्ति निर्बलः ।
पिको वसन्तस्य गुणं न वायसः,
करी च सिंहस्य बलं न मूषकः ॥ ७ ॥

ગુણી માણસ ગુણને જાણે છે, નિર્ગુણ માણસ જાણતો નથી, અને બળવાન માણસ બળને જાણે છે, પણ નિર્બળ માણસ જાણતો નથી; જેમકે કોયલ વસંતના ગુણને જાણે છે, પણ કાગડો જાણતો નથી, અને હાથી સિંહના બળને જાણે છે, પણ ઉંદર જાણી શકતો નથી. ૭.

ગુણજ્ઞતા : સાચી મહત્તાઃ—

विरोधकालेऽपि विपक्षवर्गे,
सन्तं गुणांशं प्रविदन्ति चाहुः ।

निष्पक्षतो ये मनुजास्त एव,
धन्याः प्रमान्या इति मे मतं भोः ॥ ८ ॥
धर्मवियोगमाला, श्लो० ४७.

જે વખતે વિરોધ ચાલી રહ્યો હોય તે વખતે પણ દુશ્મનોના નાના સરખા ગુણને પણ પક્ષપાત વગર જે મનુષ્યો સમજે છે અને લોકો આગળ કહે છે તે જ મનુષ્યો ખરેખર ધન્યવાદને યોગ્ય છે તથા લોકોમાં પૂજ્ય છે, એમ મ્હારું માનવું છે. ૮.

## કોનો કયો ગુણ:—

गूढं च मैथुनं धार्ष्ट्यं, काले चालयसंग्रहम् ।
अप्रमत्तमविश्वासं, पञ्च शिक्षेत वायसात् ॥ ९ ॥
महाभारत, ज्ञानपर्व, अध्याय ५६, श्लो० ४२.

કોઈ ન દેખે તેવું ગુપ્ત મૈથુન, ધૃષ્ટતા-નિડરતા, અવસરે નિવાસસ્થાન કરવું, પ્રમાદરહિતપણું અને અવિશ્વાસ-કોઈનો પણ વિશ્વાસ ન કરવો તે: આ પાંચ ગુણો કાગડા પાસેથી શીખવાના છે. ૯.

## ગુણવાન થવું:—

सर्वत्र निन्दासन्त्यागो वर्णवादस्तु साधुषु ।
आपद्यदैन्यमत्यन्तं, तद्वत् सम्पदि नम्रता ॥ १० ॥

સર્વ કોઈની નિંદાનો ત્યાગ કરવો, સજ્જનોની પ્રશંસા કરવી, આપત્તિને વિષે અત્યંત અદીનતા રાખવી અને સંપત્તિને વિષે નમ્રતા રાખવી. ૧૦.

સ્વગુણ નિર્ણય:—

न गर्वः सर्वथा कार्यो, भट्टादीनां प्रशंसया ।
व्युत्पन्नश्लाघया कार्यः, स्वगुणानां तु निश्चयः ॥ ११ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३१७.

ચારણ, ભાટ વગેરેની પ્રશંસાથી ડાહ્યા માણસે બીલકુલ ગર્વ કરવો નહીં, પરંતુ પંડિતોએ કરેલી શ્લાઘાથી પોતાના ગુણનો નિશ્ચય કરવો. ૧૧.

ગુણી પ્રત્યેનું ખરાબ વર્તન:—

निर्मायो यः कृपालुर्यः, सत्यो यः सनयश्च यः ।
प्रायेण तत्र लोकस्य, क्लीबबुद्धिर्विजृम्भते ॥ १२ ॥

नलविलास, अङ्क २, श्लो० १३.

જે પુરુષ માયા રહિત હોય, દયાળુ હોય, સત્ય વચન બોલનાર હોય અને નીતિવડે યુક્ત હોય, તેના ઉપર પ્રાયે કરીને સામાન્ય લોકો ક્લીબની બુદ્ધિ ધારણ કરે છે—આવા ગુણીને નપુંસક જેવા ગણે છે. ૧૨.

ગુણ ફળ:—

उद्यमं साहसं धैर्यं, बलं बुद्धिः पराक्रमः ।
षडेते यस्य विद्यन्ते, तस्य देवोऽपि शङ्कते ॥ १३ ॥

हितधर्मप्रकाश; (मावकावे), श्लो० २०५.

ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ અને પરાક્રમ; આ છ જેને હોય છે તેનાથી દેવ પણ શંકા રાખે છે. ૧૩.

ગુણાતીતનું સ્વરૂપઃ—

समदुःखसुखः स्वस्थः, समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥ १४ ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी, गुणातीतः स उच्यते ॥ १५ ॥

ભગવદ્ગીતા, અધ્યાય ૧૪, શ્લો૦ ૨૪, ૨૫.

જે સુખદુઃખમાં સમાન હોય, સ્વસ્થ ચિત્તવાળો હોય, પત્થર અને સુવર્ણને વિષે સમાન હોય, પ્રિય અને અપ્રિયને વિષે સમાન હોય, ધીરતાવાળો હોય, પોતાની નિંદા અને સ્તુતિને વિષે સમાન હોય, માન અને અપમાનને વિષે સમાન હોય, મિત્રપક્ષ અને શત્રુપક્ષને વિષે સમાન હોય તથા સર્વ આરંભનો ત્યાગી હોય તે ગુણાતીત-સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણોથી રહિત કહેવાય છે. ૧૪, ૧૫.

સ્વ-પર ગુણદોષઃ—

कस्यापि चाग्रतो नैव, प्रकाश्यः स्वगुणः स्वयम् ।
अतुच्छत्वेन तुच्छोऽपि, वाच्यः परगुणः पुनः ॥ १६ ॥

વિવેકવિલાસ, ઉલ્લાસ ૮, શ્લો૦ ૩૧૮.

કોઈની પાસે પોતાનો ગુણ પોતે પ્રકાશ-પ્રકટ કરવો નહીં, પરંતુ બીજાનો અલ્પ ગુણ હોય તો પણ તેને મોટો કરીને કહેવો. ૧૬.

# दोष (७२)

કોનો કયો દોષઃ—

देहस्य दूषणं तन्द्रा, कुमन्त्री राज्यदूषणम् ।
रूपस्य दूषणं जाड्यमधार्म्यं नरदूषणम् ॥ १ ॥

हिङ्गुलप्रकरण, पृ० १, श्लो० ८.

આળસ તે શરીરનું દૂષણ છે, ખરાબ મંત્રી રાજ્યનું દૂષણ છે, મૂર્ખતા રૂપનું દૂષણ છે તથા અધાર્મિકપણું પુરુષનું દૂષણ છે. ૧.

સ્વ અને પરનો દોષઃ—

द्रष्टुं स्वदोषान् लोकानां, नैकमप्यस्ति लोचनम् ।
सन्ति लोचनलक्षाणि, परदोषविलोकने ॥ २ ॥

महाभारत, विराटपर्व, अ० ३९, श्लो० ९९.

માણસોને પોતાના દોષ જોવા માટે એક પણ નેત્ર નથી અને પરના દોષ જોવા માટે તો લાખો નેત્રો હોય છે, અર્થાત્ પોતાના દોષ પોતે જાણતા નથી અને પરના દોષને જ જુએ છે. ૨.

दृष्टं किमपि लोकेऽस्मिन् , न निर्दोषं न निर्गुणम् ।
आवृणुध्वमतो दोषान्, विवृणुध्वं गुणान् बुधाः ॥ ३ ॥

આ સંસારમાં કોઈ પણ વસ્તુ કે પ્રાણી દોષ રહિત દેખાતા નથી, તેમ જ ગુણ રહિત પણ દેખાતા નથી; તો પછી હે ડાહ્યા પુરુષો ! તમે દોષોને ઢાંકો અને ગુણોને પ્રકટ કરો. ૩.

**દરેકમાં દોષ હોય જ:—**

शशिनि खलु कलङ्कं कण्टकं पद्मनाले,
जलधिजलमपेयं पण्डिते निर्धनत्वम् ।
दयितजनवियोगो दुर्भगत्वं सुरूपे,
धनपतिकृपणत्वं रत्नदोषी कृतान्तः ॥ ४ ॥

धर्मकल्पद्रुम, पृ, २७, श्लो० २७.

ચંદ્ર સૌમ્યાદિક ગુણ સહિત છે છતાં તેમાં કલંકરૂપ દોષ છે, કમળનું નાળ સુગંધાદિક ગુણવાળું છે છતાં તેમાં કાંટારૂપ દોષ છે, સમુદ્રમાં ઘણું જળ છે પરંતુ તે પીવા લાયક નથી, પંડિતને વિષે વિદ્વત્તાદિક ગુણો છે પરંતુ તે નિર્ધન હોય છે, પ્રિયજન હિતકર વગેરે ગુણવાળા હોય છે પરંતુ તેનો વિયોગ થાય છે, માણસ સુંદર રૂપવાળો હોય છે પરંતુ તે દુર્ભાગી હોય છે, ઘણા ધનનો સ્વામી હોય છે પરંતુ તે લોભી હોય છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે—દૈવ રત્નને વિષે કાંઈક પણ દોષ મૂકે જ છે. ૪.



# सुख (७३)

छ प्रकारनां सुखः—

अर्थागमो नित्यमरोगिता च,
प्रिया च भार्या प्रियवादिनी च ।
वश्यश्च पुत्रोऽर्थकरी च विद्या,
षड् जीवलोकस्य सुखानि राजन् ! ॥ १ ॥

हितोपदेश, प्रस्ताविका, श्लो० १६.

ધનની પ્રાપ્તિ, નિત્ય નીરોગીપણું, વહાલી અને પ્રિય વચન બોલનારી ભાર્યા, વશમાં વર્તનારો પુત્ર અને ધનાદિક પ્રયોજનને સિદ્ધ કરનારી વિદ્યા : આ છ પદાર્થ હે રાજા ! જીવલોકને સુખકારક છે. ૧.

आरोग्यमानृण्यमविप्रवासः,
सम्प्रत्यया वृत्तिरभीतिवासः ।
सद्भिर्मनुष्यैः सह सम्प्रयोगः,
षड् जीवलोकस्य सुखानि राजन् ! ॥ २ ॥

આરોગ્ય—નીરોગતા, દેવારહિતપણું—કરજરહિતપણું, પ્રવાસરહિતપણું, નીરાંતવાળી આજીવિકા—ધંધો, ભય રહિત સ્થાનમાં વસવું અને સત્પુરુષોની સાથે સંગતિ, હે રાજા ! આ છ જીવલોકનાં સુખ છે. ૨.

**સાચો સુખીઃ—**

स्वशरीरेऽपि न रज्यति शत्रावपि न प्रदोषमुपयाति ।
रोगजरामरणभयैरव्यथितो यः स नित्यसुखी ॥ ३ ॥

प्रशमरति, श्लो० २४०.

જે પોતાના શરીર ઉપર પણ રાગ કરતો નથી, શત્રુ ઉપર પણ દ્વેષ કરતો નથી અને રોગ, જરા તથા મરણના ભયથી બ્હીતો નથી-અબાધિત રહે છે તે નિત્ય સુખી છે. ૩.

**એકાન્ત સુખઃ અલભ્યઃ—**

चन्दनतरुषु भुजङ्गा जलेषु कमलानि तत्र च ग्राहाः ।
गुणघातिनः खला इति भवन्ति न सुखान्यविघ्नानि ॥ ४ ॥

पञ्चतन्त्र, पृ० ७१, श्लो० २७७.

ચંદનનાં વૃક્ષો સારાં છે પણ તેમાં સર્પ રહેલા છે, જળને વિષે કમળો છે તે સારાં છે પણ તેમાં મગર વગેરે જીવો છે તથા ગુણી પુરુષો સારા છે પણ તેમના ગુણનો ઘાત કરનારા ખળ પુરુષો તેમની સાથે જ છે, આથી જણાય છે કે કોઈ પણ ઠેકાણે વિઘ્ન વિનાનાં એકલાં સુખ હોતાં નથી. ૪.

**સુખાભાસ : વૈભવઃ—**

तृषा शुष्यत्यास्ये पिबति सलिलं स्वादु सुरभि,
क्षुधार्त्तः सन् शालीन् कवलयति शाकादिकलितान् ।
प्रदीप्ते कामाग्नौ सुदृढतरमाश्लिष्यति वधूं,
प्रतीकारं व्याधेः सुखमिति विपर्यस्यति जनः ॥ ५ ॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० १९.

મનુષ્ય પોતાનું મુખ તરશવડે સૂકાય છે ત્યારે સ્વાદિષ્ટ અને સુગંધી જળ પીએ છે, ભૂખથી પીડા પામે છે ત્યારે શાક વગેરે સહિત ભાત વગેરેને ખાય છે તથા કામરૂપ અગ્નિ પ્રદીપ્ત થાય છે ત્યારે સ્રીને ગાઢ આલિંગન કરે છે. આ સર્વ વાસ્તવિક રીતે જોતાં વ્યાધિનો પ્રતીકાર (ઉપાય) જ છે, તેને મૂઢ માણસ સુખરૂપે માને છે તે તેની બુદ્ધિનો વિપર્યાસ છે–વિપરીત બુદ્ધિ છે. ૫.

## સુખદુઃખ અસ્થાયીઃ—

ये वर्धिताः करिकपोलमदेषु भृङ्गाः,
प्रोत्फुल्लपङ्कजरजःसुरभीकृताङ्गाः ।
ते साम्प्रतं विधिवशाद् गमयन्ति कालं,
निम्बेषु चार्ककुसुमेषु च दैवयोगात् ॥ ६ ॥

वैराग्यशतक (भर्तृहरि), श्लो० ३६.

વિકસ્વર કમળની રજવડે જેના શરીર સુગંધી કરાયાં છે એવા જે ભમરાઓ હાથીના ગંડસ્થળના મદજળને વિષે વૃદ્ધિ પામ્યા છે તે ભમરાઓ હાલમાં વિધિના વશથી લીંબડા અને આકડાનાં પુષ્પોને વિષે રહીને કાળને નિર્ગમન કરે છે (કારણ કે સુખ કે દુઃખ સ્થિર હોતું નથી.). ૬.

करमदयिते ! यत्तत्पीतं सुदुर्लभमेकदा,
मधु वनगतं तस्यालाभे विरौषि किमुत्सुका ? ।

कुरु परिचितैः पिलोः पत्रैर्धृतिं मरुगोचरै-
र्जगति सकले कस्यावाप्तिः सुखस्य निरन्तरा ? ॥ ७ ॥

अन्योक्तिमुक्तावली.

હે ઉંટડી ! તેં કોઈ એક વખત વનમાં રહેલું અત્યંત દુર્લભ જે મધ પીધું છે તે મધ ફરી ન મળવાથી તેમાં ઉત્સુક થઈને કેમ રૂએ છે ? મરુદેશ(મારવાડ)માં રહેલા તારા અતિ પરિચયવાળા પીલુનાં પાંદડાંવડે તું સંતોષ પામ, કેમકે આ સમગ્ર જગતમાં નિરંતર સુખની પ્રાપ્તિ કોને છે ? ૭

## સુખના ઉપાયઃ—

कृत्वाऽर्हत्पदपूजनं यतिजनं नत्वा विदित्वाऽऽगमं,
हित्वा सङ्गमधर्मकर्मठधियां पात्रेषु दत्त्वा धनम् ।
गत्वा पद्धतिमुत्तमक्रमजुषां जित्वाऽन्तरारिव्रजं,
स्मृत्वा पञ्चनमस्क्रियां कुरु करक्रोडस्थमिष्टं सुखम् ॥ ८ ॥

सिन्दुरप्रकरण, श्लो० ९५.

હે ભવ્ય પ્રાણી ! જિનેંદ્રના ચરણની પૂજા કરીને, સાધુજનને વાંદીને, આગમનું જ્ઞાન મેળવીને, અધર્મના કાર્યમાં નિપુણ બુદ્ધિવાળા પુરુષોના સંગનો ત્યાગ કરીને, સુપાત્રને વિષે ધનનું દાન આપીને, ઉત્તમ પુરુષોના માર્ગમાં ચાલીને, અભ્યંતર શત્રુઓને જીતીને તથા પંચ નમસ્કારનું સ્મરણ કરીને તું ઇચ્છિત સુખને હાથના મધ્યે રહેલું કર ( અર્થાત્ સુખની ઈચ્છા હોય તો આ સર્વ તું કર. ). ૮.

सर्वमङ्गलनिधौ हृदि यस्मिन्, सङ्गते निरुपमं सुखमेति।
मुक्तिशर्म च वशीभवती द्राक्, तं बुधा भजत शान्तरसेन्द्रम् ॥९॥

अध्यात्मकल्पद्रुम, श्लो० २.

સર્વ માંગલિકનો નિધાન એવો શાંતરસ જેના હૃદયમાં પ્રાપ્ત થાય તે અનુપમ સુખ પામે છે અને મોક્ષનું સુખ એકદમ તેના કબજામાં આવી જાય છે માટે હે પંડિતો ! એવા શાંતરસને તમે ભજો.-સેવો-ભાવો. ૯.

कामः क्रोधस्तथा लोभो हर्षो मानो मदस्तथा ।
षड्वर्गमुत्सृजेदेतं, यः सदा स सुखी भवेत् ॥ १० ॥

उत्तराध्ययनसूत्रटीका ( कमलसंयम ), पृ० २०५ (वि.ध.ल )*

જે માણસ કામ, ક્રોધ, લોભ, હર્ષ, માન અને મદ-ગર્વ: આ છ વર્ગનો ત્યાગ કરે તે સદા સુખી થાય છે. ૧૦.

अर्हन्नतिर्गुरुप्रीतिर्विरतिर्निजयोषिति ।
धर्मश्रुतिर्गुणासक्तिः, सद्यो यच्छति निर्वृतिम् ॥ ११ ॥

सूक्तरत्नावली (विजयसेनसूरि) पृ० ४६, श्लो० ४८९.(आत्मा.स.)

અરિહંતને નમસ્કાર કરવા, ગુરુ ઉપર પ્રીતિ રાખવી, પોતાની સ્ત્રીને વિષે સંતોષ રાખવો, ધર્મના ઉપદેશનું શ્રવણ કરવું અને ગુણ ગ્રહણ કરવામાં આસક્તિ રાખવી-આ પ્રમાણે કરવાથી પ્રાણી શીઘ્રપણે સુખને-મોક્ષને પામે છે. ૧૧.

सूक्तयो रामचन्द्रस्य, वसन्तः कलगीतयः।
स्वातन्त्र्यमिष्टयोगश्च, पञ्चैते हर्षवृ(सृ)ष्टयः ॥ १२ ॥

सत्यहरिश्चन्द्रनाटक.

રામચંદ્રની મધુર વાણી, વસંત ઋતુ, મનોહર ગીત, સ્વતંત્રપણું અને પ્રિયનો સંયોગઃ આ પાંચ હર્ષની વૃષ્ટિ સમાન છે અથવા હર્ષને સરજનાર–ઉત્પન્ન કરનાર છે. ૧૨.

अहिंसा सत्यवचनं, सर्वभूतेषु चार्जवम् ।
क्षमा चैवाप्रमादश्च, यस्यैते स सुखी भवेत् ॥ १३ ॥

महाभारत, शान्तिपर्व, अध्याय २१७, श्लो० ८.

અહિંસા, સત્ય વચન, સર્વ પ્રાણીને વિષે સરલતા, ક્ષમા અને પ્રમાદરહિતપણું: આટલી બાબત જેને હોય તે માણુસ સુખી છે. ૧૩.

विश्वजन्तुषु यदि क्षणमेकं, साम्यतो भजसि मानस मैत्रीम् ।
तत्सुखं परममत्र परत्राप्यश्नुषे न यदभूत्तव जातु ॥ १४ ॥

अध्यात्मकल्पद्रुम, श्लो० ८.

હે મન! તું સર્વ પ્રાણી ઉપર સમતાપૂર્વક એક ક્ષણુવાર પણ પરહિત ચિંતારૂપ મૈત્રીભાવ ભાવીશ તો તને આ ભવ અને પરભવમાં એવું સુખ મળશે કે જેવું તેં કદી પણ અનુભવ્યું હશે નહિ. ૧૪.

निःसङ्गतामेहि सदा तदात्मन्नर्थेष्वशेषेष्वपि साम्यभावात् ।
अवेहि विद्वन्! ममतैव मूलं, शुचां सुखानां समतैव चेति॥१५॥

अध्यात्मकल्पद्रुम, अधिकार १६, श्लो० ३.

હે આત્મન્! સર્વ પદાર્થો ઉપર સદા સમતા ભાવ લાવીને નિઃસંગપણું પ્રાપ્ત કર! હે વિદ્વન્! તું જાણી લેજે કે દુઃખનું મૂળ મમતા જ છે અને સુખનું મૂળ સમતા જ છે. ૧૫.



## दु:ख ( ७४ )

૭ પ્રકારનાં દુઃખઃ—

कुग्रामवासः कुजनस्य सेवा, कुभोजनं क्रोधमुखी च भार्या ।
मूर्खश्च पुत्रो विधवा च कन्या, विनाऽग्निना सन्दहते शरीरम् ॥१॥

बोधमाला ( पाञ्चजन्य ), स० १९, श्लो० ३७.

ખરાબ ગામમાં રહેવું, નઠારા માણસની સેવા, કુત્સિત ભોજન, ક્રોધી સ્ત્રી, મૂર્ખ પુત્ર અને અને વિધવા દીકરીઃ એ બધાં આગ વિના શરીરને બાળી નાંખે છે. ૧.

कुग्रामवासः कुनरेन्द्रसेवा,
कुभोजनं क्रोधमुखी च भार्या ।
कन्याबहुत्वं च दरिद्रता च,
षड् जीवलोके नरका भवन्ति ॥ २ ॥

श्राद्धगुणविवरण, पृ० १४, ( आत्मा. स. )*

કુગ્રામમાં વસવું, દુષ્ટ રાજાની સેવા કરવી, ખરાબ ભોજન કરવું, ભાર્યાનું મુખ નિરંતર ક્રોધયુક્ત હોય, ઘણી કન્યાઓ હોય અને દરિદ્રતા હોયઃ આ ૭ બાબતો આ જીવલોકમાં જ નરકરૂપ છે–નરકના જેવી દુઃખદાયી છે. ૨.

કોને શું દુઃખરૂપઃ—

मूर्खोऽशान्तस्तपस्वी क्षितिपतिरलसो मत्सरी धर्मशीलो
दुःस्थो मानी गृहस्थः प्रभुरतिकृपणः शास्त्रभृद्धर्महीनः ।
आज्ञाहीनो नरेन्द्रः शुचिरपि सततं यः परान्नोपभोजी,
वृद्धो रोगी दरिद्रः स च युवतिपतिर्धिग् विडम्बप्रकारान् ।।३।।

नीतिशतक ( भर्तृहरी ), श्लो० ३८.

તપસ્વી હોય છતાં મૂર્ખ અને ક્રોધી હોય, રાજા છતાં આળસુ હોય, ધર્મનું આચરણ કરતો હોય છતાં બીજા ઉપર મત્સર રાખતો હોય, ગૃહસ્થ હોય છતાં દુઃખી અને ગર્વિષ્ઠ હોય, સ્વામી છતાં કૃપણ હોય, શાસ્ત્ર ભણેલો છતાં ધર્મની શ્રદ્ધા કે આચરણ રહિત હોય, રાજા છતાં આજ્ઞા રહિત હોય–તેની આજ્ઞા કોઇ માનતું ન હોય, નિરંતર પવિત્ર છતાં પરનું અન્ન ખાતો હોય, જુવાન સ્ત્રીનો પતિ છતાં વૃદ્ધ, રોગી કે દરિદ્રી હોયઃ આ સર્વ વિડંબનાના પ્રકારોને ધિક્કાર છે. ૩.

मूर्खो द्विजातिः स्थविरो गृहस्थः,
कामी दरिद्रो धनवांस्तपस्वी ।
वेश्या कुरूपा नृपतिः कदर्यो
लोके षडेतानि विडम्बनानि ।। ४ ।।

બ્રાહ્મણ છતાં મૂર્ખ હોય; વૃદ્ધ છતાં ગૃહસ્થાશ્રમી હોય, દરિદ્ર છતાં કામી હોય, તપસ્વી છતાં ધનવાન હોય, વેશ્યા છતાં કુરૂપવાળી હોય અને રાજા છતાં કંજુસ હોય, તો આ

છ જાતના મનુષ્યોની આ છ જાતની અવસ્થાઓ જગતમાં વિડંબનાનાં સ્થાનરૂપ છે. ૪.

**સાચો દુઃખીઃ—**

ईर्ष्यी घृणी त्वसन्तुष्टः, क्रोधनो नित्यशङ्कितः ।
परभाग्योपजीवी च, षडेते दुःखभागिनः ॥ ५ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० २५.

ઇર્ષ્યાવાન, નિર્દય, અસંતોષી, ક્રોધી, નિત્ય શંકાવાળો અને પરના ભાગ્યથી જીવવાવાળોઃ આ છ મનુષ્યો દુઃખી છે. ૫.

**સુખ દુઃખની વિપરીત બુદ્ધિઃ—**

दुःखात्मकेषु विषयेषु सुखाभिमानः,
सौख्यात्मकेषु नियमादिषु दुःखबुद्धिः ।
उत्कीर्णवर्णपदपङ्क्तिरिवान्यरूपा,
सारूप्यमेति विपरीतगतिप्रयोगात् ॥ ६ ॥

आचाराङ्गसूत्र, पृ० ९८, श्लो० १*

દુઃખના જ સ્વરૂપવાળા શબ્દાદિક વિષયોને વિષે ( મૂઢ પ્રાણીને ) સુખનું અભિમાન થાય છે–વિષયોને સુખરૂપ માને છે, અને વ્રત–નિયમ વગેરે જે સુખરૂપ છે તેને વિષે દુઃખની બુદ્ધિ થાય છે–દુઃખરૂપ માને છે. જેમકે વિપરીત રીતે લખેલી વર્ણ અને શબ્દોની શ્રેણિ વિપરીત ગતિના પ્રયોગથી સમાનપણાને પામે છે. ( એટલે કે જેમ છાપખાનાના ટાઇપ ઊંધા છે તેને કાગળ પર છાપવાથી સવળા પડે છે અને સવળા ટાઇપ હોય તો ઊંધા પડે છે, અથવા

આરિસામાં પ્રતિબિંબિત થયેલા અક્ષરો સવળા હોય તો ઊંધા દેખાય છે અને ઊંધા હોય તો સવળા દેખાય છે, તેમ મૂઢ માણસ દુઃખકર વિષયોને સુખકર અને સુખકર વ્રતાદિકને દુઃખકર માને છે. ) ૬.

## દુઃખમાં સારું પણ ખોટું થાય:—

आपदामापतन्तीनां, हितोऽप्यायाति हेतुताम् ।
मातृजङ्घा हि वत्सस्य, स्तम्भो भवति बन्धने ॥ ७ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ३०.

આપત્તિ આવવાની હોય ત્યારે હિતકારક પુરુષ પણ તેનું કારણ થાય છે, કારણ કે વાછરડાને બાંધતી વખતે તેની માતાનો ( ગાયનો ) પગ જ ખીલારૂપ થાય છે. ( દોતી વખતે ગાયને પગે વાછરડાને બાંધવામાં આવે છે. ) ૭.

## દુઃખ કોને કહેવું:—

सुहृदि निरन्तरचित्ते, गुणवति भृत्येऽनुवर्तिनि कलत्रे ।
स्वामिनि शक्तिसमेते, निवेद्य दुःखं सुखी भवति ॥ ८ ॥

जैनपञ्चतन्त्र, पृ० १२, श्लो० ७९ *

અંતર રહિત-ભેદભાવ રહિત ચિત્તવાળા મિત્રની પાસે, ગુણવાન ચાકરની પાસે, અનુકૂળતાવાળી સ્ત્રીની પાસે અને શક્તિવાળા સ્વામીની પાસે મનુષ્ય પોતાનું દુઃખ નિવેદન કરી સુખી થાય છે. ૮.

**દુઃખ : મિત્રોની કસોટીઃ—**

मित्रस्वजनबन्धूनां, बुद्धेर्धैर्यस्य चात्मनः ।
विपन्निकषपाषाणे, नरो जानाति सारताम् ॥ ९ ॥

व्यासदेव.

મનુષ્ય વિપત્તિરૂપી કસોટીના પત્થર ઉપર પોતાના મિત્રના, સ્વજનના, બંધુના, બુદ્ધિના અને ધૈર્યના સારને જાણી શકે છે, અર્થાત્ જ્યારે વિપત્તિ આવે ત્યારે મિત્ર વગેરે સર્વની પરીક્ષા થાય છે. ૯.

**દુઃખનાં કારણોઃ—**

सर्वे जानन्ति जीवा हि, पापं दुःखस्य कारणम् ।
तथाऽपि तन्न मुञ्चन्ति, पापं सौख्यविनाशकम् ॥ १० ॥

मुनि हिमांशुविजय.

પાપથી દુઃખ જન્મે છે એમ બધા લોક જાણે છે, તો પણ તે પાપને છોડતા નથી કે જે સુખનો નાશ કરનાર છે, એ કેવી દુઃખની વાત છે ! ૧૦

जिनेष्वभक्तिर्यमिनामवज्ञा, कर्मस्वनौचित्यमधर्मसङ्गः ।
पित्राद्युपेक्षा परवञ्चनं च, सृजन्ति पुंसां विपदः समन्तात् ॥ ११ ॥

अध्यात्मकल्पद्रुम, अधिकार १२, श्लो० १२.

જિનેશ્વર ભગવંત તરફ અભક્તિ ( તેમની અશાતના ), સાધુઓની અવગણના, વ્યાપારાદિમાં અનુચિત પ્રવૃત્તિ, અધર્મીનો સંગ, માબાપ વગેરેની સેવા કરવામાં ઉપેક્ષા ( બેદરકારી )

અને પરવંચન ( બીજાને ઠગવું તે ) : આ સર્વ પ્રાણીને માટે ચોતરફથી આપદાઓ ઉત્પન્ન કરે છે. ૧૧.

सर्वतोऽत्यन्तक्लेशाग्नौ, दीप्तेऽन्यायभयङ्करे ।
माध्यस्थं दुष्करं शान्तिर्दुर्लभा च सहिष्णुता ॥ १२ ॥

मुनि हिमांशुविजय.

ભયંકર અન્યાય અને ક્લેશાગ્નિ ચારે તરફ સળગી રહ્યો હોય તે વખતે તટસ્થવૃત્તિ, શાન્તિ અને સહન કરવાની શક્તિ બહુ દુર્લભ થઇ જાય છે. ૧૨.

क्लेशलेशोऽपि यत्र स्यादसूयाव्यभिचारिते ।
तत्र सिद्धिर्न कार्याणां, न धर्मो न सुखं पुनः ॥ १३ ॥

धर्मवियोगमाला, શ્લો० ૪૨.

જ્યાં થોડો પણ કલેશ-કંકાસ હોય, અસૂયા-અદેખાઇ અને વ્યભિચાર હોય છે ત્યાં કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી, કોઇ જાતનો શુદ્ધ ધર્મ કરાતો નથી તેમ કોઇ જાતનું ભવિષ્યમાં સુખ પણ મળતું નથી. ( અર્થાત્ કલહ-ઇર્ષ્યા અને પરસ્ત્રી પરપુરુષગમન કરનાર મનુષ્યને કોઇ પણ કાર્યમાં સફળતા, ધર્મ અને સુખ મળતાં નથી. ) ૧૩.



# सत्सङ्ग ( ७५ )

सत्संग महिमाः—

वरं नरकवासोऽपि, विद्वद्भिः संहितो मम ।
न नीचजनसम्पर्कः, सुरेन्द्रभुवनेष्वपि ॥ १ ॥

जैनपञ्चतन्त्र, पृ. १६५, श्लो० १६८.

विद्वानोनी साथे मारो नरकमां वास थाय ते सारो छे, परंतु देवेंद्रना भवनने विषे पण नीच पुरुषनो संबंध थाय ते सारो नथी. १.

स्तोकोऽपि गुणिसंसर्गः, श्रेयसे भूयसे भवेत् ।
लवणेन किमल्पेन, स्वादु नान्नमनायत ? ॥ २ ॥

सूक्तरत्नावली, श्लो० ३४.

गुणीजनने थोडो पण संग मोटा कल्याणने माटे थाय छे. शुं थोडा लवण(-मीठा )वडे अन्न स्वादिष्ट थतुं नथी ? थाय ज छे. २.

काचः काञ्चनसंसर्गाद्धत्ते मारकतीं द्युतिम् ।
तथा सत्सन्निधानेन, मूर्खो याति प्रवीणताम् ॥ ३ ॥

हितोपदेश, प्रस्तावना, श्लो० ४१.

सुवर्णना संगथी—सुवर्णना भूषणमां जडावाथी काच पण मरकत मणिना जेवी कांतिने धारण करे छे, ते ज

પ્રમાણે સત્પુરુષના સંગવડે મૂર્ખજન પણ નિપુણતાને પામે છે. ૩.

कल्पद्रुमः कल्पितमेव सूते,
सा कामधुक् कामितमेव दोग्धि ।
चिन्तामणिश्चिन्तितमेव दत्ते,
सतां हि सङ्गः सकलं प्रसूते ॥ ४ ॥

કલ્પવૃક્ષ કલ્પેલી ( મુકરર કરેલી ) વસ્તુને જ ઉત્પન્ન કરે છે ( આપે છે ), કામધેનુ ગાય ઇચ્છિત વસ્તુને જ આપે છે અને ચિંતામણિ રત્ન ચિંતવેલી વસ્તુને જ આપે છે, પરંતુ સત્પુરુષનો સંગ તો ઉપરની સર્વ વસ્તુને આપે છે. ૪.

સત્સંગ : ઉન્નતિનું કારણ:—

महानुभावसंसर्गः, कस्य नोन्नतिकारकः ।
गङ्गाप्रविष्टं रथ्याम्बु, त्रिदशैरपि वन्द्यते ॥ ५ ॥

उपदेशप्रासादमूल, भाग १, पृ. १७८, ( प्र. स. )*

મોટા પ્રભાવવાળા મહાત્માનો સંગ કોને ઉન્નતિ કરનાર ન થાય ? ( સર્વને ઉન્નતિ કરે છે ) જેમકે શેરીઓ વગેરેનું મલિન જળ ગંગા નદીમાં મળે છે ત્યારે તે જળ દેવોને પણ વંદન કરવા યોગ્ય થાય છે. ૫.

महानुभावसंसर्गः, कस्य नोन्नतिकारणम् ? ।
पद्मपत्रस्थितं वारि, धत्ते मुक्ताफलश्रियम् ॥ ६ ॥

મહાપુરુષોનો સંગ કોને ઉન્નતિનું કારણ નથી ? ( સર્વને ઉન્નતિ કરનાર છે ) જેમકે કમળના પાંદડા પર રહેલું જળ પણ મુક્તાફળની લક્ષ્મી ( શોભા )ને ધારણ કરે છે. ૬.

**સત્સંગ : ગુણ કારણઃ—**

सन्तप्तायसि संस्थितस्य पयसो नामापि न ज्ञायते,
मुक्ताऽऽकारतया तदेव नलिनीपत्रस्थितं राजते ।
स्वात्यां सागरशुक्तिमध्यपतितं सन्मौक्तिकं जायते,
प्रायेणाधममध्यमोत्तमगुणः संवासतो जायते ॥ ७ ॥

અગ્નિમાં તપાવેલા લોઢા ઉપર પાણીનું બિંદુ પડ્યું હોય તો તેનું નામ પણ રહેતું નથી, તે જ જળબિંદુ કમલિનીના પાંદડા ઉપર રહ્યું હોય તો તે મોતીની જેમ શોભે છે, અને તે જ બિંદુ સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રની છીપની મધ્યે પડ્યું હોય તો તે ઉત્તમ મોતીરૂપ જ બને છે. ઘણું કરીને અધમ, મધ્યમ અને ઉત્તમના ગુણ સંવાસથી જ પ્રાપ્ત થાય છે. ૭.

**સત્સંગ : સર્વ દાયકઃ—**

हरति कुमतिं भिन्ते मोहं करोति विवेकितां,
वितरति रतिं सूते नीतिं तनोति गुणावलिम् ।
प्रथयति यशो धत्ते धर्मं व्यपोहति दुर्गतिं,
जनयति नृणां किं नाभीष्टं गुणोत्तमसङ्गमः ॥ ८ ॥

सिन्दुरप्रकरण, श्लो० ६६.

ઉત્તમ ગુણીજનનો સંગ કર્યો હોય તો તે દુર્બુદ્ધિને હરે છે, મોહને ભેદી નાંખે છે, વિવેકીપણાને કરે છે, પ્રીતિને આપે છે, નીતિને ઉત્પન્ન કરે છે, ગુણના સમૂહને આપે છે, યશને વિસ્તારે છે, ધર્મને ધારણ-સ્થાપન કરે છે. અને દુર્ગતિનો નાશ કરે છે. મનુષ્યોના કયા કયા ઇચ્છિત પદાર્થને તે ઉત્પન્ન નથી કરતો ? સર્વ ઇષ્ટ વસ્તુને ઉત્પન્ન કરે છે. ૮.

तृष्णां छिन्ते शमयति मदं ज्ञानमाविष्करोति,
नीतिं सूते हरति विपदं सम्पदं सञ्चिनोति ।
पुंसां लोकद्वितयशुभदा सङ्गतिः सज्जनानां,
किंवा कुर्यान्न फलममलं दुःखनिर्नाशदक्षा ॥ ९ ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० ४६०.

આ ભવ અને પરભવમાં શુભને આપનારી સજ્જનોની સંગતિ તૃષ્ણાને છેદે છે, મદને-ગર્વને શમાવે છે, જ્ઞાનને પ્રગટ કરે છે, નીતિને ઉત્પન્ન કરે છે, વિપત્તિને હરે છે તથા સંપત્તિને એકઠી કરે છે. અથવા તો દુઃખનો નાશ કરવામાં નિપુણ એવી સત્સંગતિ કયું નિર્મળ ફળ ન આપે ? સર્વ શુભ ફળ આપે છે. ૯.

## કોનો સંગ કરવો:—

शुभोपदेशदातारो वयोवृद्धा बहुश्रुताः ।
कुशला धर्मशास्त्रेषु, पर्युपास्या मुहुर्मुहुः ॥ १० ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३९८.

શુભ ઉપદેશ આપનારા, વૃદ્ધાવસ્થાવાળા, બહુશ્રુત-ઘણાં

શાસ્ત્રને જાણનારા અને ધર્મશાસ્ત્રને વિષે નિપુણ એવા પુરુષો વારંવાર સેવવા લાયક છે. ૧૦.

કોનો સંગ ન કરવો:—

यस्य न ज्ञायते शीलं, न कुलं न पराक्रमः ।
न तेन सङ्गतिं कुर्यादित्युवाच बृहस्पतिः ॥ ११ ॥

जैनपञ्चतन्त्र, पृ. २३२, श्लो० १७.

જેનાં શીલ (આચાર), કુળ કે પરાક્રમ જણાતાં-દેખાતાં ન હોય તેની સાથે સંગતિ કરવી નહીં, એમ બૃહસ્પતિએ કહ્યું છે. ૧૧.

સત્સંગનો ઉપદેશ:—

दृष्ट्वा चन्दनतां यातान्, शाखोटादीनपि द्रुमान् ।
मलयाद्रौ ततः कार्या, महद्भिः सह सङ्गतिः ॥ १२ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३९७.

મલયગિરિ પર્વત ઉપર (ચંદનની સોબતથી) બીજાં સાગ વગેરે ઝાડો પણ ચંદન જેવાં બની જાય છે, એ જોઇને (માણસે) મોટાની સોબત કરવી. ૧૨.

સત્સંગનું ફળ:—

भवन्ति सङ्गताः सद्भिः, कर्कशा अप्यकर्कशाः ।
किं चन्द्रकान्तश्चन्द्रांशुसंश्लिष्टो न जलं जहौ? ॥ १३ ॥

सूक्तरत्नावली, श्लो० २१.

કઠોર મનુષ્યો પણ સત્પુરુષોના સંગથી કોમળ થઇ

જાય છે. કઠોર એવો પણ ચંદ્રકાંત મણિ શું ચંદ્રનાં કિરણોના સંગથી જળને નથી મૂકતો ? ( અર્થાત્ ચંદ્રના કિરણોથી ચદ્રકાંતમણિમાંથી પાણી ઝરે છે-એટલે તે કોમળ થાય છે. ) ૧૩.

लब्धुं बुद्धिकलापमापदमथाकर्तुं विहर्तुं पथि,
प्राप्तुं कीर्तिमसाधुतां विधुवितुं धर्मं समासेवितुम् ।
रोद्धुं पापविपाकमाकलयितुं स्वर्गापवर्गश्रियं,
चेत्त्वं चित्त! समीहसे गुणवतां सङ्गं तदङ्गीकुरु ॥ १४ ॥

सिन्दुरप्रकरण, श्लो० ६७.

હે ચિત્ત ! જો તારે બુદ્ધિના સમૂહને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, આપત્તિને દૂર કરવાની ઇચ્છા હોય, સજ્જનને માર્ગે ચાલવાની ઇચ્છા હોય, કીર્તિ મેળવવાની ઇચ્છા હોય, દુષ્ટપણાનો ત્યાગ કરવાની ઇચ્છા હોય, ધર્મ સેવવાની ઇચ્છા હોય, પાપનો ઉદય રોકવાની ઇચ્છા હોય અને સ્વર્ગ-મોક્ષની લક્ષ્મી પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તો તું ગુણવાનના સંગને અંગીકાર કર. ૧૪.

यदि सत्सङ्गनिरतो भविष्यसि भविष्यसि ।
अथासज्जनगोष्ठीषु, पतिष्यसि पतिष्यसि ॥ १५ ॥

धर्मबिन्दु, पृ० ३९.

જો તું સત્સંગમાં તત્પર થઇશ તો તું સારો થઇશ-સદ્‌ગતિ પામીશ, અને જો અસત્પુરુષની ગોષ્ઠીમાં પડીશ તો નીચે પડીશ એટલે નરકે જઇશ. ૧૫.

अश्वः शस्त्रं शास्त्रं, वीणा वाणी नरश्च नारी च ।
पुरुषविशेषं प्राप्ता भवन्ति योग्या अयोग्याश्च ॥ १६ ॥

जैनपञ्चतन्त्र, पृ० १४, श्लो० ८४.*

અશ્વ, શસ્ત્ર, શાસ્ત્ર, વીણા, વાણી, પુરુષ અને સ્ત્રીઃ આ સર્વે વિશેષ પ્રકારના પુરુષને પામીને યોગ્ય તથા અયોગ્ય થાય છે, એટલે કે સારા પુરુષને પામીને યોગ્ય થાય છે અને નઠારા પુરુષને પામીને અયોગ્ય થાય છે. ૧૬.

कीटोऽपि सुमनःसङ्गादारोहति सतां शिरः ।
अश्माऽपि याति देवत्वं. महद्भिः सुप्रतिष्ठितः ॥ १७ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ४५.

કીડો પણ પુષ્પના સંગથી સત્પુરુષોના મસ્તક પર ચડે છે અને મહાપુરુષે પ્રતિષ્ઠા કરેલો પત્થર પણ દેવપણાને પામે છે. ૧૭.

उत्तमानां प्रसङ्गेन, लघवो यान्ति गौरवम् ।
पुष्पमालाप्रसङ्गेन, सूत्रं शिरसि धार्यते ॥ १८ ॥

वल्लभदेव.

ઉત્તમ પુરુષોના સંગથી નીચ પુરુષો પણ ગૌરવને-આદરસત્કારને પામે છે. જેમકે પુષ્પની માળાના સંગથી સૂતરનો દોરો પણ મસ્તક પર ધારણ કરાય છે. ૧૮.

मलयाचलगन्धेन, त्विन्धनं चन्दनायते ।
तथा सज्जनसङ्गेन, दुर्जनः सज्जनायते ॥ १९ ॥

માત્ર મલયાચળ પર્વતના ગંધવડે જ ઇંધન એટલે કાષ્ઠ ચંદનરૂપ થઈ જાય છે. તે જ પ્રમાણે સજ્જન પુરુષના સંગથી જ દુર્જન માણસ સજ્જન થઈ જાય છે. ૧૯.

तत्त्वं चिन्तय सततं चित्ते, परिहर चिन्तां नश्वरवित्ते ।
क्षणमिह सज्जनसङ्गतिरेका, भवति भवार्णवतरणे नौका ॥२०॥

હે જીવ! તું તારા ચિત્તને વિષે નિરંતર તત્ત્વનો વિચાર કર, નાશવંત એવા ધનની ચિંતાનો ત્યાગ કર, આ જગતમાં ક્ષણવાર પણ સત્પુરુષની સંગતિ થઈ હોય તો તે એક જ, સંસારરૂપી સમુદ્રને તરવામાં, નૌકા (વહાણ) સમાન થાય છે. ૨૦.

पण्डितैः सह साङ्गत्यं, पण्डितैः सह सत्कथाः ।
पण्डितैः सह मित्रत्वं, कुर्वाणो नावसीदति ॥ २१ ॥

પંડિતોની સાથે સંગ કરનાર, પંડિતોની સાથે સારી કથા-વાતચીત કરનાર અને પંડિતોની સાથે મિત્રાઈ કરનાર મનુષ્ય કોઈ વખતે નાશ પામતો નથી. ૨૧.

यामस्ते शिवमस्तु रोहणगिरे ! मत्तः स्थितिप्रच्युता
वर्तिष्यन्त इमे कथं कथमिति स्वप्नेऽपि मैवं कृथाः ।
भ्रातस्ते मणयो वयं यदि भवन्नामप्रसिद्धास्ततः,
के शृङ्गारपरायणाः क्षितिभुजो नाङ्गीकरिष्यन्ति नः ? ॥२२॥

હે રોહણાચળ પર્વત! અમે જઈએ છીએ, તારું કલ્યાણ થાઓ. અને "મારાથી-મારી પાસેથી દૂર થયેલાં આ રત્નો હવે શી રીતે વર્તશે? તેમનું શું થશે?" એમ સ્વપ્નને વિષે પણ ન ધારીશ, કેમકે હે ભાઈ! જો અમે મણિઓ તારા નામથી પ્રસિદ્ધ થયેલા છીએ તો શૃંગાર કરવામાં તત્પર એવા કયા કયા રાજાઓ અમને અંગીકાર નહીં કરે? (સર્વ રાજાઓ અંગીકાર કરશે; માટે તારે અમારી ચિંતા કરવા જેવું નથી.) ૨૨.



# कुसङ्ग ( ७६ )

कुसंगनिंदा:—

नैतास्ता मलयाद्रिकाननभुवः स्वच्छस्रवन्निर्झरा-
स्तृष्णा यासु निवर्तते तनुभृतामालोकमात्रादपि।
रूक्षध्वाङ्क्षपरिग्रहो मरुरयं स्फारीभवन्नातप-
स्ता एता मृगतृष्णिका हरिण ! हे नेदं पयो गम्यताम्॥१॥

अन्योक्तिमुक्तावली.

હે હરિણ ! જેમાંથી નિર્મળ પાણીનાં ઝરણાં ઝરતાં હોય એવી આ મલયાચળ પર્વતની ભૂમિ નથી, કે જે ભૂમિમાં માત્ર જોવાથી પણ પ્રાણીઓની તરશ દૂર થાય; પરંતુ આ તો કઠોર કાગડાઓએ અંગીકાર કરેલો મરુદેશ ( મારવાડ ) છે, કે જેમાં સૂર્યનો ઉગ્ર તાપ પડે છે. તેથી કરીને આ જે ( જળ જેવું ) દેખાય છે તે તો ઝાંઝવાના જળ છે—તેને તું પાણી ન જાણ. ૧.

કુસંગ ન કરવો:—

मोश्चेत् सुखेप्सा जगतीह विद्यते,
गौस्ते तदा त्वं शृणु वाचिकं मम।
शूनां कदाचारवतां कुवाग्वतां,
कदाऽपि काले भज मा समीपताम्॥२॥

હે ગાયો ! જો તમને સુખની ઇચ્છા હોય તો મારી એક વાત સાંભળો-“ ખરાબ આચારવાળા તથા ખરાબ વાણીવાળા કૂતરાઓની પાસે કદી પણ જશો કે રહેશો નહિ.” ૨.

हंस ! त्वं सत्यहंसोऽसि, क्षीरनीरविवेकभाक् ।
तदा न काकनीडेषु, वस विद्धि गुणागुणान् ॥ ३ ॥

मुनि हिमांशुविजय.

હે હંસ ! તું સાચો હંસ છે અને દૂધ-પાણીનો વિવેક કરી શકે છે, તો પછી તું કાગડાના માળામાં ન રહે (તેનો સંગ ન કર અને ગુણ-અવગુણનું પારખું કર.) ૩.

पतितैश्च कथां नेच्छेद्दासनं च विवर्जयेत् ।
पतितान्नं न रोचेत, पतितैर्न सहाचरेत् ॥ ४ ॥

महाभारत, शान्तिपर्व, अ० ७१, श्लो०८.

ભ્રષ્ટ મનુષ્યો સાથે વાત કરવી નહીં, તેની સાથે બેસવું નહીં, ભ્રષ્ટ મનુષ્યનું અન્ન લેવું નહીં અને ભ્રષ્ટ મનુષ્યોની સાથે ચાલવું નહીં. ૪.

કુસંગનું કડવું ફળઃ—

काकैः सार्द्धं वसन् हंसः, क्षोभते चावसीदति ।
यतः कोमल एवाऽसौ, जिम्हो दुष्टो न काकवत् ॥५॥

मुनि हिमांशुविजय.

કાગડા સાથે રહેનારો હંસ ગભરાય છે ને દુઃખી થાય છે, કારણકે તે બહુ કોમળ હોય છે. કાગડા જેવો ધીઠો ને દુષ્ટ નથી હોતો. ૫

सस्यमत्त्वाऽमृतस्यापि, दायिका आर्यसंस्तुताः ।
गावो जगत्पुनाना हा, पीड्यन्ते दुर्वदैः श्वभिः ॥६॥

मुनि हिमांशुविजय.

ઘાસ ખાઇને પણ દૂધ દેનારી, આર્ય લોકોથી સ્તવાયેલી અને જગતને પવિત્ર કરતી એવી ગાયોને પણ ખરાબ વાણીવાળા કુતરાઓ હેરાન કરે છે. ( એ જ પ્રમાણે ખરાબના કારણે સારાને સહન કરવું પડે છે ) ૬

सती विटैर्व्याधजनैर्मृगी च, कला हिमांशोश्चविधुन्तुदेन ।
मत्तैश्च विद्या कविता च मूर्खैर्वृता हृदा दुख्यति रोरुदीति ॥७॥

मुनि हिमांशुविजय.

લુચ્ચા-લફંગાઓથી ઘેરાએલી સતી સ્ત્રી, શિકારીઓથી વિંટાએલી હરિણી, રાહુથી ગ્રસિત થએલી ચંદ્રની કળા ( ચંદ્રિકા ), ઉન્મત્ત મનુષ્યોના હાથમાં ફસાએલી વિદ્યા અને મૂર્ખ મનુષ્યોથી વેષ્ટિત થએલી ( મૂર્ખાઓને સંભળાવાતી ) કવિતા હૃદયથી દુઃખી થાય છે અને રડે છે-આંસુ સારે છે. ૭.

दुर्जनेन समं सख्यं, प्रीतिं चापि न कारयेत् ।
उष्णो दहति चाङ्गारः, शीतः कृष्णायते करम् ॥ ८ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ८०.

દુર્જનની સાથે મિત્રાઈ કે પ્રીતિ કરવી યોગ્ય નથી, કેમકે અંગારો ઊનો હોય તો તે બાળે છે અને ઠંડો હોય તો તે હાથને કાળા કરે છે. ( અર્થાત્ અંગારા જેવો દુર્જન માણસ રીઝે અથવા ખીજે તો તે બન્ને પ્રકારે દુઃખદાયી છે. ) ૮.

अहो दुर्जनसंसर्गान्मानहानिः पदे पदे ।
पावको लोहसङ्गेन, मुद्गरैरभिहन्यते ॥ ९ ॥

અહો ! દુર્જનના સંગથી પગલે પગલે-ઠેકાણે ઠેકાણે-માનની હાનિ થાય છે; જેમકે લોઢાનો સંગ થવાથી અગ્નિ પણ હથોડાનો માર ખાય છે. ૯.

शमयति यशः क्लेशं सूते दिशत्यशिवां गतिं,
जनयति जनोद्वेगायासं नयत्युपहास्यताम् ।
भ्रमयति मतिं मानं हन्ति क्षिणोति च जीवितं,
क्षिपति सकलं कल्याणानां कुलं खलसङ्गमः ॥ १० ॥

क्षेमेन्द्र कवि.

ખળ પુરુષનો સંગ યશનો નાશ કરે છે, ક્લેશને ઉત્પન્ન કરે છે, અશુભ ગતિને બતાવે છે-પમાડે છે, મનુષ્યોના ઉદ્વેગને તથા પ્રયાસને ઉત્પન્ન કરે છે, હાંસીપણાને પમાડે છે, બુદ્ધિને ભ્રમિત કરે છે, માનની હાનિ કરે છે, જીવિતનો ક્ષય કરે છે તથા કલ્યાણના સર્વ સમૂહનો નાશ કરે છે. ૧૦.



# संप (७७)

सं५ : प्रशंसाः—

भिद्यन्ते भूधरा येन, धरा येन विदार्यते ।
संहतेः पश्यत प्रौढिं तृणैस्तद् वारिवारणम् ॥ १ ॥

महाभारत, शान्तिपर्व, अ० ११, श्लो० १७.

જે પાણીવડે પર્વતો ભેદાય છે અને જે પાણીવડે પૃથ્વી તોડી નખાય છે, તે જ પાણીનું રોકાણ તૃણના સમૂહે કર્યું તો આ ઐક્યની મોટાઈ તો જુઓ. ૧.

સંપ : ઉન્નતિકારકઃ—

विस्मृत्य भेदभावान् स्वान्, त्यक्त्वा गर्वान् दुराग्रहान् ।
सम्भूय मानवाः ! सर्वे, तनुध्वं शासनोन्नतिम् ॥ २ ॥

मुनि हिमांशुविजय.

હે મનુષ્યો ! પોતપોતાના તુચ્છ ભેદભાવોને ભૂલી જઈ, ખોટા અભિમાન તથા દુરાગ્રહોને છોડી દઈ, બધા ય પ્રેમથી ભેગા થઈ-મળીને શાસનની-ધર્મની ઉન્નતિ કરો. ૨.

સંપનો ઉપદેશઃ—

सम्भोजनं सङ्कथनं, सम्प्रश्नोऽथ समागमः ।
ज्ञातिभिः सह कार्याणि, न विरोधः कदाचन ॥ ३ ॥

જ્ઞાતિ ( સગા-સંબંધી ) સાથે ભોજન કરવું, વાતચીત

કરવી, કુશળ પ્રશ્ન કરવો અને સમાગમ-સલાહસંપ કરવો; પણ કદાપિ વિરોધ કરવો નહીં. ૩.

સંપની જરૂર:—

कुठारमालिकां दृष्ट्वा, द्रुमाः सर्वे प्रकम्पिताः ।
वृद्धेन कथितं तत्र, अत्र जातिर्न विद्यते ॥ ४ ॥

( કોઈ માણસ પાસે ) કુહાડાના સમૂહને જોઈને સર્વ વૃક્ષો ( આ કુહાડાઓ અમને કાપી નાંખશે એવા ભયથી ) કંપવા લાગ્યાં. તે વખતે એક વૃદ્ધ વૃક્ષે ( તેમને ધીરજ આપતાં ) કહ્યું કે-આ કુહાડાને વિષે હજુ આપણી જાતિ ભળી નથી-એટલે કે લાકડાના હાથા રહિત એકલા જ કુહાડા છે ત્યાંસુધી આપણને ભય નથી. ( આ અન્યોક્તિ છે. જ્યાં સુધી પોતાની જાતિનો માણસ શત્રુ સાથે મળ્યો ન હોય ત્યાં સુધી શત્રુ કાંઈ કરી શકતો નથી. ) ૪.

સંપનું ફળ:—

बहूनामप्यसाराणां, समुदायो जयावहः ।
तृणैरावेष्ट्यते रज्जुः, तया नागोऽपि बध्यते ॥ ५ ॥

जैनपञ्चतन्त्र, पृ. ८८, श्लो० ३३४.

ભલે અસાર વસ્તુ હોય તોપણ તેમના ઘણાનો જો સમુદાય થયો હોય તો તે જયને આપનારો છે. જેમકે ( તૃણ અસાર વસ્તુ છે તથા પશુનો ખોરાક છે તોપણ ) તૃણ-તણખલાં-થી દોરડું ગુંથાય છે, અને તે દોરડાવડે મોટો મદોન્મત્ત હાથી બંધાય છે. ૫.

अल्पानामपि वस्तूनां, संहतिः कार्यसाधिका ।
तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदन्तिनः ॥ ६ ॥

નાની વસ્તુનો પણ સમૂહ એકત્ર થવાથી તે કાર્યને સાધનાર થાય છે, જેમકે ઘણાં ઘાસનાં તરણાં ભેગાં થઇ દોરડાપણાને પામે તો તેનાવડે મદોન્મત્ત હાથીઓ પણ બંધાય છે. ૬.

मातृपित्रातुराचार्यातिथिभर्तृतपोधनैः ।
वृद्धबालाबलावैद्यापत्यदायादकिङ्करैः ॥ ७ ॥
श्वशुराश्रितसम्बन्धिवयस्यैः सार्धमन्वहम् ।
वाग्विग्रहमकुर्वाणो विजयते जगत्रयम् ॥ ८ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३३१, ३३२.

માતા, પિતા, માંદો માણસ, આચાર્ય–ગુરુ, પરોણો, શેઠ, તપસ્યા કરનાર વ્યક્તિ, ઘરડો થયેલ માણસ, બાળક, સ્ત્રી, વૈદ્ય, છોકરાં, પિત્રાઈ, નોકરચાકર, સસરો, પોતાના આશ્રયે રહેનાર, પોતાના સંબંધી અને મિત્રો : આટલાં માણસો સાથે જે કદી પણ વાણીવડે કલહ કરતો નથી (તેમની સાથે સંપીને રહે છે) તે પુરુષ ત્રણે જગત્‌ને જીતી લ્યે છે. (એટલે કે આ પ્રમાણે સંપથી રહેનારને ત્રણે જગત્‌માં કોઇ પણ સતાવી શકતું નથી) ૭–૮.






કુસંપ નિંદાઃ—

सङ्क्लेशो न हि कर्तव्यः, सङ्क्लेशो वन्धकारणम् ।
सङ्क्लेशपरिणामेन, जीवो दुःखस्य भाजनम् ॥ १ ॥

तत्त्वामृत, श्लो० १६८.

આપત્તિ સમયે પણ સંક્લેશ કરવો નહીં, કેમકે સંક્લેશ કર્મબંધનું કારણ છે, સંક્લેશના અધ્યવસાયવડે જ જીવ દુઃખનું પાત્ર થાય છે. ૧.

કોની સાથે વિરોધ ન કરવોઃ—

स्वजनोऽथ सुहृद्गुरुर्नृपो वा, पुरुषेणोत्पथगो निवारणीयः ।
विनिवर्तयितुं स चेन्न शक्यः, परतस्तस्य मनोऽनुगं विधेयम् ॥२॥

पञ्चतन्त्र, पृ० ६५, श्लो० २४९.

પુરુષે ઉન્માર્ગમાં જનારા સ્વજનને, મિત્રને, ગુરુને કે રાજાને નિવારવા યોગ્ય છે. જો કદાચ તે નિવારી ન શકાય તો પછી તેના મનને ગમતું જ કરવું યોગ્ય છે.

ધાર્મિક કુસુંપઃ—

नास्तिक्यं वेदधर्मे जिनवरसुमते सर्वमिथ्यात्वभावः,
कौसङ्ग्यं चोद्धवीये भुवनसुविदिते वैष्णवेऽन्याश्रयत्वम् ।
सामाज्येऽनार्यता यत् प्रचरति परमे म्लेच्छके काफरत्वं,
सर्वाधःपातकारी प्रसरति भयदो भारते भेदभावः ॥ ३ ॥

વેદ ધર્મમાં ( વેદાન્તી સિવાય બીજાને માટે ) નાસ્તિક-

પણું માનેલું છે; શ્રેષ્ઠ જૈન મતમાં ( બીજાને માટે ) સર્વથા મિથ્યાત્વપણું માનેલું છે, સત્સંગી પંથમાં કુસંગતા માનેલી છે, જગતમાં પ્રસિદ્ધ એવા વૈષ્ણવ મતમાં અન્યાશ્રયપણું માનેલું છે, આર્યસમાજ મતમાં ( બીજાને માટે ) અનાર્યપણું પ્રચાર પામેલું છે અને ચુસ્ત મુસલમાનોમાં કાફરપણાનો પ્રચાર થયેલો છે : આ પ્રમાણે સર્વનો અધઃપાત-પતન-કરનારો ભયંકર એવો કુસંપ ભારતવર્ષમાં ફેલાયો છે. ૩.

કલિયુગમાં કુસંપ—

धूमायन्ते व्यपेतानि, संहतानि ज्वलन्ति च ।
उल्मुकानीव विभान्ति, ज्ञातयो भरतर्षभ ! ॥ ४ ॥

હે અર્જુન ! ( કલિયુગમાં ) સર્વ જ્ઞાતિઓ ( સગા-સંબંધીઓ) ઉંબાડીયાની જેવી દેખાય છે, એટલે કે તેઓ છૂટા છૂટા હોય તો ધુંધવાય છે અને એકઠા થાય તો સળગી ઉઠે છે. ૪.

कलौ कराले न सुखं लभेत, पक्षद्वयादेव विरोधकाले ।
मध्यस्थता प्रत्युत निन्द्यतेऽपि, समन्ततो हा ! स कलेः प्रभावः ॥५॥

मुनि हिमांशुविजय.

બે પક્ષોના કલેશમાં કોઇ તટસ્થ પુરુષ હોય તો તેને એકે પક્ષ તરફથી સુખ નથી મળતું. ઊલટું ચારે તરફથી નિંદા થાય છે. એ બધો કળિયુગનો પ્રભાવ છે. ૫.

કુસંપનું પરિણામઃ—

सर्वे यत्र विनेतारः, सर्वे पण्डितमानिनः ।
सर्वे महत्त्वमिच्छन्ति, तद्वृन्दमवसीदति ॥ ६ ॥

श्राद्धगुणविवरण, पृ. ५०, ( आ. स. )*

જ્યાં બધા ય આગેવાન હોય, બધાય પંડિતમાની હોય અને બધાય મોટાઇને ઇચ્છતા હોય તે સમૂહ વિનાશ પામે છે. ૬.

# परोपकार ( ७९ )

પરોપકાર મહિમાઃ—

शीलं शीलयतां कुलं कलयतां सद्भावमभ्यस्यतां,
व्याजं वर्जयतां गुणं गणयतां धर्मे धियं बध्नताम् ।
शान्तिं चिन्तयतां तमः शमयतां तत्त्वश्रुतिं शृण्वताम्,
संसारे न परोपकारसदृशं पश्यामि पुण्यं सताम् ॥ १ ॥

क्षेमेन्द्र कवि.

આ સંસારમાં સત્પુરુષો ભલે શીલને પાળે, ઊંચ કુળને ધારણ કરે, સારા ભાવનો અભ્યાસ કરે. મિષ(કપટ)નો ત્યાગ કરે, ગુણોને ગણે-ધારણ કરે, ધર્મને વિષે બુદ્ધિ ધારણ કરે, ક્ષમાને ચિંતવે-ધારણ કરે, અજ્ઞાનનો નાશ કરે અને તત્ત્વશાસ્ત્રનું શ્રવણ કરે; પરંતુ હું તો પરોપકાર જેવું કોઈ પણ પુણ્ય જોતો નથી. ૧.

प्रत्युपकुरुते बह्वपि न भवति पूर्वोपकारिणस्तुल्यः ।
एकोऽनुकरोति कृतं, निष्कारणमेव कुरुतेऽन्यः ॥ २ ॥

श्राद्धविधि, पृ. १६७, श्लो० १३१.

જેના ઉપર ઉપકાર કરાયો હોય તે માણસ ઉપકાર કરનારનો ઘણો પ્રત્યુપકાર કરે તોપણ તે પ્રથમ ઉપકાર કરનારની તુલ્ય થતો નથી, કારણ કે પહેલો માણસ તો ઉપકાર કર્યા પછી કરે છે અને બીજાએ પ્રથમ જે ઉપકાર કર્યો હતો તે કારણ વિના જ કર્યો હતો. ૨.

**પરોપકાર : સાચું ભૂષણઃ—**

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन,
दानेन पाणिर्न तु कङ्कणेन ।
विभाति कायः करुणापराणां,
परोपकारेण न चन्दनेन ॥ ३ ॥

नीतिशतक ( भर्तृहरि ), श्लो० ६२.

શાસ્ત્રશ્રવણવડે કાન શોભે છે પણ કુંડલવડે શોભતા નથી, દાન દેવાવડે હાથ શોભે છે પણ કંકણ પહેરવાથી શોભતા નથી, અને દયાળુ પુરુષોનું શરીર પરોપકાર કરવાથી શોભે છે પણ ચંદનનું વિલેપન કરવાથી શોભતું નથી. ૩.

**પરોપકાર : સાચું જીવનઃ—**

निर्गुणस्य शरीरस्य, प्रतिक्षणविनाशिनः ।
गुणोऽस्ति सुमहानेकः, परोपकरणाभिधः ॥ ४ ॥

पार्श्वनाथचरित्र ( पद्य ), सर्ग १, श्लो० १८१.

પ્રતિક્ષણ નાશ પામનારા અને કાંઇ પણ ગુણ વગરના શરીરનો પરોપકાર નામનો એક જ મહાન ગુણ છે. ૪.

पुष्पाणां निश्चिते नाशे, यथा देवार्चनं फलम् ।
तथा ज्ञानधनादीनां, परोपकृतिरेव हि ॥ ५ ॥

पार्श्वनाथचरित्र ( पद्य ), सर्ग २, श्लो० १५२.

જેમ ફૂલોનો નાશ અવશ્ય થવાનો હોઇને દેવપૂજા(માં ફૂલોનો ઉપયોગ) એ (ફૂલોનું) ફળ છે તેમ જ્ઞાન અને ધન વગેરેનો નાશ અવશ્ય થવાનો હોઈ પરોપકાર જ તેનું ફળ છે. ૫.

यातेमय्यचिरान्निदाघमिहिरज्वालाशतैः शुष्कतां,
गन्ता क प्रति पान्थसन्ततिरसौ सन्तापमालाकुला ।
एवं यस्य निरन्तराधिपटलैर्नित्यं वपुः क्षीयते,
धन्यं जीवनमस्य मार्गसरसो धिग्वारिधीनां जनुः ॥ ६ ॥

भामिनीविलास.

હું ઉનાળામાં સૂર્યનાં કિરણોરૂપી સેંકડો જ્વાળાવડે તત્કાળ શુષ્કતાને પામીશ ત્યારે તાપના સમૂહથી વ્યાકુળ થયેલી આ મુસાફરોની શ્રેણિ કોની પાસે જશે (ક્યાં જઈને શાંતિ મેળવશે) ? આ પ્રમાણે નિરંતર મનની પીડા-ચિંતાના સમૂહવડે હમેશાં જેનું શરીર ક્ષીણ થાય છે તેવા આ માર્ગમાં રહેલા સરોવરનું જીવિત ધન્ય છે, અને સમુદ્રના જીવિતને તો ધિક્કાર છે; (કેમકે તેનું જળ કાંઈ પણ ઉપયોગમાં આવતું નથી.) ૬.

आत्मार्थं जीवलोकेऽस्मिन्, को न जीवति मानवः ।
परं परोपकारार्थं, यो जीवति स जीवति ॥ ७ ॥

આ જીવલોક-દુનિયાને વિષે કયો માણસ પોતાના આત્માને માટે નથી જીવતો ? પરંતુ જે પુરુષ પરોપકારને માટે જીવે છે તે જ વાસ્તવિક જીવે છે, એમ જાણવું. ૭.

પરોપકાર: પ્રેમનું કારણ:—

नोपकारं विना प्रीतिः, कथञ्चित् कस्यचिद्भवेत् ।
उपयाचितदानेन, यतो देवा अभीष्टदाः ॥ ८ ॥

पञ्चतन्त्र.

ઉપકાર કર્યા વિના કોઈ પણ પ્રકારે કોઈની પ્રીતિ થતી

નથી, કેમકે ઉપયાચિત—માનતા હેવાથી દેવતાઓ ઇષ્ટ વસ્તુને આપનારા થાય છે. ૮.

**પરોપકાર : સજ્જનોનો સ્વભાવ:—**

धवलयति समग्रं चन्द्रमा जीवलोकं,
किमिति निजकलङ्कं नात्मसंस्थं प्रमार्ष्टि ? ।
भुवनविदितमेतत् प्रायशः सज्जनानां,
परहितनिरतानामादरो नात्मकार्ये ॥ ९ ॥

सूक्तमुक्तावली, पृ० ८३, श्लो०१९ ( हि. हं. ).*

ચંદ્રમા સમગ્ર જીવલોકને—દુનિયાને ઉજ્જ્વળ કરે છે, તો પોતામાં જ રહેલા પોતાના કલંકને કેમ ધોઈ નાખતો નથી—દૂર કરતો નથી ? આ વાત જગતમાં પ્રસિદ્ધ જ છે કે—પ્રાયે કરીને પરહિતમાં જ તત્પર થયેલા સજ્જનો પોતાના કાર્યમાં આદર કરતા નથી. ૯.

**પરોપકાર અને કુદરત:—**

कस्यादेशात् क्षपयति तमः सप्तसप्तिः प्रजानां,
छायाहेतोः पथि विटपिनामञ्जलिः केन बद्धः ? ।
अभ्यर्थ्यन्ते नवजलमुचः केन वा वृष्टिहेतो-
र्जात्यैवैते परहितविधौ साधवो बद्धकक्षाः ॥ १० ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० ३, (प्र. स.)

આ સૂર્ય કોના હુકમથી હમેશાં પ્રજાઓના અંધકારનો નાશ કરે છે ? માર્ગમાં છાયા કરવા માટે વૃક્ષોની પાસે કોણે હાથ જોડ્યા છે ? અને વૃષ્ટિ કરવા માટે નવા મેઘની કોણે

પ્રાર્થના કરી છે? કોઈએ કરી નથી; પરંતુ જન્મથી જ-સ્વભાવથી જ આ સત્પુરુષો અન્યનું હિત કરવામાં કટિબદ્ધ-તૈયાર હોય છે. ૧૦.

पिबन्ति नद्यः स्वयमेव नाम्भः,
स्वयं न खादन्ति फलानि वृक्षाः ।
नादन्ति सस्यं खलु वारिवाहाः,
परोपकाराय सतां विभूतयः ॥ ११ ॥

उद्भटसागर, प्रवाह २, श्लो० २०३*

નદીઓ પોતે જળનું પાન કરતી નથી, વૃક્ષો પોતે ફળો ખાતાં નથી, મેઘ પોતે ધાન્ય ખાતા નથી, તે જ પ્રમાણે સત્પુરુષની સંપત્તિઓ પરોપકારને માટે જ હોય છે. ૧૧.

सर्वः परार्थमारम्भः, संरम्भः शुभकर्मणाम् ।
उदेति प्रत्यहं पश्य, स्वकार्याय किमर्यमा ? ॥ १२ ॥

करुणावज्रायुधनाटक, श्लो० १५.

સર્વ પ્રકારનો આરંભ જે પરને અર્થે-પરોપકારને માટે કરવો તે શુભ કર્મનો સંરંભ (ઉત્સાહ-ફળ) છે. જુઓ કે શું સૂર્ય હમેશાં પોતાના કાર્યને માટે ઉદય પામે છે? ના, પરોપકારને માટે જ. ૧૨.

परोपकाराय फलन्ति वृक्षाः, परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय दुहन्ति गावः, परोपकारार्थमिदं शरीरम् ॥१३॥

પરોપકારને માટે જ વૃક્ષો ફળે છે, પરોપકારને માટે જ

નદીઓ જળને વહે છે, પરોપકારને માટે જ ગાયો દૂધ આપે છે અને પરોપકારને માટે જ આ શરીર છે. ૧૩.

### પરોપકાર અને સ્વાર્થઃ—

परार्थनिष्ठचित्तस्य, किमदेयं महात्मनः ? ।
स्वार्थसंलग्नचित्तस्य, किमकार्यं दुरात्मनः ? ॥ १४ ॥

मुनि हिमांशुविजय.

જેઓ પરોપકાર કરવામાં તલ્લીન છે એવા મહાપુરુષો બીજાને માટે જે જોઇએ તે બધું ય આપવા તૈયાર હોય છે. જેઓ સ્વાર્થી—દુર્જન છે તે પાપી મનુષ્યો દરેક જાતના અધમ કાર્ય કરવામાં હિચકાતા નથી. તેમને માટે કોઇ અકૃત્ય જેવું હોતું નથી. ૧૪.

### પરોપકાર વગર બધું નકામું:—

परोपकारशून्यस्य, धिङ् मनुष्यस्य जीवितम् ।
यावन्तः पशवस्तेषां, चर्माप्युपकरिष्यति ॥ १५ ॥

भागवत, स्कन्ध ५, अ० १६, श्लो० १०.

પરોપકારથી રહિત એવા મનુષ્યના જીવિતને ધિક્કાર છે, કેમકે જેઓ પશુઓ છે તેમનાં ચામડાં વગેરે પણ ઉપકારક થાય છે. ૧૫.

### પરોપકાર શા માટે કરવો:—

यथैवात्मा परस्तद्वद् द्रष्टव्यः सुखमिच्छता ।
सुखदुःखानि तुल्यानि यथाऽऽत्मनि तथा परे ॥१६॥

सुखं वा यदि वा दुःखं, यत्किञ्चित् क्रियते परे ।
यत्कृतं च पुनः पश्चात, सर्वमात्मनि तद्भवेत् ॥१७॥

दक्षस्मृति, अध्याय ३, श्लो० २१, २२.

સુખને ઈચ્છનાર પુરુષે પોતાના આત્માની જેમ બીજાના આત્માને પણ જોવો જોઇએ, કેમકે પોતાને વિષે અને પરને વિષે પણ સુખ દુઃખ તુલ્ય જ છે. ૧૬.

સુખ કે દુઃખ જે કાંઇ પરને વિષે કરવામાં આવે છે અને જે ફરીથી પણ કર્યું હોય છે તે સર્વ સુખ દુઃખ પાછળથી–પરિણામે પોતાના આત્માને વિષે જ પ્રાપ્ત થાય છે. (તેથી માણસે પરોપકાર કરવો જોઇએ.) ૧૭.

## પરોપકારનો ઉપદેશઃ—

परोपकारः कर्तव्यः, प्राणैरपि धनैरपि ।
परोपकारजं पुण्यं, न स्यात् क्रतुशतैरपि ॥ १८ ॥

भागवत, स्कन्ध ५, अध्याय १६, श्लो० १४.

મનુષ્યે પોતાના પ્રાણોવડે અને ધનવડે પણ પરોપકાર કરવો યોગ્ય છે, કેમકે પરોપકારથી જે પુણ્ય ઉત્પન્ન થાય છે તે પુણ્ય સેંકડો યજ્ઞો કરવાથી પણ થતું નથી. ૧૮.

परप्राणैर्निजप्राणान्, सर्वे रक्षन्ति जन्तवः ।
निजप्राणैः परप्राणानेको जीमूतवाहनः ॥ १९ ॥

ज्ञानशतक, श्लो० ५७.

સર્વે જંતુઓ અન્યના પ્રાણોવડે પોતાના પ્રાણોનું રક્ષણ કરે છે. માત્ર એક મેઘ જ પોતાના પ્રાણોવડે અન્યના

(સર્વના) પ્રાણોનું રક્ષણ કરે છે. (મેઘની પેઠે સર્વ જીવોએ પરોપકારી થવું જોઇએ) ૧૯.

પરોપકાર માટે બધું તજવું:—

परात्मनो रक्षणहेतवे भो !
विनैव मूर्च्छां परमार्थदृष्ट्या ।
निजस्य सर्वस्वविमोचनं यत्,
सोऽयं शुभो वीरजिनोपदेशः ॥ २० ॥

धर्मवियोगमाला, श्लो० ३६.

હે ભવ્યો ! બીજાની રક્ષા(ઉપકાર)ને માટે પરોપકાર દૃષ્ટિથી કોઈ જાતના મોહ વગર પોતાનું સર્વસ્વ છોડી દેવું એવો ભગવાન્ મહાવીરસ્વામીનો કલ્યાણકારી ઉપદેશ છે, (અર્થાત્ પરોપકાર માટે બધી વસ્તુઓનો ભોગ આપવો.) ૨૦.

પરોપકાર ફળ:—

जनस्य सर्वस्य समीहितानि, कार्याणि कुर्वन्नुपकारकारी ।
स्वार्थे प्रमादी प्रगुणः परार्थे, न कस्य कस्येह स वल्लभोऽभूत ।२१।

धर्मकल्पद्रुम, पृ० ६, श्लो० ९४. (दे. ला.)

સર્વ લોકોનાં ઇચ્છિત કાર્યોને કરનાર પરોપકારી પુરુષ સ્વાર્થ-પોતાનું કાર્ય સાધવામાં પ્રમાદી હોય છે, અને અન્યના કાર્ય કરવામાં તત્પર હોય છે. તે આ જગતમાં કોને કોને પ્રિય નથી થતો ? સર્વને પ્રિય થાય છે. ૨૧.

परार्थसाधने यस्य, व्यापारो धन्य एव सः ।
जगद्धिताय चन्द्रार्कौ, भ्राम्यतः खे सदा मुदा ॥ २२ ॥

मुनि हिमांशुविजय.

બીજાના હિતને માટે-પરોપકાર માટે જે પ્રવૃત્તિ કરે છે તે જ ખરેખર ધન્યવાદને પાત્ર છે. ચંદ્ર અને સૂર્ય જગતના હિતને-પરોપકારને માટે આકાશમાં હમેશાં પરિભ્રમણ કરવામાં આનંદ માણે છે. ૨૨.

अन्योपकारकरणं, धर्माय महीयसे भवतीति ।
अधिगतपरमार्थानामविवादो वादिनामत्र ॥ २३ ॥

કોઇ પણ પ્રાણીનો ઉપકાર કરવો તે મોટા ધર્મને માટે થાય છે, એ પ્રમાણે આ બાબતમાં પરમાર્થને જાણનારા સર્વ વાદીઓનો એક જ મત છે, તેમાં કાંઇ પણ વિવાદ નથી. ૨૩

परोपकरणं येषां, जागर्ति हृदये सताम् ।
नश्यन्ति विपदस्तेषां, सम्पदः स्युः पदे पदे ॥ २४ ॥

જે સજ્જનોના હૃદયમાં પરોપકાર જાગતો હોય છે તેમની આપત્તિઓ નાશ પામે છે અને તેમને પગલે પગલે સંપત્તિ મળે છે. ૨૪.






અથ સ્વાર્થમય:—

वृक्षं क्षीणफलं त्यजन्ति विहगाः शुष्कं सरः सारसा
निर्द्रव्यं पुरुषं त्यजन्ति गणिका भ्रष्टं नृपं मन्त्रिणः ।
पुष्पं पर्युषितं त्यजन्ति मधुपा दग्धं वनान्तं मृगाः,
सर्वः कार्य(स्वार्थ)वशाज्जनोऽभिरमते तत् कस्य को वल्लभः?॥१॥

नीतिसमुच्चय ( माघ ), श्लो० ८८.

ફળ વિનાના વૃક્ષને પક્ષીઓ તજી દે છે, હંસો સૂકા સરોવરને છોડી દે છે, ગણિકા દ્રવ્ય રહિત પુરુષને તજે છે, મંત્રીઓ ભ્રષ્ટ થયેલા રાજાને તજે છે, ભમરાઓ વાસી પુષ્પને તજે છે, મૃગો બળેલા વનને તજે છે. આ વાત યોગ્ય જ છે કે સર્વ લોક પોતાના સ્વાર્થના વશથી જ આનંદ પામે છે, તેથી કોણ કોને વલ્લભ–વહાલો છે ? ૧.

आत्मार्थं सीदमानं स्वजनपरिजनो रौति हाहारवार्त्तो,
भार्या चात्मीयभोगं गृहविभवसुखं स्वं वयस्याश्च कार्यम् ।
क्रन्दत्यन्योन्यमन्यस्त्विह हि बहुजनो लोकयात्रानिमित्तं,
यो वा यस्माच्च किञ्चिन्मृगयति हि गुणं रोदितीष्टः स तस्मै॥२॥

—उत्तराध्ययनसूत्रटीका (भावविजय), पृ० २२१ (आग. स.)

હા ! હા ! શબ્દવડે પીડા પામતા સ્વજન અને પરિવારના

જનો સીદાતા એવા પોતાના સ્વાર્થને માટે રુએ છે, ભાર્યા પોતાના ભોગને માટે તથા ઘરના વૈભવના સુખને માટે રુદન કરે છે, મિત્રો પોતના કાર્યને માટે રુદન કરે છે, બીજા ઘણા લોકો લોકયાત્રાને નિમિત્તે પરસ્પર આક્રંદ કરે છે, અથવા તો ટૂંકમાં કહીએ તો જે માણુસ જેની પાસેથી કાંઇ પણ આશા રાખતો હોય તે ઇષ્ટ માણુસ તેને માટે તે ગુણુને ઉદ્દેશીને રુદન કરે છે અર્થાત્ સર્વ જનો સ્વાર્થને માટે જ રુદન કરે છે. ૨.

### સ્વાર્થનાશ : મૂર્ખતા:—

अपमानं पुरस्कृत्य, मानं कृत्वा च पृष्ठतः ।
स्वार्थमभ्युद्धरेत् प्राज्ञः, स्वार्थभ्रंशो हि मूर्खता ॥ ३ ॥

महाभारत, शान्तिपर्व, अ० १९. श्लो० ३९.

અપમાનને આગળ કરીને—અંગીકાર કરીને તથા માનને પાછળ કરીને—અવગણુના કરીને ડાહ્યા પુરુષે પોતાનો સ્વાર્થ સાધવો જોઇએ, અર્થાત્ સ્વાર્થ સાધવામાં માન કે અપમાનની દરકાર કરવી નહીં; કેમકે સ્વાર્થનો નાશ થાય તો તે મૂર્ખતા છે. ૩.

### સ્વાર્થ : રાગદ્વેષ કારણ:—

कारणात् प्रियतामेति, द्वेष्यो भवति कारणात् ।
स्वार्थार्थी जीवलोकोऽयं, न कश्चित् कस्यचित् प्रियः ॥४॥

सूक्तमुक्तावली, पृ. २०१, श्लो० १. (ही. हं.)

કારણુને લઇને જ પ્રાણી પ્રિય લાગે છે અને કારણુને લઇને જ દ્વેષ કરવા લાયક—અપ્રિય થાય છે. આ સર્વ જીવલોક સ્વાર્થનો જ અર્થી છે, વાસ્તવિક રીતે કોઇ કોઇનો પ્રિય નથી. ૪.

# विश्वास ( ८१ )

## વિશ્વાસ મહિમાઃ—

न बध्यन्ते ह्यविश्वस्ता बलिष्ठैरपि दुर्बलाः ।
विश्वस्तास्तु प्रबध्यन्ते, दुर्बलैर्बलिनोऽपि हि ॥१॥

जैनपञ्चतन्त्र, पृ० १४, श्लो० ८८*

કોઇનો પણ વિશ્વાસ નહીં કરનારા પ્રાણીઓ દુર્બળ હોય તો પણ તેમને બળવાન પ્રાણીઓ બાંધી શકતા નથી. અને વિશ્વાસુ પ્રાણીઓ બળવાન હોય તો પણ તેમને દુર્બળ પ્રાણીઓ પણ બાંધી શકે છે. ( એટલે કે પરસ્પર વિશ્વાસ પેદા થયા પછી પ્રાણીને કોઈને પણ આધીન થવામાં જરા પણ સંકોચ થતો નથી. વિશ્વાસની દુનિયામાં પ્રાણી બળવાન અને નિર્બળનો ભેદ ભૂલીને એક બીજા સાથે મળી જાય છે, કારણ કે પોતાનું ભલું થવાની તેને પૂરેપૂરી ખાત્રી હોય છે. એટલે કોઇને પણ વશ કરવામાં વિશ્વાસ સર્વોત્તમ ઉપાય છે) ૧.

## કોનો વિશ્વાસ ન કરવોઃ—

नखिनां च नदीनां च, शृङ्गिणां शस्त्रपाणीनाम् ।
विश्वासो नैव कर्तव्यः, स्त्रीषु राजकुलेषु च ॥ २ ॥

वृद्धचाणक्यनीति, अ० १, श्लो० १५.

નખવાળા ( સિંહાદિક ) પ્રાણીઓનો, નદીનો, શીંગડાવાળા પ્રાણીઓનો, શસ્ત્રધારી મનુષ્યોનો, સ્ત્રીઓનો અને રાજકુટુંબનો વિશ્વાસ ન જ કરવો જોઇએ. ( કારણ કે તે કયે વખતે શું કરી બેસે તેનો ભરોસો નથી હોતો). ૨.

# अविश्वास ( ८२ )

## અવિશ્વાસ : માયાજન્યઃ—

मायाशीलः पुरुषो यद्यपि न करोति किञ्चिदपराधम् ।
सर्प इवाविश्वास्यो भवति तथाऽप्यात्मदोषहतः ॥ १ ॥

प्रशमरतिप्रकरण, श्लो० २८.

જો કે માયાવી—કપટભર્યું આચરણ કરનાર પુરુષ જરા પણ અપરાધ ન કરે તોપણ પોતાના ( કપટયુક્ત આચરના ) જ દોષથી હણાએલો એવો તે સર્પની માફક વિશ્વાસપાત્ર થતો નથી. ( જેમ સર્પ પોતાની ભયંકરતાના જ દોષથી વિશ્વાસ યોગ્ય નથી થતો તેમ કપટી પણ પોતાના દોષના કારણે જ વિશ્વાસ યોગ્ય થઇ શકતો નથી. ૧.

## અવિશ્વાસયુક્ત વચન ન આપવું:—

यस्य कार्यमशक्यं स्यात्तस्य प्रागेव कथ्यते ।
नैर्हिरेयाहिरां कार्यो, वचोभिर्वितथैः परः ॥ २ ॥

विवेकविलास, उल्लास, ८ श्लो० ३२८.

જેનું કાર્ય પોતાથી બની શકે તેવું ન હોય તેને પ્રથમથી જ ના કહી દેવી જોઇએ, પરંતુ અસત્ય વિશ્વાસ રહિત વચનો બોલી બીજા માણસને નકામા ધક્કા ખવરાવવા નહીં. ( કારણ કે નકામા ધક્કા ખવરાવવા એ એક પ્રકારનો વિશ્વાસઘાત જ કહેવાય છે ) ૨.

# उद्यम-पुरुषार्थ ( ८३ )

ચાર પુરુષાર્થઃ—

स धर्मो यो निरुपधः, सोऽर्थो यो न विरुध्यते ।
स कामः सङ्गहीनो यः, स मोक्षो योऽपुनर्भवः ॥ १ ॥

भागवत स्कंध ८, अध्याय १७, श्लो० ७९

તે જ ધર્મ કહેવાય કે જે ઉપાધિ-કપટ રહિત હોય, તે જ અર્થ કહેવાય કે જેમાં કાંઈ પણ વિરોધ-ગેરલાભ ન હોય, તે જ કામ કહેવાય કે જે સંગ રહિત હોય ( અથવા નિઃસંગપણે એટલે આસક્તિરહિતપણે જે સેવાય ), અને તે જ મોક્ષ કહેવાય કે જેમાં ફરીથી સંસારમાં ઉત્પન્ન થવાનું ન હોય. ૧.

उपकारः परो धर्मः, परोऽर्थः कर्मनैपुणम् ।
पात्रे दानं परः कामः, परो मोक्षो वितृष्णता ॥ २ ॥

महाभारत, शान्तिपर्व, अध्याय ३८, श्लो० ११

ઉપકાર જ શ્રેષ્ઠ ધર્મ છે; શિલ્પાદિક કર્મને વિષે જે નિપુણતા તે જ શ્રેષ્ઠ અર્થ છે, પાત્રને વિષે કામ-ઈચ્છા તે જ ઉત્કૃષ્ટ કામ છે, અને તૃષ્ણારહિતપણું એ જ ઉત્કૃષ્ટ મોક્ષ છે. ૨.

धर्मार्थकाममोक्षाणां, यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव, तस्य जन्म निरर्थकम् ॥ ३ ॥

वृद्धचाणक्यनीति, अध्याय १३, श्लो० १०.

જે મનુષ્યને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોમાંથી એક પણ પુરુષાર્થ હોતો નથી, તે પુરુષનો જન્મ બકરીના ગળાના આંચળની જેમ નિષ્ફળ છે. ૩.

## ઉદ્યમની જરૂરઃ—

पश्य कर्मवशात् प्राप्तं, भोज्यकाले च भोजनम् ।
हस्तोद्यमं विना वक्त्रे, प्रविशेन्न कथञ्चन ॥ ४ ॥

जैनपञ्चतन्त्र, पृ. १५७, श्लो० १३८.

હે જીવ ! તું જો, કે કર્મના વશથી ભોજનને સમયે પ્રાપ્ત થયેલું ભોજન, હાથનો ઉદ્યમ કર્યા વિના, પોતાની મેળે, મુખમાં કોઈ પણ રીતે પેસતું નથી. ૪.

## ઉદ્યમ વગર નકામું:—

यस्य त्रिवर्गशून्यानि, दिनान्यायान्ति यान्ति च ।
स लोहकारभस्त्रेव, श्वसन्नपि न जीवति ॥ ५ ॥

योगशास्त्र, पृ. ५४. ( प्र. स. )

જે મનુષ્યના દિવસો ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ રહિત આવે છે અને જાય છે, તે મનુષ્ય લુહારની ધમણની જેમ શ્વાસ લેતાં છતાં પણ જીવતો નથી એમ જાણવું. ૫.

यथैवैकेन हस्तेन, संम्पद्यते न तालिका ।
तथोद्यमपरित्यक्तं, न फलं कर्मणः स्मृतम् ॥ ६ ॥

जैनपञ्चतन्त्र, पृ. १५७, श्लो० १३७.

જેમ એક હાથવડે તાળી પડતી નથી, તેમ ઉદ્યમ વિના કર્મનું ફળ કહેલું નથી-મળતું નથી. ૬.

## ઉદ્યમવાનમાં શ્રેષ્ઠઃ—

वृष्टिशीतातपक्षोभकाममोहक्षुधादयः ।
न घ्नन्ति यस्य कार्याणि, सोऽग्रणीर्व्यवसायिनाम् ॥७॥

विवेकविलास, उल्लास २, श्लो० ७०.

વરસાદ, ટાઢ, તડકો, ક્ષોભ, કામ, મોહ, ભુખ વિગેરે આપત્તિઓ પણ જે માણસના કાર્યોને રોકી શકતાં નથી તે માણસને ઉદ્યમવાન માણસોમાં શ્રેષ્ઠ સમજવો જોઇએ. ૭.

## ઉદ્યમનો ઉપદેશઃ—

असम्पत्या स्वमात्मानं, नैवावगणयेद्बुधः ।
किन्तु कुर्याद्यथाशक्ति, व्यवसायमुपायवित् ॥ ८ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ६९.

ડાહ્યા માણસે નિર્ધનપણાને લીધે પોતાના આત્માની નિંદા ન કરતાં કોઇ ઉપાય ગોતી કાઢીને પોતાની શક્તિ પ્રમાણે ઉદ્યમ કરવો જોઇએ. ૮.

नित्योद्यतस्य पुरुषस्य भवेद्धि लक्ष्मी-
दैवं हि दैवमिति कापुरुषा वदन्ति ।

दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या,
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥ ९ ॥
पञ्चतन्त्र, पृ० ४५, श्लो० १९५.

નિરંતર ઉદ્યમ કરનાર પુરુષને લક્ષ્મી પ્રાપ્ત થાય છે, દૈવ દૈવ ( નશીબમાં હશે તેમ થશે ) એમ કાયર–આળસુ પુરુષો બોલે છે, માટે દૈવને હણીને–તેનો અનાદર કરીને–હે પ્રાણી, તું પોતાની શક્તિ પ્રમાણે–જેટલી આત્મશક્તિ હોય તેટલી વાપરીને–પુરુષાર્થ–ઉદ્યમ–કર. જો કદાચ ઉદ્યમ કર્યા છતાં પણ કાર્ય સિદ્ધ ન થાય, તો તેમાં શો દોષ ? અર્થાત્ તારો દોષ નથી–દૈવનો જ દોષ છે. તાત્પર્ય એ છે કે યત્ન કરવામાં પુરુષ સ્વતંત્ર છે અને ફળ આપવામાં દૈવ સ્વતંત્ર છે. ૯.

### કેવો ઉદ્યમ ન કરવો:—

यदन्येषां हितं न स्यात्, आत्मनः कर्मपौरुषम् ।
अपत्रपेत वा येन, न तत्कुर्यात् कथञ्चन ॥ १० ॥
महाभारत, विराटपर्व, अ. ७० श्लो० १६.

જે પોતાનું કર્મ અને પુરુષાર્થ બીજાને હિતકારક ન હોય, અથવા જે કાર્ય કરવાથી લજ્જા પમાતી હોય, તે કાર્ય કોઈ પણ પ્રકારે કરવું નહી. ૧૦.

### ઉદ્યમનું ફળ:—

दैवोऽपि शङ्कते तेभ्यो विघ्नान् कृत्वाऽपि खिद्यते ।
विघ्नैरस्खलितोत्साहाः, प्रारब्धं न त्यजन्ति ये ॥ ११ ॥
त्रिषष्टि०, पर्व ९, सर्ग ४, श्लो० २२.

જે પુરુષો વિઘ્નો આવ્યા છતાં ઉત્સાહનો ભંગ કર્યા વિના જ પ્રારંભેલા કાર્યનો ત્યાગ કરતા નથી, તેમનાથી દૈવ પણ શંકા પામે છે, અને તેમને વિઘ્ન કરીને પણ પાછળથી ખેદ પામે છે. ૧૧.

यो यमर्थं प्रार्थयते. यमर्थं घटते च यः ।
सोऽवश्यं तमवाप्नोति, न चेच्छ्रान्तो निवर्तते ॥ १२ ॥

व्यासदेव.

જે મનુષ્ય જે અર્થને-ધનાદિક પદાર્થને-ઇચ્છે છે તથા જે માણસ જે અર્થને મેળવવા માટે ચેષ્ટા-ઉદ્યમ-કરે છે, તે પુરુષ જો થાકીને પાછો ન ફરે તો અવશ્ય તે અર્થને પામે છે-મેળવે છે. ૧૨.

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी-
दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या,
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ? ॥ १३ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ३१.

ઉદ્યોગવાળા શ્રેષ્ઠ પુરુષની પાસે લક્ષ્મી આવે છે, દૈવ આપે છે એવું વચન તો કાયર પુરુષો જ બોલે છે. માટે દૈવને હણીને પોતાની શક્તિ પ્રમાણે તું પુરુષાર્થ-ઉદ્યમ કર. જો કદાચ યત્ન કર્યા છતાં કાર્ય સિદ્ધ ન થાય તો તેમાં શો દોષ? ૧૩.

# प्रमाद ( ८४ )

પ્રમાદનિંદા:—

प्रमादः परमद्वेषी, प्रमादः परमो रिपुः ।
प्रमादो मुक्तिदस्युश्च, प्रमादो नरकायनम् ॥ १ ॥

विक्रमचरित्र, भाग २, सर्ग ११, श्लो० ८०९.*

પ્રમાદ જ મોટો દ્વેષી છે, પ્રમાદ જ મોટો શત્રુ છે, પ્રમાદ જ મુક્તિનો ચોર છે અને પ્રમાદ જ નરકનું સ્થાન છે. ૧.

પ્રમાદત્યાગનો ઉપદેશ:—

भवकोटिभिरसुलभं, मानुष्यं प्राप्य कः प्रमादो मे ? ।
न च गतमायुर्भूयः, प्रत्येत्यपि देवराजस्य ॥ २ ॥

उमास्वातिवाचक.

કોટિ ભવવડે પણ ફરીથી પ્રાપ્ત થઈ ન શકે એવા મનુષ્ય ભવને પામીને પણ મારો આ શો પ્રમાદ છે ? કારણ કે ગયેલું આયુષ્ય દેવેંદ્રને પણ ફરીથી પાછું આવતું નથી. ૨.

न युज्यते तद्विदुषः, प्रमादोऽत्र मनागपि ।
कः प्रमाद्यति बालोऽपि, निशोल्लङ्घ्ये मरुस्थले ॥ ३ ॥

त्रिषष्टि०, पर्व १, सर्ग ३, श्लो० ५५७.

—તેથી કરીને આ જગતમાં વિદ્વાનોને જરા પણ પ્રમાદ કરવો યોગ્ય નથી, કેમકે મારવાડની ભૂમિ કે જે રાત્રિએ જ

ઉલ્લંઘન કરવા લાયક છે તેમાં બાળક પણ કેમ પ્રમાદ કરે ? ( આ સંસાર મરુભૂમિના જેવો વિકટ હોઈ એમાં પ્રમાદ કરવો કેમ પાલવે ? ) ૩.

## પ્રમાદ : શત્રુ; ઉદ્યમ : બંધુ :—

आलस्यं हि मनुष्याणां, शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः, कृत्वा यं नावसीदति ॥ ४ ॥

ખરેખર, માણુસોના શરીરમાં રહેલો પ્રમાદ જ મોટો દુશ્મન છે ( કે જેના લીધે માણસ પોતાનું સર્વસ્વ ખોઈ બેસે છે ), અને ઉદ્યમ સમાન માણસોનો બીજો કોઈ ભાઈ નથી કે જે ઉદ્યમ કરવાથી માણસ વિનાશ( ના પંથ )ને પામતો નથી. ( પોતાની ઉન્નતિ સાધી શકે છે ) ૪.

## પ્રમાદથી નુકસાનઃ—

एकोदराः पृथग्ग्रीवा अन्यान्यफलकाङ्क्षिणः ।
प्रमत्ता हि विनश्यन्ति, भारुण्डा इव पक्षिणः ॥ ५ ॥

એક ઉદરવાળા અને જુદી જુદી ગ્રીવાવાળા ભારુંડ નામના પક્ષીઓ જેમ અન્ય અન્ય ફળની ઈચ્છા કરવાથી વિનાશ પામે છે તેમ જીવો પ્રમાદી થવાથી વિનાશ પામે છે. ૫.



# હિત (૮૫)

## સાચું સ્વહિતઃ—

श्रेयोऽर्थिनो हि भूयांसो लोके लोकोत्तरे च न ।
स्तोका हि रत्नवणिजः, स्तोकाश्च स्वात्मसाधकाः ॥१॥

આ લોક સંબંધી કલ્યાણના અર્થીઓ ઘણા હોય છે, પણ લોકોત્તર સંબંધી-પરભવ સંબંધી કલ્યાણના અર્થી ઘણા હોતા નથી; કેમકે રત્નના વેપારી ઘણા થોડા હોય છે, તેમ આત્મસાધન કરનારા પણ ઘણા થોડા હોય છે. ૧.

## હિતનો માર્ગઃ—

आकिञ्चन्यं सुसन्तोषो, निराशीस्त्वमचापलम् ।
एतदाहुः परं श्रेय आत्मज्ञस्य जितात्मनः ॥ २ ॥

महाभारत, शान्तिपर्व, अध्याय ३३७, श्लो० १९.

પરિગ્રહનો ત્યાગ, સારો સંતોષ, આશારહિતપણું અને ચપળતારહિતપણું: આ સર્વ આત્માને વશ કરનાર આત્મજ્ઞાનીને અત્યંત શ્રેયસ્કર-કલ્યાણકારક છે. ૨.

षड् दोषाः पुरुषेणेह, हातव्या भूतिमिच्छता ।
निद्रा तन्द्रा भयं क्रोध आलस्यं दीर्घसूत्रता ॥ ३ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ३९.

સમૃદ્ધિને ઈચ્છતા પુરુષે આ છ દોષો ત્યાગ કરવા લાયક છે: ૧ નિદ્રા, ૨ તંદ્રા, ૩ ભય, ૪ ક્રોધ, ૫ આળસ અને ૬ દીર્ઘસૂત્રતા-એટલે કાર્ય કરવામાં અતિ લાંબો વિચાર. ૩.

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं,
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ।
तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा,
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः ॥४॥

झलज्झलिका (वासुदेव) चारित्रप्रकरण, श्लो० १०९.

પ્રાણીઓની હિંસાથી નિવૃત્ત થવું ( હિંસા ન કરવી ), બીજાના ધનનું હરણ કરવામાં સંયમ ( તે નહીં લેવાનો નિયમ ), સત્ય વચન બોલવું, અવસરે શક્તિ પ્રમાણે દાન આપવું, પર-સ્ત્રીઓની સાથે વાત કરવામાં મુંગા રહેવું, લોભરૂપી પ્રવાહનો ભંગ કરવો ( સંતોષ રાખવો ), ગુરુજનને વિષે વિનય કરવો અને સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવી. આ કલ્યાણનો સામાન્ય માર્ગ સર્વ શાસ્ત્રોમાં કહેલો છે, તેમાં કોઇ શાસ્ત્રમાં પણ વિસંવાદ નથી. ૪.

कर्तव्यो गुणसङ्ग्रहः परहिते देयं निजं मानसं,
श्रोतव्यं वचनामृतं जिनवचः कार्यं यथास्थानवत् ।
दातव्यं यतिपुङ्गवेषु निजकं न्यायप्रकल्प्यं धनं,
श्रद्धेयं सततं सतां सुचरितं श्रेयस्करोऽयं विधिः ॥ ५ ॥

નિરંતર મનુષ્યે ગુણનો સંગ્રહ કરવો, પરના હિતને વિષે પોતાનું મન આપવું, સર્વ વચનોમાં અમૃત સમાન જિનેશ્વરનું વચન સાંભળવું અને તે પ્રમાણે યથાયોગ્ય કાર્ય કરવું, ન્યાયથી ઉપાર્જન કરેલું પોતાનું ધન ઉત્તમ મુનિજનોને આપવું અને સત્પુરુષોના ઉત્તમ ચરિત્ર ઉપર નિરંતર શ્રદ્ધા રાખવી : આ સર્વ વિધિ મનુષ્યોને કલ્યાણકારક છે. ૫.

હિતનું આચરણઃ—

सर्वथा स्वहितमाचरणीयं, किं करिष्यति जनो बहुजल्पः ? ।
विद्यते न हि स कश्चिदुपायः, सर्वलोकपरितोषकरो यः ॥ ६ ॥

મનુષ્યે સર્વથા પોતાના આત્માનું હિત કરવું જોઈએ. બહુ બહુ બોલનાર માણસ શું કરવાનો છે ? અર્થાત્ માણસોના બોલ્યા સામું જોવું નહીં, કારણ કે એવો કોઇ પણ ઉપાય નથી કે જે સર્વ લોકોને સંતોષ કરનારો હોય. ૬.

હિતનું અજ્ઞાનઃ—

पुनः प्रभातं पुनरेव शर्वरी,
पुनः शशाङ्कः पुनरुद्गतो रविः ।
कालस्य किं गच्छति याति जीवितं ,
तथाऽपि लोकः स्वहितं न बुध्यते ॥ ७ ॥

मार्कण्डपुराण, स्कन्ध ७, अध्याय ११, श्लो० २४.

ફરી ફરીને પ્રાતઃકાળ થાય છે, ફરી ફરીને રાત્રિ પણ આવે છે, ફરી ફરીને ચંદ્ર ઊગે છે, ફરી ફરીને સૂર્ય પણ ઊગે છે, તેમાં કાળનું શું જાય છે–શું ઓછું થાય છે ? કાળનું કાંઇ પણ જતું નથી; પરંતુ જીવિત જતું રહે છે; તોપણ લોકો પોતાના હિતને જાણતા નથી. ૭.

હિતનો ઉપદેશઃ—

यावन्न गृह्यसे रोगैर्यावन्नाभ्येति ते जरा ।
यावन्न क्षीयते त्वायुस्तावच्छ्रेयः समाचर ॥ ८ ॥

इतिहाससमुच्चय, अ० १७, श्लो० ५६.

જ્યાંસુધી તને રોગોએ ગ્રહણ કર્યો નથી, જ્યાંસુધી તને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ નથી અને જ્યાંસુધી તારું આયુષ્ય ક્ષીણ થયું નથી ત્યાંસુધી તું કલ્યાણમાર્ગનું આચરણ કર. ૮.

## હિતકારી વક્તા: દુર્લભઃ—

सुलभाः पुरुषा राजन् ! सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य, वक्ता श्रोता च दुर्लभः ॥ ९ ॥

कविताकौमुदी, भाग ३, पृ० ५०१.

હે રાજા ! નિરંતર પ્રિય વચનને બોલનારા પુરુષો તો સુલભ છે–ઘણા છે, પરંતુ અપ્રિય છતાં પણ હિતકારક વચનને બોલનારા તથા તેવા વચનને સાંભળનાર પુરુષ તો દુર્લભ જ છે. ૯.

## હિત-વચન ફળઃ—

द्वेषेऽपि बोधकवचःश्रवणं विधाय,
स्याद् रौहिणेय इव जन्तुरुदारलाभः ।
क्काथोऽप्रियोऽपि सरुजां सुखदो रविर्वा,
सन्तापकोऽपि जगदङ्गभृतां हिताय ॥ १० ॥

कर्पूरप्रकरण ( सटीक ), पृ० ३२, श्लो० १४

દ્વેષ છતાં પણ ઉપદેશનું વચન શ્રવણ કરવાથી રૌહિણેય ચોરની જેમ પ્રાણીને મોટો લાભ થાય છે. જેમકે કવાથ ( ઔષધનો ઉકાળો ) અપ્રિય છે તો પણ તે રોગી માણસને સુખકારક છે, અથવા તો સૂર્ય સંતાપ કરનાર છે તો પણ તે જગતના પ્રાણીઓને હિતકારક છે. ૧૦.

# अहित (८६)

અહિતનાં કારણઃ—

आत्मकार्यं परित्यज्य. परकार्येषु यो रतः ।
ममत्वरतचेताः स, स्वहिताद्भ्रंशमेष्यति ॥ १ ॥

तत्त्वामृत, श्लो० १५८.

જે પ્રાણી પોતાના (આત્માના) કાર્યનો ત્યાગ કરી (શરીરાદિક) પરકાર્યને વિષે રક્ત થાય છે તે મમતાને વિષે આસક્ત ચિત્તવાળો પ્રાણી આત્મહિતથી ભ્રષ્ટ થાય છે—નાશ પામે છે. ૧.

ध्यायतो विपयान् पुंसः, सङ्गस्तेषूपजायते ।
सङ्गात्सञ्जायते कामः, कामात्क्रोधोऽभिजायते ॥ २ ॥
क्रोधाद्भवति सम्मोहः, सम्मोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ३ ॥

भगवद्गीता, अ० २, श्लो० ६२, ६३.

વિષયોનું ધ્યાન કરતા પુરુષને તે તે વિષયોને વિષે સંગ પ્રાપ્ત થાય છે, સંગથી કામ ઉત્પન્ન થાય છે, કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી સંમોહ ઉત્પન્ન થાય છે, સંમોહથી સ્મૃતિનો વિભ્રમ ઉત્પન્ન થાય છે, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી વિનાશ પામે છે. ૨,૩.



## सत्कार ( ८७ )

ગુરુનો સત્કારઃ—

नमस्कुर्यात्ततो भक्त्या, पर्युपासीत चादरात् ।
तद्याने त्वनुयायाच्च, क्रमोऽयं गुरुसेवने ॥ १ ॥

विवेकविलास, उल्लास १. श्लो० १९२.

ત્યારપછી ( ગુરુમહારાજને આસન આપ્યા પછી ) તેમને ભક્તિપૂર્વક વંદન કરવું જોઇએ અને વિનયપૂર્વક એમની સેવાભક્તિ કરવી. ( પછી ) જ્યારે તેઓ જતા હોય ત્યારે એમને વળાવા જવું. ગુરુમહારાજની સેવાનો આ ક્રમ છે. ૧.

અતિથિનો સત્કારઃ—

तृणानि भूमिरुदकं, वाक् चतुर्थी च सूनृता ।
सतामेतानि हर्म्येषु, नोच्छिद्यन्ते कदाचन ॥ २ ॥

जैनपञ्चतन्त्र, पृ० २४, श्लो० १३१*

બેસવાને માટે તૃણ ( સાદડી ), વિશ્રાંત લેવા માટે પૃથ્વી ( મકાન ), પીવા માટે પાણી અને સારી વાણીઃ આ ચાર વસ્તુઓ સત્પુરુષોના ઘરમાં કદાપિ વિનાશ પામતી નથી. ૨.

કોણ કોને સત્કાર યોગ્યઃ—

प्रजानां दैवतं राजा, पितरौ देवता सताम् ।
सुशिष्याणां गुरुर्देवो नारीणां दैवतं पतिः ॥ ३ ॥

धर्मकल्पसूत्र, पृ० २१, श्लो० १०४. (प्र. स )*

પ્રજાઓને રાજા દેવતારૂપ છે, સત્પુરુષોને માતાપિતા દેવતારૂપ છે, ઉત્તમ શિષ્યોને સદ્‌ગુરુ દેવતારૂપ છે અને સ્ત્રીઓને પોતાનો પતિ દેવતારૂપ છે. ૩.




વડિલના તિરસ્કારનું ફળઃ—

यो भ्रातरं पितृसमं, ज्येष्ठं मूढोऽवमन्यते ।
तेन दोषेण सम्प्रेत्य, निरयं घोरमृच्छति ॥ १ ॥

पद्मपुराण, अध्याय ५१, श्लो० ४४.

જે મૂઢ માણુસ પિતા સમાન મોટા ભાઈની અવગણુના કરે છે તે માણુસ તે અવગણુનાના પાપથી મરીને ઘોર નરકમાં જાય છે. ૧.

તિરસ્કાર : દ્વેષફળઃ—

स्वामिभक्त्यप्रमत्तत्वादिगुणैर्भूषितोऽपि सन् ।
श्वन् ! त्वं तथाऽपि सर्वत्र, जातिद्वेषात्प्रभर्त्स्यसे ॥ २ ॥

मुनि हिमांशुविजय.

પોતાના માલિકની ભક્તિ ( નિમકહલાલપણું ) અને સદા જાગ્રત અવસ્થા વગેરે ગુણોથી તું ભૂષિત હોવા છતાં હે કુતરા ! તારામાં તારી પોતાની જાતિ તરફ દ્વેષ કરવાનો સ્વભાવ હોવાથી તું બધે સ્થળે તિરસ્કાર પામે છે. ૨.






प्रेमनां लक्षणः—

ददाति प्रतिगृह्णाति, गुह्यमाख्याति पृच्छति ।
भुङ्क्ते भोजयते नित्यं, षड्विधं प्रीतिलक्षणम् ॥ १ ॥

पञ्चतन्त्र.

પ્રસંગે દ્રવ્યાદિક આપે અને ગ્રહણ કરે, ગુપ્ત વાત કહે અને પૂછે તથા નિત્ય જમે અને જમાડેઃ આ છ પ્રીતિનાં લક્ષણ છે. ૧.

સાચો પ્રેમઃ—

प्रेम सत्यं तयोरेव, ययोर्योगवियोगयोः ।
वत्सरा वासरीयन्ति, वत्सरीयन्ति वासराः ॥ २ ॥

જેમના વરસો સંયોગ વખતે દિવસ જેવા જતા હોય-દિવસની જેમ શીઘ્ર પસાર થતા હોય અને વિયોગને વખતે દિવસ પણ વરસ જેવા જતા હોય તેમનો જ પ્રેમ સત્ય છે. ૨.

मनुष्येभ्यो वरो मत्स्यः, सत्यस्नेहप्रपालकः ।
यद्यम्बोः क्रियते भिन्नस्तदात्मानं विमुञ्चति ॥ ३ ॥

સત્ય સ્નેહને પાલન કરનાર મત્સ્ય પણ મનુષ્ય કરતાં સારો છે, કેમકે જ્યારે તે જળથી જૂદો કરાય છે ત્યારે તે પોતાના આત્માને છોડી દે છે-મરણ પામે છે. ૩.

### પ્રેમ : સ્વયંભૂ:—

न भवति मिथुनानां प्रेम लावण्ययोगा-
ज्जनयति सुखमन्तः कस्यचित् कोऽपि दृष्टः ।
पतति झटिति दृष्टिर्मुग्धदासेरकाणां,
जरठमुरठवल्लीपिञ्जरासु स्थलीषु ॥ ४ ॥

अन्योक्तिमुक्तावली

સ્ત્રી પુરુષના જોડલાંઓને જે પરસ્પર પ્રેમ થાય છે તે કાંઇ લાવણ્ય( સુંદરતા )ના યોગથી થતો નથી, પરંતુ કોઇ પ્રાણી, માત્ર જોવાથી જ કોઇના અંતઃકરણમાં સુખ ઉત્પન્ન કરે છે. જેમકે મુગ્ધ ઊંટની દૃષ્ટિ જીર્ણ પાકેલી વેલડીઓવડે પીંજર વર્ણવાળી પૃથ્વી ઉપર જલદી પડે છે. ૪.

### પ્રેમવગરનાનો ત્યાગ કરવો:—

सौहृदेन परित्यक्तं, निस्नेहं खल्वत्त्यजेत् ।
सोदरं भ्रातरमपि, किमुतान्यं पृथग्जनम् ॥ ५ ॥

સારા હૃદયથી રહિત અને સ્નેહ રહિત એવો કદાચ સગો ભાઇ હોય તોપણ તેનો, ખળ પુરુષની જેમ, ત્યાગ કરવો યોગ્ય છે, તો પછી સામાન્ય જનનો ત્યાગ કરવો તેમાં શું કહેવું ? ૫.

### પ્રેમીનો મેળાપ:—

चन्दनं शीतलं लोके, चन्दनादपि चन्द्रमाः ।
चन्द्रचन्दनयोर्मध्ये, शीतलः प्रियसमागमः ॥ ६ ॥

रामायण ( वाल्मीकि ), उत्तरकाण्ड, अ० १७, श्लो० ९.

દુનિયામાં ચંદન ઘણું શીતળ છે અને ચંદનથી પણ ચંદ્ર વધારે શીતળ છે; પરંતુ ચંદ્ર અને ચંદનની મધ્યે પણ પ્રિયજનનો સમાગમ સૌથી વધારે શીતળ છે. ૬.

**પ્રેમીનું સ્વાગતઃ—**

उत्तिष्ठन्ति निजासनान्नतशिरः पृच्छन्ति च स्वागतं,
सन्तुष्यन्ति हसन्ति यान्ति च चिरं प्रेमाञ्चितं सङ्गमम् ।
सिञ्चन्तो वचनामृतेन हृदयं सन्तः समीपागताः,
किं किं न प्रियमाचरन्ति हि जने स्वीये च सम्मीलिते ॥७॥

रामायण, उत्तरकाण्ड, अध्याय १८, श्लो० ३३.

સત્પુરુષો પોતાનો સ્વજન (પ્રિય જન) પ્રાપ્ત થાય છે ત્યારે પોતાના આસન ઉપરથી ઊભા થાય છે, મસ્તક નમાવીને સ્વાગત–ખુશી ખબર–પૂછે છે, સંતોષ પામે છે, હસે છે, પ્રેમ સહિત મળે છે તથા પાસે આવીને વચનરૂપી અમૃત-વડે તેના હૃદયને સીંચે છે. ઘણું શું કહેવું ? તે પ્રિય જનનું શું શું પ્રિય નથી આચરતા ? ૭.

**પ્રેમને નભાવવોઃ—**

आदौ न वा प्रणयिनां प्रणयो विधेयो
दत्तोऽथवा प्रतिदिनं परिपोषणीयः ।
उत्क्षिप्य यत् क्षिपति तत् प्रकरोति लज्जां,
भूमौ स्थितस्य पतनाद्भयमेव नास्ति ॥ ८ ॥

પ્રથમ તો પ્રેમી માણસોની સાથે પ્રેમ જ કરવો નહીં તે સારું છે, છતાં કદાચ પ્રેમ બાંધ્યો તો પછી તેને નિરંતર

પોષણ કરવો-નભાવવો યોગ્ય છે; કેમકે જે વસ્તુ ઉપાડીને પછી ફેંકી દેવી તે લજ્જા કરનાર થાય છે, અને ભૂમિ પર રહેલાને પડવાનો ભય જ રહેતો નથી. ૮.

### પ્રેમ નભાવવાનો ઉપાયઃ—

इच्छेच्चेद्विपुलां प्रीतिं, त्रीणि तत्र न कारयेत् ।
वाग्वादमर्थसम्बन्धं, तत्पत्नीपरिभाषणम् ॥ ९ ॥

જે મનુષ્ય જેની સાથે અત્યંત પ્રીતિને ઇચ્છતો હોય તે મનુષ્યે તેની સાથે વચનવડે વાદવિવાદ, ધનનો સંબંધ (લેવડદેવડ) અને તેની સ્ત્રી સાથે વાતચીતઃ આ ત્રણ બાબત કરવી નહીં. ૯.

### પ્રેમનું ફળઃ—

क्वेन्दोर्मण्डलमम्बुधिः क्व च रविः पद्माकरः क्व स्थितः,
क्वाभ्राः सन्ति मयूरपङ्क्तिरमला क्वालिः क्व वा मालती ? ।
हंसानां च कुलं क्व दूरविषये क्वास्ते सरो मानसं,
यो यस्याभिमतः स तस्य निकटे दूरेऽपि सन् वल्लभः ॥१०॥

ચંદ્રમંડળ ક્યાં રહેલું છે અને સમુદ્ર ક્યાં રહેલો છે? સૂર્ય ક્યાં રહેલો છે અને કમળાકર (કમળનું વન) ક્યાં રહેલું છે? વાદળાં ક્યાં છે અને નિર્મલ મોરની શ્રેણિ ક્યાં છે? ભમરો ક્યાં છે અને માલતી ક્યાં છે? હંસોનો સમૂહ ક્યાં અને દૂર દેશમાં રહેલું માનસ સરોવર ક્યાં? આ સર્વ ઘણે દૂર રહેલાં છે તો પણ તેમને પ્રીતિ છે. માટે જે જેને પ્રિય હોય તે તેની પાસે હોય કે દૂર હોય તો પણ વલ્લભ જ હોય છે. ૧૦.



## ईर्ष्या—द्वेष (९०)

દ્વેષ હોય ત્યાં બધું નકામું:—

किं गुणैस्तस्य कर्तव्यं, चेतसो योऽभिरोचते ।
किं गुणैस्तस्य कर्तव्यं, चेतसो यो न रोचते ॥ १ ॥

सूक्तमुक्तावलि, पृ. ८५, श्लो० ४[illegible]

જે માણસ (મિત્ર) મનને પસંદ પડતો હોય તે માણસના ગુણોનું શું કામ છે? ગુણો ન હોય તો પણ તે પ્રિય લાગે છે, તથા જે માણસ મનને પસંદ પડતો ન હોય (જેની સાથે દ્વેષ હોય) તે માણસના ગુણોનું શું કામ છે?—ઘણા ગુણો હોય તોપણ તે પ્રિય લાગતો નથી. ૧.

ઇર્ષ્યાનું કડવું ફળ:—

न चेर्ष्या स्त्रीषु कर्तव्या, दारा रक्ष्याः प्रयत्नतः ।
अनायुष्या भवेदीर्ष्या, तस्मात्तां परिवर्जयेत् ॥ २ ॥

महाभारत, आदिपर्व, अ० ८, श्लो० ४३.

સ્ત્રીઓને વિષે ઈર્ષ્યા કરવી નહીં અને પોતાની સ્ત્રીનું પ્રયત્નથી રક્ષણ કરવું. ઈર્ષ્યા કરવાથી આયુષ્ય ઓછું થાય છે, તેથી તે ઇર્ષ્યાનો અવશ્ય ત્યાગ કરવો. ૨.

---



# प्रशंसा ( ९१ )

**સ્વ-પર-પ્રશંસાઃ—**

दृश्यन्ते बहवो लोकाः, कुर्वन्तः स्वप्रशंसनम् ।
तादृशो विरलाः स्युर्ये, कुर्वन्तेऽन्यप्रशंसनम् ॥ १ ॥

मुनि हिमांशुविजय.

પોતાની પ્રશંસા કરનારા લોકો ઘણા દેખાય છે, જ્યારે તેવા માણસો થોડા જ છે કે જેઓ બીજાની પ્રશંસા કરતા હોય. ૧.

धर्मार्थोऽयमारम्भः, किं तत्रात्मविकत्थनैः ।
परात्मनिन्दास्तोत्रे हि, नाद्रियन्ते मनीषिणः ॥ २ ॥

આ આરંભ-ઉત્સવ-ધર્મને માટે કરેલો છે, તેમાં પોતાના વખાણ કરવાથી શું ફળ છે ? કારણ કે ડાહ્યા પુરુષો બીજાની નિંદા અને પોતાની શ્લાઘા કરવામાં આદર કરતા નથી. ૨.

**સ્વપ્રશંસાઃ નિરર્થકઃ—**

परप्रणीता हि गुणा यशस्कराः,
स्वयं प्रणीता न भवन्ति कीर्तये ।
न सौख्यसौभाग्यकरा भवन्ति ते,
स्वयं गृहीतौ युवतीकुचाविव ॥ ३ ॥

બીજાઓએ વર્ણન કરેલા ગુણો યશને કરનાર થાય છે, (પણ) તે જો પોતે જ વર્ણન કરે તો તે કીર્તિને માટે થતા નથી, તેમજ તે સુખ અને સૌભાગ્યને કરનારા થતા નથી. જેમકે કોઇ સ્ત્રી પોતે પોતાના કુચને ગ્રહણ કરે-દબાવે—તો તેથી તેને કાંઇ પણ સુખ થતું નથી. ૩.

गुणैर्यदि न पूर्णोऽसि, कृतमात्मप्रशंसया ।
गुणैरेवासि पूर्णश्चेत्, कृतमात्मप्रशंसया ॥ ४ ॥

ज्ञानसार, आत्मप्रशंसाष्टक, श्लो० १.

હે આત્મા ! જો તું ગુણોવડે પૂર્ણ ન હોય તો તારે આ આત્મશ્લાઘા કરવાથી કાંઇ પણ ફળ નથી. અને જો તું ગુણોવડે પૂર્ણ હોય તો પણ તારે આત્મપ્રશંસા કરવાથી શું કામ છે? (બન્ને રીતે આત્મપ્રશંસા નકામી છે). ૪.

**કોની ક્યારે પ્રશંસા કરવીઃ--**

प्रत्यक्षे गुरवः स्तुत्याः, परोक्षे मित्रबान्धवाः ।
कर्मान्ते दासभृत्याश्च, पुत्रा नैव तथा स्त्रियः ॥ ५ ॥

ગુરુજનની પ્રત્યક્ષ પ્રશંસા કરવી, મિત્ર અને બાંધવોની પરોક્ષમાં સ્તુતિ કરવી, દાસ અને ભૃત્યોની કાર્યને અંતે સ્તુતિ કરવી તથા પુત્ર અને સ્ત્રીની કદાપિ સ્તુતિ કરવી નહીં. ૫.

**શત્રુની પણ પ્રશંસાઃ—**

प्रमोदसे स्वस्य यथाऽन्यनिर्मितैः,
स्तवैस्तथा चेत्प्रतिपन्थिनामपि ।
विगर्हणैः स्वस्य यथोपतप्यसे,
तथा रिपूणामपि चेत्ततोऽसि वित् ॥ ६ ॥

अध्यात्मकल्पद्रुम, अधिकार ११, श्लो० ५.

બીજા માણસોએ કરેલી તારી પ્રશંસા સાંભળીને જેમ તું ખુશી થાય છે તેવી જ રીતે શત્રુની પ્રશંસા સાંભળીને તને પ્રમોદ થાય, અને જેવી રીતે તારી પોતાની નિંદા સાંભળીને તું ખેદ પામે છે તેવી જ રીતે શત્રુની નિંદા સાંભળીને ખેદ પામે ત્યારે તું ખરેખરો જાણકાર છો એમ સમજવું. ૬.

# નિન્દા ( ૧૨ )

## કોણ કોની નિંદા કરે:—

इन्दुं निन्दति तस्करो गृहपतिं जारः सुशीलं खलः,
साध्वीमप्यसती कुलीनमकुलो जह्याज्जरन्तं युवा ।
विद्यावन्तमनक्षरो धनपतिं नीचश्च रूपोज्ज्वलं,
वैरूप्येण हतः प्रबुद्धमबुधाः कष्टं निकृष्टो जनः ॥१॥

ज्ञानशतक ( राघवकाव्य ), श्लो० ६३

ચોર લોકો ચંદ્રને નિંદે છે, જાર પુરુષ ઘરના ધણીને નિંદે છે, ખળ પુરુષ ઉત્તમ શીલવાળાને નિંદે છે, અસતી સ્ત્રી સતી સ્ત્રીને નિંદે છે, અકુલીન માણુસ કુલીનને નિંદે છે, જુવાન પુરુષ વૃદ્ધને તજે છે–નિંદે છે, મૂર્ખ માણુસ વિદ્વાનને નિંદે છે, નીચ–દરિદ્રી માણુસ ધનવાનને નિંદે છે, વિરૂપવડે હણાયેલો–ખરાબ રૂપવાળો માણુસ ઉજ્જ્વળ રૂપવાળાને નિંદે છે, બુદ્ધિ રહિત મનુષ્યો બુદ્ધિમાનને નિંદે છે. અહો ! મહાકષ્ટ છે કે આ જગતના લોકો નિકૃષ્ટ–હલકા મનના (ઈર્ષ્યાવાળા) જ છે. ૧.

## નિંદક : ચાંડાળઃ—

काकः पक्षिषु चाण्डालः, स्मृतः पशुषु गर्दभः ।
नराणां कोऽपि चाण्डालः, स्मृतः सर्वेषु निन्दकः ॥२॥

પક્ષીઓમાં કાગડો ચંડાળ છે, પશુઓમાં ગધેડો ચંડાળ કહ્યો છે, મનુષ્યોમાં પણ કોઈક ચંડાળ કહ્યો છે; પરંતુ જે નિંદા કરનાર છે તે તો સર્વમાં ચંડાળ છે. ૨.

નિંદકનો સ્વભાવઃ—

केनाऽपि सार्धं वसतां सतामहो !
कर्णेजपानां प्रकृतिर्न हीयते ।
साकं वसद्भिः सितपक्षिभिर्द्विकैः,
स्वीयः स्वभावः परिमुच्यते किमु ? ॥ ३ ॥

मुनि हिमांशुविजय.

ગમે તેવા સારા માણુસ પાસે રહેવા છતાં નિંદક—ચાડીયા માણુસની નિંદા કરવાની પ્રકૃતિ (સ્વભાવ) મટતી નથી. હંસની સાથે કાગડા રહે તો પણ શું તે કાગડા પોતાનો સ્વભાવ મૂકી દે છે ? અર્થાત્ નથી મૂકતા. મતલબ કે જે જેનો સ્વભાવ છે તે કોઇના-સંગથી પણ કદી મટતો નથી. ૩.

કોઇની નિંદા ન કરવીઃ—

गुरोः पतिव्रतानां च, तथा धर्मतपस्विनाम् ।
परिवादं न कुर्वीत. परिहासेऽपि भारत ! ॥ ४ ॥

महाभारत, आदिपर्व, अ. १४, श्लो० १८.

હે ભારત ! મશ્કરીમાં પણ ગુરુના, પતિવ્રતા સ્ત્રીના, ધર્મના અને તપસ્વિના અવર્ણવાદ બોલવા નહીં—નિંદા કરવી નહીં. ૪.

वैभाष्यं नैव कस्यापि, वक्तव्यं द्विषतां तु चेत् ।
उच्यते तदपिप्राज्ञैरन्योक्तिच्छलभङ्गिभिः ॥ ५ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३२९.

ડાહ્યા પુરુષોએ કોઇનું વાંકું બોલવું નહીં, છતાં કદાચ શત્રુનું વાંકું બોલવું હોય તો તે પણ અન્યોક્તિથી, કાંઇ મિષથી કે વ્યંગ્ય વચનથી કહેવું. ૫.

# आज्ञा (९३)

**આજ્ઞા મહત્ત્વઃ—**

सर्वजन्तुहिताऽऽज्ञैवाज्ञैव मोक्षैकपद्धतिः ।
चरिताऽऽज्ञैव चारित्रमाज्ञैव भवभञ्जनी ॥ १ ॥

योगसार, प्रस्ताव १, श्लो० २७.

આજ્ઞા જ સર્વ જંતુઓને હિતકારક છે, આજ્ઞા જ મોક્ષનો અદ્વિતીય માર્ગ છે, આચરણ કરેલી ( અંગીકાર કરેલી ) આજ્ઞા જ ચારિત્ર છે અને આજ્ઞા જ સંસારનો નાશ કરનારી છે. ૧.

**કોની આજ્ઞામાં શંકા ન કરવીઃ—**

सती पत्युः प्रभोः पत्तिर्गुरोः शिष्यः पितुः सुतः ।
आदेशे संशयं कुर्वन्, खण्डयत्यात्मनो व्रतम् ॥२॥

उपदेशप्रासाद, भाग १, पृ. १८३. (प्र स. )*

સતી સ્ત્રી જો પોતાના પતિની આજ્ઞામાં સંશય કરે, સેવક પ્રભુની ( સ્વામીની ) આજ્ઞામાં સંશય કરે શિષ્ય ગુરુની આજ્ઞામાં અને પુત્ર પિતાની આજ્ઞામાં સંશય કરે તો તેઓએ પોતાના વ્રતનું ખંડન કર્યું છે એમ જાણવું. ૨.



## विवेक ( ९४ )

### વિવેક મહિમાઃ—

विवेकः परमो धर्मो विवेकः परमं तपः ।
विवेकः परमं ज्ञानं, विवेको मुक्तिसाधनं ॥ १ ॥

વિવેક જ શ્રેષ્ઠ ધર્મ છે, વિવેક જ ઉત્તમ તપ છે, વિવેક જ ઉત્તમ જ્ઞાન છે અને વિવેક જ મોક્ષનું સાધન છે. ૧.

### આપવા તથા લેવાનો વિવેકઃ--

न ग्राह्यानि त देयानि, वस्तूनि षड् विवेकिना ।
अग्निर्मधु विषं शस्त्रं, मद्यं मासं तथैव च ॥ २ ॥

દેવતા, મધ, ઝેર, શસ્ત્ર, દારુ, અને માંસ; એ છ વસ્તુ વિવેકી પુરુષે આપવી નહિ અને લેવી પણ નહિ. ( કારણકે આ વસ્તુઓથી પાપનું પોષણ થાય છે. ) ૨.

### વિવેકીનું કાર્યઃ—

शास्त्रं बोधाय दानाय, धनं धर्माय जीवितम् ।
कायः परोपकाराय, धारयन्ति विवेकिनः ॥ ३ ॥

धर्मकल्पद्रुम, पृ०९४, श्लो० ९. (प्र. स. )

વિવેકી માણસો શાસ્ત્રને બોધ ( જ્ઞાન ) માટે ધારણ કરે છે, ધનને દાન દેવા માટે ધારણ કરે છે, જીવિતને ધર્મ કરવા માટે ધારણ કરે છે અને શરીરને પરોપકાર કરવા માટે ધારણ કરે છે. ૩.

## વિવેક વગર નકામું:—

विश्वाः कलाः परिचिता यदि तास्ततः किं,
तप्तं तपो यदि तदुग्रतरं ततः किम् ? ।
कीर्तिः कलङ्कविकला यदि सा ततः किं,
अन्तर्विवेककलिका यदि नोल्ललास ? ॥ ४ ॥

वैराग्यशतक ( पद्मानन्द ), શ્લો० ८९.

જો હૃદયમાં વિવેકની કલિકા વિકાસ પામી ન હોય તો કદાચ સમગ્ર કળાઓ પરિચિત કરી-ગ્રસણ કરી તેથી શું ફળ ? કદાચ અતિ ઉગ્ર તપસ્યા કરી તેથી શું ફળ ? અને કલંક રહિત-નિર્મળ કીર્તિ જગતમાં ફેલાવી તેથી શું ફળ ? ( વિવેક વિના આ સર્વ નિષ્ફળ છે. ) ૪.

## વિવેક વિનાના પશુ:—

निद्राऽऽहारो रतं भीतिः, पशूनां च नृणां समम् ।
विवेकान्तरमत्रास्ति, तं विना पशवः स्मृताः ॥ ५ ॥

નિદ્રા, આહાર, મૈથુન અને ભય; આ ચાર બાબત પશુઓને અને મનુષ્યોને સમાન જ છે. તેમાં માત્ર એક વિવેકનું જ અંતર છે એટલે કે મનુષ્યમાં એક વિવેક જ અધિક છે, તેથી તે વિવેક વિનાના મનુષ્યોને પશુ જ કહ્યા છે. ૫.

## વિવેકનું ફળ:—

नन्दन्ति मन्दाः श्रियमाप्य नित्यं,
परं विषीदन्ति विपद्गृहीताः ।

विवेकदृष्ट्या चरतां जनानां,
श्रियो न किञ्चिद्विपदो न किञ्चित् ॥ ६ ॥

મૂઢ માણસો લક્ષ્મીને પામીને નિરંતર આનંદ પામે છે અને તેઓ વિપત્તિમાં આવી પડે ત્યારે અત્યંત ખેદ પામે છે. પરંતુ વિવેકદૃષ્ટિએ વિચરનારા પુરુષોને તો લક્ષ્મી પણ કાંઈ હિસાબમાં નથી અને વિપત્તિ પણ કાંઈ હિસાબમાં નથી. (એટલે કે લક્ષ્મી આનંદ આપતી નથી અને વિપત્તિ ખેદ કરાવતી નથી. ) ૬.

चरन्तो न स्खलन्त्येव, कलिध्वान्तेऽपि कोविदाः ।
विवेको गुरुवत्सर्वं, कृत्याकृत्यं प्रकाशयेत् ॥ ७ ॥

પંડિતો કલિકાળરૂપી અંધકારમાં ચાલતા છતાં પણ ઠોકર ખાતા નથી. કેમકે તેમની પાસે રહેલો વિવેક ( વિવેકરૂપી દીવો) ગુરુની જેમ કાર્ય અને અકાર્યને પ્રકાશિત કરે છે. ૭.

**પૂજ્ય અપૂજ્ય અવિવેક ફળઃ—**

अपूज्या यत्र पूज्यन्ते, पूज्यानां तु विमानना ।
त्रीणि तत्र प्रवर्तन्ते, दुर्भिक्षं मरणं भयम् ॥ ८ ॥

जैनपञ्चतन्त्र, पृ. २०९. श्लो० १७३.

જ્યાં અપૂજ્યની પૂજા થતી હોય અને પૂજ્યોનું અપમાન થતું હોય, ત્યાં દુકાળ, અકાળ મરણ અને ઉપદ્રવાદિકના ભય; આ ત્રણ બાબત પ્રાપ્ત થાય છે. ૮.





## गर्व (९५)

ખોટો ગર્વ:—

अहं कर्ता च हर्ताऽहं, सगुणोऽहमहं धनी ।
कोऽहमित्येव तावत् त्वं, जीव ! नो वेत्सि तत्त्वतः ॥१॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग. २, श्लो० ६६४.

હું કર્તા છું, હર્તા છું, ગુણસંપન્ન છું, ધનવાન છું (એવું અભિમાન રહે છે), પણ હે જીવ ! હું કોણ છું એ ખરી રીતે તેં જાણ્યું નથી. ૧.

સાચો ગર્વ:—

आपद्व्यापादिता नैव, जरा नो जर्जरीकृता ।
न मृत्युर्निहतो जीव ! गर्वं कुर्वन् न लज्जसे ? ॥ २ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० ६१३.

આપત્તિનો નાશ કર્યો નથી, વૃદ્ધાવસ્થા મટાડી નથી, મૃત્યુનો અંત આણ્યો નથી; છતાં હે જીવ ! તું ગર્વ કરતાં શરમાતો નથી ? (ખરો ગર્વ તો આ બધાના નાશમાં જ છે.) ૨.

મનસ્વીની ભાવના:—

न वै ताडनात् तापनाद् वह्निमध्ये,
न वै विक्रयात् क्लिश्यमानोऽहमस्मि ।
सुवर्णस्य मे मुख्यदुःखं तदेकं,
यतो मां जना गुञ्जया तोलयन्ति ॥ ३ ॥

भागवत, स्कन्ध ६, श्लो० ५८.

સુવર્ણ કહે છે કે-હથોડાના તાડનથી હું કલેશ પામતો નથી, અગ્નિમાં તપાવવાથી હું કલેશ પામતો નથી અને વેચાવાથી પણ હું કલેશ પામતો નથી; પરંતુ સુવર્ણરૂપ એવા મને તે એક જ મોટું દુઃખ છે કે જે લોકો મને ગુંજા (ચણોઠી)ની સાથે તોળે છે. ૩.

मनस्वी म्रियते कामं, कार्पण्यं न तु गच्छति ।
अपि निर्वाणमायाति, नानलो याति शीतताम् ॥ ४ ॥

સત્ત્વાભિમાની પુરુષ ભલે મરી જાય પણ તે દીનપણાને કદી પણ પામતો નથી. જેવી રીતે કે અગ્નિ શાંત થઇ જાય એ બહેતર છે પણ તે કદી પણ ઠંડાપણાને પ્રાપ્ત નથી જ થતો. ૪.

મનસ્વીને સુખ-દુઃખ સરખાં:—

क्वचित् पृथ्वीशय्यः क्वचिदपि च पर्यङ्कशयनः,
क्वचिच्छाकाहारः क्वचिदपि च शाल्योदनरुचिः ।
क्वचित् कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो
मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥५॥

नीतिशतक(भर्तृहरि), श्लो०७३.

કાર્ય કરવાના જ પ્રયોજનવાળો મનસ્વી પુરુષ કોઇ વખત પૃથ્વી પર શયન કરે છે તો કોઇ વખત પલંગ ઉપર સૂવે છે, કોઇ વખત કેવળ શાકનો જ આહાર કરે છે તો કોઇ વખત દાળભાત વગેરે ખાય છે, કોઇ વખત કંથા-ફાટેલું વસ્ત્ર ધારણ કરે છે તો કોઇ વખત દિવ્ય-સુંદર વસ્ત્રને ધારણ કરે છે; અર્થાત્ તે સુખ કે દુઃખને ગણતો નથી. ૫.

# पवित्रता (९६)

## પવિત્રતાનું સ્વરૂપઃ—

अभक्ष्यपरिहारश्च, संसर्गश्चाप्यनिन्दितः ।
स्वधर्मे च व्यवस्थानं, शौचमित्यभिधीयते ॥ १ ॥

અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ, અનિંદિત અર્થાત્ ઉત્તમ પુરુષોનો સંસર્ગ—સમાગમ તેમજ પોતાના ધર્મમાં સ્થિર રહેવું તે શૌચ—પવિત્રતા કહેવાય છે. ૧.

## કોણ ક્યારે પવિત્રઃ—

शुद्धं भूमिगतं तोयं, शुद्धा नारी पतिव्रता ।
शुचिः क्षेम करो राजा, सन्तुष्टो ब्राह्मणः शुचि ॥ २ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ८, श्लो० १६.

પૃથ્વી પર રહેલું પાણી પવિત્ર છે, પતિવ્રતા સ્ત્રી પવિત્ર છે, પ્રજાનું પાલન કરનાર રાજા પવિત્ર છે અને સંતોષી બ્રાહ્મણ પવિત્ર છે. ૨.

शुचि भूमिगतं तोयं, शुचिर्नारी पतिव्रता ।
शुचिर्धर्मपरो राजा, ब्रह्मचारी सदा शुचिः ॥ ३ ॥

श्राद्धपतिक्रमणवृत्ति, पृ० ३०. (दे. ला.)*

પૃથ્વી પર રહેલું જળ પવિત્ર છે, પતિવ્રતા સ્ત્રી પવિત્ર છે, ધર્મિષ્ઠ રાજા પવિત્ર છે અને બ્રહ્મચારી સદા પવિત્ર છે. ૩.

શું શાથી પવિત્ર થાયઃ—

वपुः पवित्रीकुरु तीर्थयात्रया,
चित्तं पवित्रीकुरु धर्मवाञ्छया ।
वित्तं पवित्रीकुरु पात्रदानतः,
कुलं पवित्रीकुरु सच्चरित्रतः ॥ ४ ॥

उपदेशग्रन्थमाला, पृ० २४१.

હે જીવ ! તું તીર્થયાત્રાવડે શરીરને પવિત્ર કર, ધર્મની વાંછાવડે ચિત્તને પવિત્ર કર, પાત્રને વિષે દાન દઈને ધનને પવિત્ર કર તથા સદાચારનું આચરણ કરવાથી કુળને પવિત્ર કર. ૪.

सत्यपूतं वदेद्वाक्यं, वस्त्रपूतं पिबेज्जलम् ।
दृष्टिपूतं न्यसेत्पादं, मनःपूतं समाचरेत् ॥ ५ ॥

मनुस्मृति, उत्तरभाग, श्लो० ८७.

સત્યથી પવિત્ર થયેલું વચન બોલવું, વસ્ત્રથી પવિત્ર કરેલું (ગળેલું) પાણી પીવું, દૃષ્ટિથી પવિત્ર કરેલી એટલે કે બરાબર તપાસેલી ભૂમિ પર પગ મૂકવો અને મનથી પવિત્ર કરેલું-વિચારપૂર્વક કાર્ય કરવું. ૫.





# चिन्ता (१७)

**ચિંતાના પ્રકારઃ—**

उत्तमा ह्यात्मचिन्ता च, मोहचिन्ता च मध्यमा ।
अधमा कामचिन्ता च, परचिन्ताऽधमाधमा ॥ १ ॥

उपदेशप्रासाद, भाग १, पृ. ११३ *

પોતાના આત્માની ચિંતા કરવી (વિચાર કરવો) તે ઉત્તમ છે, મોહની (સાંસારિક સ્ત્રી, ધન વગેરેની) ચિંતા કરવી તે મધ્યમ છે, કામવિષયની ચિતા કરવી તે અધમ છે અને પરની ચિંતા કરવી તે અધમમાં પણ અધમ છે. ૧.

**પારકી ચિંતા તજવીઃ—**

कार्यं च किं ते परदोषदृष्ट्या, कार्यं च किं ते परचिन्तया च ? ।
वृथा कथं खिद्यसि बालबुद्धे !, कुरु स्वकार्यं त्यज सर्वमन्यत् ॥२॥

हृदयप्रदीप, श्लो० १२.

બીજાના દોષ જોવાથી તારે શું કામ છે? અને બીજાની ચિંતા કરવાથી તારે શું કાર્ય છે? માટે હે બાળબુદ્ધિવાળા! ફોગટ શા માટે તું ખેદ કરે છે? તું તારું પોતાનું જ કાર્ય કર અને બીજું સર્વ તજી દે! ૨.

शोचन्ति स्वजनानन्तं, नीयमानान् स्वकर्मभिः ।
नेष्यमाणं तु शोचन्ति, नात्मानं मूढबुद्धयः ॥ ३ ॥

योगशास्त्र, प्रकाश ४, श्लो० ६३.

મૂઢ બુદ્ધિવાળા લોકો પોતપોતાનાં કર્મોવડે મરણ પામતા સ્વજનનો શોક કરે છે, પરંતુ પોતાને પણ (એ કર્મો લઈ જશે તેને માટે જરા પણ શોક કરતા નથી! ૩.

# इच्छा (१८)

કોણ શું ઇચ્છે:—

मक्षिका व्रणमिच्छन्ति, धनमिच्छन्ति पार्थिवाः ।
नीचाः कलहमिच्छन्ति, शान्तिमिच्छन्ति साधवः ॥ १ ॥

लघुचाणक्यनीति, अ० ५, श्लो० ११.

માખીઓ વ્રણ-ઘાવને ચાહે છે, રાજાઓ ધનને ઇચ્છે છે, નીચ પુરુષો કલહ-કજીઓ માગે છે અને સાધુજનો શાંતિની વાછા રાખે છે. ૧.

दुर्भिक्षोदयमन्नसङ्ग्रहपरः पत्युर्वधं बन्धकी,
ध्यायत्यर्थपतेर्भिषग् गदगणोत्पातं कलिं नारदः ।
दोषग्राहिजनश्च पश्यति परच्छिद्रं छलं शाकिनी,
निष्पुत्रं म्रियमाणमाढ्यमवनीपालो हहा! वाञ्छति॥२॥

कुमारपालप्रबन्ध, पत्र ८१.

અનાજ સંઘરનાર દુકાળ ઇચ્છે છે, છીનાળ સ્ત્રી પોતાના ભર્તારનો વધ ઇચ્છે છે, વૈદ્ય-ડૉકટર પૈસાદારને વ્યાધિ-સમૂહનો ઉપદ્રવ ઇચ્છે છે, નારદ કલેશ-કંકાસ ઇચ્છે છે, દોષને ગ્રહણ કરનારો માણસ પારકાનાં છિદ્ર દેખે છે, શાકિની છળ શોધ્યા કરે છે અને અરેરે! રાજા પણ લક્ષ્મીવંતને પુત્ર વગરનો-વાંઝીયો મરે તેમ ઇચ્છે છે. ૨.

ઇચ્છા-સહન ફળઃ—

दुःखं यथा बहुविधं सहसेऽप्यकामः,
कामं तथा सहसि चेत्करुणाऽऽदिभावैः ।
अल्पीयसापि तव तेन भवान्तरे स्या-
दात्यन्तिकी सकलदुःखनिवृत्तिरेव ॥३॥

अध्यात्मकल्पद्रुम, अधिकार १०, पृ. १२६, श्लो० १८.

વગર ઇચ્છાએ જેમ તું બહુ પ્રકારનાં દુઃખો સહન કરે છે તેમજ જો તું કરુણાદિક ભાવનાથી ઇચ્છાપૂર્વક થોડાં પણ દુઃખો સહન કરીશ તો ભવાંતરે હમેશાને માટે સર્વ દુઃખોની નિવૃત્તિ થશે જ. ૩.

લાલચ : દુઃખકારણઃ—

किमिह परमसौख्यं निःस्पृहत्वं यदेत-
त्किमथ परमदुःखं सस्पृहत्वं यदेतत् ।
इति मनसि विधाय त्यक्तसङ्गाः सदा ये,
विदधति जिनधर्मं ते नराः पुण्यभाजः ॥ ४ ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० १४.

આ જગતમાં જો આ નિઃસ્પૃહપણું હોય તો તેનાથી બીજું મોટું સુખ શું છે? અને જો આ સ્પૃહાસહિતપણું હોય તો તેનાથી બીજું મોટું દુઃખ શું છે? (નિઃસ્પૃહતા એટલે સંતોષ જ મોટામાં મોટું સુખ છે અને સ્પૃહાસહિતપણું એટલે અસંતોષ (લોભ) જ મોટામાં મોટું દુઃખ છે.) આ પ્રમાણે મનમાં વિચારીને સદા સંગનો ત્યાગ કરી, જેઓ જિનધર્મને ધારણ કરે છે-આદરે છે તે પુરુષો પુણ્યશાળી-પુણ્યવંત છે. ૪.

## भय (३९)

કયાં સુધી ભય રાખવો.—

तावद्भयात् तु भेतव्यं, यावद्भयमनागतम् ।
आगतं तु भयं दृष्ट्वा, प्रहर्तव्यमशङ्कितैः ॥ १ ॥

कर्मपुराण, स्कन्ध ६, अध्याय १६, श्लो० २३.

જયાંસુધી ભય આવ્યો ન હોય ત્યાંસુધી તે ભયની બીક રાખવી-તેનાથી ચેતીને ચાલવું; પરંતુ પ્રાપ્ત થયેલા ભયને જોઇને શંકા રહિત પ્રહાર કરવો-ભયની સામા થવું. ૧.

નિર્ભય કોણ:—

यो धर्मशीलो जितमानरोषी(षो),
विद्याविनीतो न परोपतापी ।
स्वदारतुष्टः परदारवर्जी,
न तस्य लोके भयमस्ति किञ्चित् ॥ २ ॥

જે ધર્મનું આચરણ કરતો હોય, જેણે માન તથા ક્રોધ જીત્યા હોય, જે વિદ્યાવડે વિનયને પામેલો હોય, જે અન્ય પ્રાણીને સંતાપ કરતો ન હોય, જે પોતાની સ્ત્રીથી જ સંતોષી હોય અને જેણે પરસ્ત્રીનો ત્યાગ કર્યો છે તેવા પુરુષને આ જગતમાં કાંઇ પણ ભય નથી. ૨.



## प्रतिज्ञा (१००)

**પ્રતિજ્ઞાનું મહત્ત્વ:—**

सद्भिस्तु लीलया प्रोक्तं, शिलालिखितमक्षरम् ।
असद्भिः शपथेनापि, जले लिखितमक्षरम् ॥ १ ॥

સજ્જનોએ રમતમાત્રમાં પણ જે વચન કહ્યું હોય તે શિલા ઉપર કોતરેલા અક્ષર જેવું નિશ્ચળ હોય છે, અને દુર્જનોએ સોગન–પ્રતિજ્ઞાપૂર્વક જે વચન કહ્યું હોય તે પાણીમાં લખેલા અક્ષર જેવું અસ્થિર–ચંચળ–વ્યર્થ છે. ૧.

**ઉત્તમ પ્રતિજ્ઞા ન છોડે:—**

लज्जां गुणौघजननीं जननीमिवार्या-
मत्यन्तशुद्धहृदयामनुवर्तमानाः ।
तेजस्विनः सुखमसूनपि सन्त्यजन्ति,
सत्यस्थितिव्यसनिनो न पुनः प्रतिज्ञाम् ॥ २ ॥

सूत्रकृताङ्गसूत्र, पृ० ६३, गाथा ८ नो टीकामां+

માતાની જેમ ગુણોના સમૂહને ઉત્પન્ન કરનારી, ઉત્તમ અને અત્યંત શુદ્ધ હૃદયવાળી લજ્જાને અનુસરનારા તેજસ્વી પુરુષો સુખે કરીને પ્રાણોનો ત્યાગ કરે છે, પરંતુ સત્ય સ્થિતિના વ્યસનવાળા તેઓ પ્રતિજ્ઞાનો ત્યાગ કરતા નથી. ૨.

**પ્રતિજ્ઞા પાલનફળ:—**

धेनूनां तु शतं दत्वा, यत्फलं लभते नरः ।
तस्मात्पुण्यं कोटिगुणं, प्रतिज्ञापालने द्विज ! ॥ ३ ॥

पद्मपुराण, खण्ड ३, अध्याय २६, श्लो० ४

હે બ્રાહ્મણ ! મનુષ્ય સો ગાયો આપીને જે પુણ્ય મેળવે તેના કરતાં પ્રતિજ્ઞા પાળવાથી કોટિગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. ૩.

[ समाप्तोऽयं श्रीसुभाषित–पद्य–रत्नाकरस्य तृतीयो भागः ]

## સુભાષિત-પદ્ય-રત્નાકરના ભાગ ૧-૨ માટે મળેલા કેટલાક અભિપ્રાયો.

### વિદ્વાનોના અભિપ્રાયો.

**ઇતિહાસતત્ત્વવેત્તા મુનિમહારાજ શ્રીકલ્યાણવિજયજી મહારાજ.**

"સુભાષિત-પદ્ય-રત્નાકર" નો પ્રથમ ભાગ ઉપલક દૃષ્ટિએ જોઈ ગયો છું. તમારો આ ગ્રંથ ખરે જ વ્યાખ્યાતા અને વક્તાઓને માટે ઉપયોગી નિવડશે. શ્લોકોનાં સ્થળ અને અંકો આપીને તો તમોએ આને ઘણો જ ઉપયોગી બનાવી દીધો છે, કારણ કે કોઇ પણ પ્રમાણ તરીકે ઉચ્ચારેલ પદ્ય કયા ગ્રંથનું છે?-તે જાણવાની પ્રાય. દરેક શ્રોતાની જિજ્ઞાસા હોય છે, જે આ પદ્ધતિના ગ્રંથોથી જ પૂરી કરી શકાય. તમારી આ પ્રવૃત્તિ અવશ્ય અનુમોદનીય છે."



**ન્યાયવિશારદ, ન્યાયતીર્થ મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજીમહારાજ,**

"તમારું પુસ્તક, તમારા ગુરુજી મહારાજના નામથી મોકલેલું, મળ્યું છે. લાંબે કાળે પણ તમારી તપસ્યા અવશ્ય ફળી છે પુસ્તક એની દિશામાં ઉપયોગી બનેલ છે. શ્લોકોની અકારાદિ અનુક્રમણિકા આપી હત તો ઠીક થાત. સાધુવર્ગમાં પુસ્તકનો લાવો સારો થવા સંભવ છે."



મહાગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરવર્ય, મુંબઈના માજી ચીફ જસ્ટીસ

દી. બા. **શ્રીમાન્ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

"...પુસ્તક જોઇ જતાં મુનિ શ્રી વિશાલવિજયજીના વિશાલ જ્ઞાનનો સહજ ખ્યાલ આવે છે. સંસ્કૃત સાહિત્યનું ઘણું ઊંડું જ્ઞાન હોય તો જ આવા બંધબેસતા શ્લોકો તેમાંથી તારવી કઢાય. જોડે ગુજરાતી ભાષાન્તર સરળ ભાષામાં આપવાથી પુસ્તક અવશ્ય ઉપયોગી ને લોકપ્રિય થઈ પડવા સંભવ છે."



ભાવનગર રાજ્યના લોકપ્રિય ન્યાયાધીશ,

શ્રીમાન્ એ. જે. સુનાવાલા સાહેબ, બી એ., એલએલ. બી.

"......આપની કલમથી લખાયેલો સુભાષિત–પદ્ય–રત્નાકરનો પહેલો ભાગ સેવકને મળી ગયો છે. સેવક ઘણો જ આભારી થયો છે સદ્ગત આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મસૂરિજીને પગલે ચાલી, તેમનો વિદ્વાન શિષ્ય–સમુદાય, સાહિત્ય–સેવામાં જે કીમતી ફાળો આપી રહ્યો છે, તે જોઈ આનંદ થાય છે. વિદ્વાનોને, ઉપદેશકોને, ધર્મઅભ્યાસીઓને અને સામાન્ય ગૃહસ્થોને પણ આ પુસ્તક ઉપયોગી છે, એટલું જ નહીં પરન્તુ આત્માની શાંતિ માટે એક અપૂર્વ સાધન છે. જુદા જુદા અનેક વિષયો સબંધે, જુદા જુદા શ્લોક કયા ગ્રંથમાંથી લેવામાં આવ્યા છે, તે વિશેની માહિતી, તે તે ગ્રંથના પૃષ્ઠ, અધ્યાય વગેરે સાથે આપવામાં આવેલ હોઇને, પુસ્તકની ઉપયોગિતામાં કીમતી વધારો થયો છે. વિષયોની ચુંટણી કરવામાં ભારે શ્રમ લીધેલો જોઈ શકાય છે. અનુવાદ સુંદર. સરળ. ભાષામાં, સામાન્ય વર્ગને પણ સમજ પડે તેવો છે. પુસ્તકના બીજા ભાગો જલદીથી બહાર પડો એવી પ્રાર્થના છે."



જૈન ઇતિહાસના ઊંડા અભ્યાસી,

બાબૂ પૂરણચંદજી નાહર એમ. એ, બી. એલ કલકત્તા.

"...प्रस्तुत (सुभाषित-पद्य-रत्नाकर) ग्रंथ की उपयोगिता और महत्त्व के विषय में अधिक लिखने की आवश्यकता नहीं। अनुक्रमणिका से ही ज्ञात होगा कि नाना विषयों पर जैन अजैन नाना ग्रंथों से ये श्लोक संग्रह किये गये हैं जिन में तत्त्वज्ञान विषय का ही बाहुल्य है। साहित्य में ऐसे ग्रंथ का अभाव था। इस संग्रह से उस अभाव की बहुत-सी पूर्ति होना संभव है और हमें केवल आशा ही नहीं परन्तु विश्वास है कि ग्रंथ का प्रचार होने से जैनेतर विद्वान् भी इसे काम में लावेंगे...।

"संग्रह" ग्रन्थकर्त्ता का विशाल ज्ञान और साहित्य-प्रेम का द्योतक है।"



અજમેરની ગવર્નમેંટ કૉલેજના પ્રોફેસર, શ્રીમાન્

પંડિત રામેશ્વર ગૌરીશંકર ઓઝા, એમ. એ.

"...मुनिराज श्री विशालविजयजी के प्रस्तुत (सुभाषित पद्य-रत्नाकर भाग १ के) संकलन में कतिपय उल्लेखनीय विशेषताएँ हैं। इस पुस्तक में धार्मिक तथा व्यावहारिक जीवन के भिन्न भिन्न उपयोगी विषयों के उत्कृष्ट श्लोकों का उत्तम रीति से सानुवाद संकलन किया गया है। यह पुस्तक वक्ता और वाचक दोनों के लिए पूर्ण उपयोगी है। × × × अब तक प्रकाशित अन्य सुभाषित संग्रहों में एक एक विषय के श्लोकों का संग्रहमात्र किया गया है, किन्तु इस में प्रत्येक मुख्य विषय के अवान्तर विषयों के उत्तमोत्तम श्लोकों का सशीर्षक संकलन हुआ है। पहले के संकलन कर्त्ताओं ने

वैदिक धर्मावलंबियों के ग्रंथों को ही प्रधानता दी है, परन्तु इस के विद्वान् संकलन कर्त्ता ने जैन अथवा जैनेतर के भाव को छोड कर समदर्शिता का परिचय दिया है। इसके सिवा संगृहीत पद्यों का उत्तम गुजराती अनुवाद और उनके मूल स्थान के निर्देश से इस पुस्तक का महत्त्व कई गुना बढ गया है। ऐसे उत्तम पद्य-संग्रह को प्रस्तुत करने के लिये विशालविजयजी महाराज समस्त विद्वद्वर्ग के साधुवाद के पात्र हैं। कहना न होगा कि जब पद्यरत्नाकर के चारों भाग प्रकाशित हो जायेंगे तब भारतीय साहित्य के विचार-दोहन के रूपमें इनका अपूर्व स्थान होगा × × ×।"



જૈન ઇતિહાસના પ્રસિદ્ધ અભ્યાસી, **પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી, વડાદરા.**

"...આપની લાંબા વખતની ઇચ્છા અને પ્રયત્નના ફળરૂપે 'સુભાષિત-પદ્ય-રત્નાકર' ભા. ૧ ની ૧ બુક મને ભેટ મોકલાવી તે સાભાર સ્વીકારું છું. આપના પ્રગતિમાન પ્રથમ પ્રકાશ સામે આપની પ્રતિકૃતિનાં પણ દર્શન થયાં એથી વિશેષ લાભ અને આનન્દ..."



જૈન શિલ્પ અને સ્થાપત્યના જાણકાર **પંડિત ભગવાનદાસ જૈન જયપુર.**

"...આપને સંગૃહીત સુભાષિત-પદ્ય-રત્નાકર આદ્યંત જોઇ ગયો છું. પ્રત્યેક વિષયના ક્રમવાર અનેક શ્લોકો, ગ્રંથોના પુરાવા પૂર્વક ભાષાન્તર સાથે હોવાથી જનતાને ઘણો જ ઉપયોગી છે. તેમાં ઉપદેશકોને તો ખાસ સંગ્રહ કરવા લાયક છે. આવા અપૂર્વ ગ્રંથરત્નનું સંપાદન કરી જનતાને આપે અપૂર્વ લાભ આપ્યો છે, તે માટે આપ ખરેખર ધન્યવાદને પાત્ર છો..."



ન્યાયતીર્થ, વિદ્યાભૂષણ, પંડિત

ઈશ્વરલાલજી જૈન, વિશારદ, હિન્દીરત્ન, ગુજરાનવાલા.

પહેલા ભાગનો અભિપ્રાય.

" सुभाषित-पद्य-रत्नाकर " को आद्योपान्त पढ़ा, इस सर्वाङ्गसुन्दर पुस्तक के सम्बन्ध में क्या लिखूं ? यह पुस्तक उपदेशक, प्रचारक, व्याख्यानदाता एवं साधारण व्यक्तियों के लिये बड़ा उपयोगी है। इस अमूल्य संग्रह को प्रकाशित करा के मुनिराजश्री ने मानवसमाज का विशेष उपकार किया है। यद्यपि सुभाषितसंग्रह की ओर बहुत-सी पुस्तकें विद्यमान हैं, पर मैं इस की विशेषताओं पर मुग्ध हूं। संस्कृत न जाननेवाले भी इससे पूरापूरा लाभ उठा सकते हैं। जैन विद्वानों एवं उपदेशकों के लिये यह विशेष उपयोगी है, क्योंकि इस में जैनधर्म सम्बन्धी ( जिन बातों का हम अजैनों में प्रचार करते हैं ) सभी विषय विद्यमान है। श्लोकों का विषयविभाग बड़े परिश्रम से किया गया है। प्रत्येक श्लोक के ग्रन्थ एवं अध्याय और पृष्ठ आदि का सङ्केत आधुनिक नवीन पद्धति के अनुसार उपयोगी एवं बहुत अधिक लाभप्रद सिद्ध होगा। मेरा विश्वास है कि इस ग्रन्थ से विद्वानों का मनोरञ्जन तो होगा ही, साथ ही उन्हे पूर्ण सन्तोष भी होगा। संग्राहक मुनिराज इस साहित्यसेवा के लिये धन्यवाद के पात्र हैं। इस पुस्तक का जैनसमाज में ही नहीं, प्रत्युत जैनेतर समाज में भी पूरापूरा आदर होगा। छपाई, सफाई, कागज और बाइंडिंग आदि सभी उत्तम हैं। चार सौ पृष्ठों के दलदार ग्रन्थ का मूल्य १-४-० भी अधिक नहीं। मेरे हिन्दीभाषी भाई भी इस पुस्तक का रसास्वादन करें, इस अभिलाषा से इसका हिन्दी संस्करण भी प्रकाशित करने के लिये प्रार्थना करूंगा। मुझे इस संग्रह के अध्ययन से पूर्ण विश्वास हुआ है कि इस के आगामी भाग इससे भी अधिक उपयोगी होंगे। इतिशम्।"

બીજા ભાગનો અભિપ્રાય.

'सुभाषित-पद्य-रत्नाकर' का दूसरा भाग देखकर अत्यन्त हर्ष हुआ। इसमें सन्देह नहीं कि दूसरा भाग भी पहिले भाग की तरह पूर परिश्रम और विशाल अध्ययन का परिणाम है। एक दृष्टि से दूसरे भाग का महत्त्व अधिक है, क्योंकि इस में जैनधर्म से सम्बन्ध रखनेवाले सभी महत्त्वपूर्ण विषय आ गये हैं। मेरी तीव्र अभिलाषा है कि ऐसे उपयोगी ग्रंथ का हिन्दी संस्करण भी कोई संस्था प्रकाशित करे, जिससे अन्य प्रान्तों के लोग भी इससे पूरा लाभ ले सकें। इस पुस्तक की छपाई, कागज और बाइंडिंग सभी सुंदर हैं। संग्राहक और अनुवादक स्वनामधन्य मुनिराज श्रीविशालविजयजी महाराज तथा इस ग्रंथ की प्रकाशन संस्थाने जैन एवं जैनेतर समाज के लिये ऐसा साहित्य का प्रकाशन कर बड़ा उपकार किया है। और उनको हमें अवश्य धन्यवाद देना चाहीए।"



સેક્રેટરી "શ્રી જૈન જ્ઞાન મંદિર" વિજાપુર, (ગુજરાત)

"સુભાષિત ગ્રન્થોનાં ભાષાન્તરોમાં આપનો પ્રયાસ સ્તુત્ય છે. આવી જ રીતે બીજા ગ્રંથો આપના તરફથી પ્રકટ થશે એમ ઇચ્છીએ છીએ."



શ્રીયુત કનૈયાલાલ ભાઈશંકર દવે, પાટણ (ગુજરાત).

"...આપશ્રીએ અનેક ધર્મગ્રંથોમાંથી વીણી વીણીને આવો મોટો સંગ્રહ પ્રગટ કરાવીને લોક-કલ્યાણના સાધનનું સોપાન બનાવ્યું છે, તે ઘણું જ સ્તુત્ય કર્યું છે. આપશ્રીના બીજા ભાગો પણ આટલા જ પૂર્ણાદરને પામો, એવી સદા અભિલાષા છે..."

# પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાયો.

### પહેલા ભાગનો અભિપ્રાય.

"It seems to be a most admirable collection of precepts."

—Dr. H. M. Johnson.

[ આ એક બહુ જ વખાણવા યોગ્ય ઉપદેશોનો સંગ્રહ હોય એમ લાગે છે. ડો. એચ એમ. જોહન્સન ]

### બીજા ભાગનો અભિપ્રાય.

It seems to me to contain a very excellent and useful selection.

—Dr. H. M. Johnson.

[ મને લાગે છે કે આમા બહુ જ સુંદર અને ઉપયોગી સંચય કરવામાં આવ્યો છે. —ડો. એચ. એમ. જોહન્સન ]



"The book which I regard as a very fine and useful collection of सुभाषित's testifying to the wide reading, sound literarly taste and great erudition of its author. It thus forms an admirable and complete illustration of the principal tenets of Jain religion." —Dr L. Alsdorf.

[આ પુસ્તક, કે જેને હું સુભાષિતના એક અતિ સુંદર અને ઉપયોગી સંગ્રહ તરીકે માનું છું, તે તેના કર્તાનાં વિશાળ વાચન, ઊંડી સાહિત્યરસિકતા અને મોટી વિદ્વત્તાની ખાત્રી આપે છે. આ પ્રમાણે એ ( સગ્રહ ) જૈનધર્મના મુખ્ય સિદ્ધાંતોના, પ્રશંસાને યોગ્ય અને સપૂર્ણ ઉદાહરણરૂપ બનેલ છે.

—ડો. એલ. અલ્સડોર્ફ.]



"I find the book interesting"
—Dr. F. W. Thomas.

[મને આ પુસ્તક સરસ લાગે છે. ડૉ. એફ. ડબ્લ્યુ. થોમસ.]



## વર્તમાનપત્રો અને સામયિકોના અભિપ્રાયો.

### "મુંબઈ સમાચાર" [મુંબઈનું પ્રસિદ્ધ દૈનિક પત્ર]

#### પહેલા ભાગનો અભિપ્રાય

શ્રી વિશાળવિજયજીને પોતાના અભ્યાસ અને વાંચન દરમ્યાન જે સુંદર લાગ્યું તેનો તેમણે સંગ્રહ કર્યો છે. એ સંગ્રહમાં લગભગ ૪૦૦૦ જેટલા સુભાષ્યો હોવાનું જણાવવામાં આવે છે. તેમાંથી થોડાક ચુંટી કહાડી, તેનો સગ્રહ કરી મૂળ તેમજ ગુજરાતી ભાષાંતર આ પુસ્તકમાં આપવામા આવ્યાં છે. એ સુભાષિતને અહિંસા, દયા, અભયદાન, સત્ય, શીલ, બ્રહ્મચર્ય એમ લગભગ ૫૪ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યાં છે. દરેક શ્લોક ક્યાંથી લેવામાં આવ્યો છે તે પણ જણાવવામાં આવ્યું છે.

તા. ૫-૧૦-૩૫

#### બીજા ભાગનો અભિપ્રાય.

પોતાનાં જ્ઞાન, વિદ્વત્તા અને વાંચનનો લાભ બીજાઓને આપનાર ઘણા ઓછા છે અને એવા બ્રાહ્મણો વિષે કહેવાય છે કે તેઓ બીજે અવતાર બ્રહ્મરાક્ષસ તરીકે જન્મે છે. મુનિમહારાજ શ્રીવિશાલવિજયજી એ ઠપકામાંથી મુક્ત રહી શકે તેમ છે. તેઓ સ્વર્ગસ્થ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીના પ્રશિષ્ય છે અને એ સમુદાયના મુનિમહારાજોની માફક જનસેવામાં માને છે. તેઓ બીજાઓની માફક કુથલા કે નિંદામાં પડતા નથી. શ્રી વિશાલવિજયજી મહારાજે પોતાના વિશાળ વાંચનને પરિણામે કેટલાક

શ્લોકોનો સંગ્રહ કરી રાખ્યો હતો તેનો એક ભાગ અત્યાર અગાઉ પ્રગટ થઈ ગયો છે. તેનો બીજો ભાગ હમણાં બહાર પડ્યો છે. તેમણે પોતે સંગ્રહેલા શ્લોકો સુભાષિત તરીકે જાળવી રાખવા જેવા છે. વળી તેમણે દરેક શ્લોકની નીચે તેના અર્થ આપ્યા છે તેથી તેની ઉપયોગિતા વધે છે. ઉપદેશકો માટે આવો સંગ્રહ અગત્યનો છે. શ્લોકોને તેમણે જેમ ને તેમ ન આપતાં જુદા જુદા ભાગમાં વિષયવાર વહેંચી નાખ્યા છે. શ્રી વિશાળ-વિજયજી મહારાજે જણાવ્યું છે તેમ એ ગ્રંથને સુંદર પદ્ધતિસરનો અને શુદ્ધ બનાવવાનો યશ તેમના ગુરુ શ્રી જયંતવિજયજીને ફાળે જાય તે જોતાં તેમને સમર્પણ કરવામાં તેઓ વાજબી જ છે. આ પુસ્તક બાહેર પાડવામાં રાધનપુરવાસી અને મુંબઇના સોના-ચાંદીના જાણીતા વ્યાપારી શેઠ જીવણલાલ કેશરીચંદે સહાય કરી છે. શેઠ જીવણલાલને સહાય કરવા માટે અને પ્રકાશકોને તે મેળવવા માટે અભિનંદન ઘટે છે.    તા: ૩૧-૧૦-૩૬



"જૈન" [ જૈન સમાજનું જાણીતું સાપ્તાહિક પત્ર ]

આપણા નિત્ય વાંચન અને મનનમાં કેટલીક વખત મળી આવતા શ્લોકો ઘણા અર્થગંભીર અને મનનીય હોય છે આવા શ્લોકોની જો તારવણી કરવામા આવે તો સમય જતાં એ સંગ્રહ, માત્ર અભ્યાસીઓ, ઉપદેશકોને માટે જ નહિ પરંતુ આમ જનતાને માટે પણ બહુ જ ઉપયોગી નીવડે છે.

મુનિ શ્રી વિશાળવિજયજી મહારાજે પોતાના વાંચન અને અભ્યાસના પરિણામે આવો એક સંગ્રહ તૈયાર કર્યો હતો. રસિકોએ તે જોયો, તેની ઉપયોગિતા આંકી અને જનતાના હિતાર્થે પ્રકાશન માટે પ્રેરણા દર્શાવી. મુનિશ્રીને એ વસ્તુ રુચી અને પરિણામે આ બે ભાગો પ્રકાશમાં આવ્યા છે.

વાચકોની સરળતા માટે શ્લોકોને વિભાગવાર વહેંચી તેના પર મથાળા કરવામાં આવ્યા છે, તેમજ તે શ્લોક કયા ગ્રંથમાંથી

તારવવામાં આવ્યો છે તેની વિગત પણ આપવામાં આવી છે, એટલે કોઈ પણ વિષયનો અભ્યાસ કરવામાં આ સંગ્રહ વિપુલ વાચન ને મહેનત બચાવે છે. અને દરેક શ્લોકોનું ભાષાન્તર સાથે જ આપવામાં આવેલ હોવાથી ઓછા અભ્યાસવાળાઓને પણ એ એટલો જ ઉપયોગી સંગ્રહ છે.

એક એક ભાગમાં એક એક હજાર લગભગ શ્લોકો રજૂ કરવામાં આવ્યા છે અને અકારાદિ અનુક્રમ આપી સંગ્રહને બને તેટલો સરળ અને સ્પષ્ટ કરવામાં આવ્યો છે, એ પણ આ સંગ્રહની વિશિષ્ટતા છે.

આવું ઉપયોગી સાહિત્ય રજૂ કરવા બદલ તેના સંગ્રાહક મુનિ શ્રી વિશાળવિજયજી, પ્રેરક તથા સહાયક શાન્તમૂર્તિ શ્રી જયન્તવિજયજી મહારાજ તથા આર્થિક સહાયકોને અભિનંદન આપતા બાકીના ભાગો તરત પ્રગટ કરે એમ ઇચ્છીએ છીએ.

૧૯૯૩, માગશર શુદિ ૭.



" જૈન જ્યોતિ " [ પ્રસિદ્ધ જૈન સાપ્તાહિક પત્ર ]

જૈન સંસ્કૃત સાહિત્ય ઘણું જ વિશાળ છે. તેમાં નીતિ, ધર્મ, તત્ત્વજ્ઞાન, વ્યવહાર આદિ વિષયો પર લાખો શ્લોકોની રચના થયેલી છે, જેનું વાંચન અને મનન મનુષ્યને ઉચ્ચ જીવન પ્રતિ દોરવામાં નિમિત્તભૂત થાય તેમ છે. મુનિરાજ શ્રી વિશાળવિજયજીએ પોતાના અભ્યાસકાળ દરમ્યાન એકત્ર કરેલા ૪૦૦૦ જેટલા વિશાળ શ્લોકસંગ્રહને પુસ્તકાકારે સરસ અનુવાદ સહિત રજૂ કરવાનો નિર્ણય કર્યો છે જેમાંનો આ પ્રથમ ભાગ છે. આ ભાગમાં અહિંસા, હિંસા, સત્ય, અસત્ય, શીલ, મૈથુન ઈત્યાદિ ૫૪ વિષયો પરનો સંગ્રહ પદ્ધતિસર રજૂ કર્યો છે જે નવીન સાધુઓને તથા તે વિષયના અભ્યાસી ગૃહસ્થોને ઉપયોગી થઇ પડશે એમ અમે માનીએ છીએ.

તા. ૩૦-૧૧-૩૫

" ખેડા વર્તમાન " [ સાપ્તાહિક પત્ર ]

અત્યાર સુધીમાં ઉક્ત પુસ્તકના બે ભાગ બહાર પડી ચૂકયા છે. આ બન્ને ભાગોમાં સંસારના દરેક ધર્મ અને જ્ઞાતિના મનુષ્યોને આચરવા યોગ્ય, સર્વ ધર્મોના મહાન ગ્રંથોમાંથી તેનો નિતાર આ ગ્રંથમાં મૂળના શ્લોક સાથે ગૂજરાતી ભાષાંતર કરી આપવામાં આવ્યો છે અને જેના અધ્યયન અને મનનથી દરેક આત્મા આ સંસારમાંના ઇચ્છિત સુખને પામી આત્માને ઉચ્ચ ગતિએ લઈ જઈ શકે તેમ છે. સાથે સાથે અમારે કહેવું જોઇએ કે, આ પુસ્તક દોષ રહિત હોઈ તે દરેક ધર્મ યાને દરેક જ્ઞાતિના ભાઇઓએ વાંચી મનન કરવા યોગ્ય છે. મુનિરાજ શ્રી વિશાલવિજયજીએ આ પુસ્તકને લખવા માટે અથાક પરિશ્રમ ઉઠાવ્યો છે, એમ પુસ્તક વાચનાર સ્હેજે સમજી શકે તેમ છે. અમો દરેકને આ પુસ્તક વાંચવા ભલામણ કરીએ છીએ તા. ૨૪-૬-૩૬



" સમયધર્મ " [ પાક્ષિક પત્ર ]

આ પુસ્તકમાં ઘણા ઉપયોગી જુદા જુદા વિષયના સુભાષિત શ્લોકોનો સંગ્રહ કરવામાં આવેલ છે. સાથે ગુજરાતીમાં ભાષાંતર કરી પુસ્તકને સરળ બનાવવામાં આવેલ છે. સંગ્રાહકે પરિશ્રમ સારો સેવ્યો છે. શુદ્ધિ તરફ પણ સારું લક્ષ આપવામાં આવેલ છે. ભાષણ કરનારાઓને અને વ્યાખ્યાતાઓને આ પુસ્તક ઘણું ઉપયોગી છે. તા. ૬-૧૦-૩૫



"પુસ્તકાલય" [પુસ્તકાલય વિષયક પ્રસિદ્ધ માસિક પત્ર]

## પહેલા ભાગનો અભિપ્રાય.

શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાલાના ૨૭ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલા પ્રથમ ભાગમાં કર્તાએ જુદા જુદા પ્રમાણભૂત પુરાણો, સ્મૃતિઓ, ઇતિહાસો વગેરેમાંથી મૂળ સંસ્કૃત શ્લોકો આપી તેનો ગુજરાતી અનુવાદ બહુ સુંદર રીતે કર્યો છે. ચુંટણી પણ ઉત્તમ છે. કોઇ પણ ધર્મના અનુયાયીને અનુકૂળ થઇ પડે એવું આ પુસ્તક છે. કુલ ૫૫ વિષયો સંબંધી સુભાષિતોનો આમાં સમાવેશ છે આવાં પુસ્તકોનો પ્રચાર પુસ્તકાલયો દ્વારા સહેલાઇથી થઇ શકે. આશા છે કે આ પુસ્તકને યોગ્ય ઉત્તેજન મળશે જ. નવેમ્બર, ૧૯૩૫.

## બીજા ભાગનો અભિપ્રાય.

શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાલાના ૩૧ મા પુસ્તકરૂપે પ્રગટ થતો આ બીજો ભાગ મુનિરાજ શ્રી વિશાળવિજયજીએ જુદા જુદા ગ્રંથોના વાંચન તથા અવલોકન સમયે તેમાંથી શ્લોકો એકઠા કરી, ગોઠવી તેના અનુવાદ સહિત સંસ્કૃત ભાષા નહીં જાણનાર માટે મૂળ શ્લોકના ભાષાન્તર સહિત પ્રસિદ્ધ કર્યો છે. જૈનેતર ધર્મમાંથી પણ પુષ્કળ રત્નો સંગૃહીત કર્યાં છે. શ્લોકને અંતે તે ક્યાંથી લીધો છે તે મૂળ ગ્રંથનું નામ દર્શાવ્યું છે. હજુ બીજા બે ભાગો પ્રસિદ્ધ થવાના બાકી છે. મુનિરાજે બહુશ્રમે લોકકલ્યાણાર્થે આ રત્નો પ્રસિદ્ધ કરાવ્યાં છે. બધા ધર્મના અનુયાયીઓને એમાંથી ઉપયોગી તત્ત્વ મળી રહેશે.

વિષય પરત્વે વહેંચણી કરી છે અને દરેક વિષયમાં કેટલા શ્લોકો લીધા છે તે પણ અનુક્રમણિકામાં જણાવ્યું છે.

મૂલ્ય માફકસર છે. છપાઇ, ભાષાશૈલી, વગેરે શુદ્ધ છે. કાગલ પણ ઊંચી કોટીના છે. ધર્મપ્રેમી વાચકોવાળાં પુસ્તકાલયો જરૂર ખરીદે.. સભ્ય લોકોને પણ આમાથી જોવા જાણવાનું મળશે અને ફાયદો પણ જરૂર થશે
ઑક્ટોબર, ૧૯૩૬



"સ્ત્રીઓત્ર" [ માસિક પત્ર ]

સંસ્કૃત સુભાષિતોના સંગ્રહરૂપે અનેક ગ્રંથો પ્રગટ થયા છે. મુખ્યત્વે કરીને તેમાં હિંદુશાસ્ત્રોમાંથી જ સુભાષિતો એકઠાં થયાં છે જૈનશાસ્ત્રોમાં પણ સંસ્કૃત સુભાષિતોનો ભંડાર છે તે એકત્ર કરી, સામાન્ય જનસમુદાય પાસે તેના સરળ અનુવાદ સાથે મુનિશ્રીએ રજૂ કર્યો છે. સંગ્રહ ઘણો જ સરસ અને જૈન અને જૈનેતરને એક સરખી રીતે ઉપયોગી થાય તેવો છે. મુનિરાજ આના પછીના ભાગો વહેલાસર પ્રગટ કરે એવું ઇચ્છીએ. ઑક્ટોબર, ૧૯૩૫.



"જૈન ધર્મ પ્રકાશ" [ માસિક પત્ર ]

**પહેલા ભાગનો અભિપ્રાય.**

જુદા જુદા ૫૪ વિષયના મળીને એક હજાર લગભગ શ્લોક અર્થ સાથે આપવામાં આવ્યા છે. વિષયોની ચુંટણી બહુ સારી કરી છે. જે જે વિષયના પદ્યની જરૂર પડે તે તરત જ લભ્ય થઇ શકે તેમ છે; શ્લોકોનાં સ્થાન પણ બતાવવામાં આવ્યાં છે. અર્થની ભાષા સારી વાપરી છે. એકંદર ચારશેં પૃષ્ઠની પાકાપુંઠાથી બાંધેલી આ બુકની કિંમત રૂા. ૧–૪–૦ રાખી છે તે વધારે નથી, વાચવા યોગ્ય છે, આવા ચાર ભાગ થવાના છે. એક ભાગ તો ખાસ માગધી ગાથાઓનો થવાનો છે. મુનિમહારાજનો આવો પ્રયાસ ધન્યવાદને પાત્ર છે.
. ૧૯૯૧, આસો.

બીજા ભાગનો અભિપ્રાય.

આ બીજા ભાગમાં વિષય ૫૫ થી ૧૦૧ (૪૭) જુદા જુદા આપ્યા છે. શ્લોકસંખ્યા ૩૧૦૦ ઉપરાંત છે. પૃષ્ઠ પહેલા ભાગના ૩૮૪ હતા. બીજા ભાગના ૩૮૫ થી ૮૧૬ (૪૩૨) છે. સંગ્રહ બહુ સારો કરવામાં આવ્યો છે. પ્રયાસ સ્તુત્ય છે. મુનિજનોને વ્યાખ્યાનાદિમાં બહુ જ ઉપયોગી છે. ૧૯૯૨, અષાડ



उद्यानपत्रिका [ संस्कृत मासिक ]

પહેલા ભાગનો અભિપ્રાય.

अत्र अहिंसा, दया, अभयदानं इत्यादिविषयजातमधिकृत्य इतिहासपुराणेभ्यः वहुभ्यः स्वसम्प्रदायग्रन्थेभ्यश्च श्लोकाः संगृहीताः। आत्मगुणद्रोहिणि अस्थानसंभ्रमाभिवर्धके चास्मिन् काले इत्थं शान्तिगुणसमृद्धिपरग्रन्थप्रकाशनं तत्रापि देशभाषया तद्विवरणं च अतीव श्लाघ्यम्।

બીજા ભાગનો અભિપ્રાય.

अस्य प्रथमभागः प्रागेवास्यां पत्रिकायां परामृष्टः। तत्र जनानां आत्मगुणवृद्धिविषयवैराग्यपरमपुरुषार्थाभिलाषाभिवर्धनक्षमाणि ५४ प्रकरणानि सन्ति। अस्मिन् पुनर्द्वितीयभागे तदुपरि ४७ प्रकरणानि, एकैकस्मिन् प्रकरणे नानाग्रंथेभ्यः समुद्धृतानि रमणीयानि बहूनि पद्यानि सन्ति। जैनदर्शनसर्वस्वभूतां साम्यदृष्टिमतीव परिपालयन् पण्डितवरः संग्राहकः रघुवंश आपस्तम्बस्मृत इत्येवमादीनपि सूक्तिरत्नानामाकरभूतान् उत्तमग्रन्थानुपजीव्य इमं संग्रहं समग्रहीदिति पश्यन्तः सन्तुष्यामः। जैनभिक्षुवरोऽयं रूप्याणां हस्तेनापि स्पर्शनस्य वर्जनरूपं तीव्रं व्रतं धारयन् केवलं लोकस्य धर्ममार्गे व्युत्पत्तिमभिरुचिं च

सम्पादयितुं कृतसंकल्पो भाषानुवादसहितमेतं ग्रन्थं ग्रन्थांतराणि च बहूनि मालारूपेण प्रकाशयतीति जानन् कः प्राज्ञो नाह्लादेत ?

–पुस्तक १०, अंक ९.



"બુદ્ધિપ્રકાશ" [ ગુજરાતનું માનીતું ત્રૈમાસિક પત્ર ]

અવકાશે પ્રતિદિન નિયમિત રીતે એક એક શ્લોકનું વાચન અને મનન ન્હાનાં મોટાં, સ્ત્રી પુરુષ સૌને શ્રેયસ્કર થઇ પડશે; આવું ઉપયોગી અને બોધપ્રદ વાચન સાહિત્ય પૂરું પાડવા બદલ મુનિશ્રીનો આભાર માનવો ઘટે છે. એપ્રીલ–જુન, ૧૯૩૬.



" ત્રૈમાસિક. " [ ગુજરાત ફાર્બસ સભાનું, સાહિત્ય વિષયક પ્રસિદ્ધ ત્રૈમાસિક પત્ર ]

સુંદર અને સુઘડ છપાઇ. અવશ્ય સંગ્રહવા યોગ્ય. જૈનોએ જ નહી પણ જૈનેતરોએ પણ. આ ગ્રથોમાં ઉપનિષદો, સ્મૃતિઓ, મહાભારત, રામાયણ આદિ ગ્રંથોમાંથી પણ સંગ્રહણીય શ્લોકો સંગ્રહાયા છે. ઑકટોબર–ડીસેમ્બર. ૧૯૩૬

# આબૂ

જગદ્વિખ્યાત આબૂ પહાડની નાનામાં નાની અને મોટામાં મોટી દર્શનીય વસ્તુઓ, રસ્તાઓ અને એક દર્શકને ઉપયોગી થઇ પડે એવી તમામ વસ્તુની માહિતી આપનારું; તેમજ આબૂનાં મંદિરોની ઝીણામાં ઝીણી કોરણીઓ અને સુંદર સુંદર ભાવોના લગભગ ૭૫ ફોટાઓથી અલંકૃત આ પુસ્તક; જેમ આબૂના યાત્રિઓને ઉપયોગી છે, તેમ ભારતવર્ષની પ્રાચીન શિલ્પકળા અને ઐતિહાસિક શોધખોળના અભ્યાસીઓ માટે પણ ઘણું જ મહત્ત્વનું છે. એના લેખક છેઃ-ઇતિહાસતત્ત્વવેત્તા, શાન્તમૂર્ત્તિ, મુનિરાજશ્રી જયન્તવિજયજી. મ્હોટો ગ્રંથ, સુંદર એન્ટિક કાગળો, ૭૫ ફોટાઓ, પાકું બાઇન્ડીંગ અને ઉત્તમ જેકેટ હોવા છતાં,

**કિંમત માત્ર અઢી રૂપિયા**

આની હિંદી આવૃત્તિ પણ બહાર પડી ચૂકેલ છે. ફોટા વગેરે બધું ઉપર પ્રમાણે જ. કિં. ૨-૮-૦

લખોઃ—

**શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા,**

છોટા સરાફા, ઉજ્જૈન. ( માલવા )

અને જાણીતા બુકસેલરોને ત્યાંથી પણ મળશે.